# નોકરીનો ઉમેદવાર.

[ સચિત્ર સામાજિક નવલકથા ]

લેખક અને પ્રકાશક
**ચુનીલાલ વર્ધમાન શાહ**
વઢવાણનિવાસી.
સારંગપુર, તળીયાની પોળ, અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦.
સંવત્ ૧૯૭૪. ઇ. સ. ૧૯૧૮.

અમદાવાદ:
પ્રજાબંધુ પ્રીન્ટીંગ વર્કસમાં ઠાકોરલાલ પરમોદરાય ઠાકોરે
છાપ્યું. ઠે. ખાડીયા, જેઠાભાઈની પોળ.

મૂલ્ય રૂ. ૧।

## આ પુસ્તક મળવાનાં સ્થળો.

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે—ત્રણ દરવાજા—અમદાવાદ.

હરગોવનદાસ હરજીવનદાસ—પાનકોર નાકા—અમદાવાદ.

એન. એમ. ત્રિપાઠીની કંપની—કાલબાદેવી રોડ—મુંબઈ.

મેઘજી હીરજીની કંપની—પાયધુણી—મુંબઇ.

વર્દ્ધમાન એન્ડ સન્સ—પાયધુણી—મુંબઇ.

મોહનલાલ મનસુખરામ—લહેરીપુરા—વડોદરા.

પુંજાલાલ ભગવાનદાસ પારેખ—વઢવાણ સીટી.

# પ્રસ્તાવના.

૧૯૧૧ મા લખાઇને 'પ્રજાબંધુ' માં કકડે કકડે છપાએલી આ નવલકથા આજે પુસ્તકરૂપે પ્રસિદ્ધિમાં આવે છે. 'પ્રજાબંધુ' માં છપાઇને લોકાદરને પાત્ર નીવડેલી નવલકથાઓમાં આ કથાને પણ સ્થાન મળેલું છે અને વર્ષો થયાં તેની પ્રસિદ્ધિ પુસ્તકરૂપે થએલી જોવા ઇચ્છનારાંઓએ આગ્રહ કર્યો હોવાથી છેવટે આ પુસ્તકને પ્રસિદ્ધિમાં મેલું છું.

'નોકરીનો ઉમેદવાર' એક સામાજિક નવલકથા છે. બહુરંગી અને બહુવિધ જનસમાજનું સ્વભાવચિત્ર આલેખીને તેની સાથે કથાના યુવાન નાયકને પરિચયમાં લાવી સમાજનાં જૂદાં જૂદાં લક્ષણો આ નવલકથામાં બતાવી આપ્યાં છે અને તે સાથે તેમાંથી નીકળતો સાર સૂક્ષ્મરૂપે પણ માર્મિકતાથી સમજાવી છેવટસુધી વાચકના ચિત્તને દૃષ્ટિ લક્ષ્યબિંદુ તરફ રોકી રાખવાનો યત્ન કરવામાં આવ્યો છે. આ યત્ન કેટલે અંશે સફળ થઇ શક્યો છે તે ચતુર અને વિવેકી વાચકો જોઈ શકશે. કેટલાક પ્રસંગોના ભાવને વિશેષ સ્પષ્ટ કરવાને થોડાંએક ચિત્રો આપ્યાં છે.

સમાજ અને સંસારની સાથે સંબંધ ધરાવતી વસ્તુસંકલનાવાળી નવલકથાઓનું સ્થાન હાલમાં અસ્વાભાવિક ઘટનાઓવાળી અને ચમત્કારિક નવલકથાઓ વધારે પ્રમાણમાં લેતી જાય છે એ એક ખેદનો વિષય છે. એવી નવલકથાઓને માટે સાહિત્યમાં સ્થાન છે ખરૂં, પરંતુ તેની વિપુલતા ઇચ્છિવાયોગ્ય નથી, કારણકે એ પ્રકારની કથાદ્વારા વાચકોની કુતૂહલવૃત્તિને સંતોષવાનું બલકે ઉત્તેજવાનું જ બની શકે છે પરંતુ નવલકથાના મુખ્ય હેતુ તરીકે તેમની રસવૃત્તિને સન્માર્ગે દોરવાનું કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. વાચકોની રસવૃત્તિને સુધારવાનું, બગાડવાનું કે તેને હરકોઈ માર્ગે દોરી જવાનું ઘણે ભાગે લેખકોની કલમ ઉપર આધાર રાખે છે તે વિસરી જવું જોઇતું નથી.

સારંગપુર, તળીયાની પોળ
અમદાવાદ, તા. ૧૭–૭–૧૮.

ચુનીલાલ વર્ધમાન શાહ.

# અનુક્રમણિકા.

# નોકરીનો ઉમેદવાર.

## પ્રકરણ ૧ લું.

### નોકરીએ સીધાવતા જમાઇરાજ.

કંકાવટીમાં રતિશંકરનું સાસરૂં હતું. રતિશંકર–આપણી કથાના નાયક અઢાર–ઓગણીસ વર્ષની ઉમરનો એક યુવક હતો અને છેલ્લી મેટ્રીક્યુલેશનની પરીક્ષામાં તે પાસ થયો હતો. ઉંચા ઉદિચ્ય કુળનો બ્રાહ્મણ હોવા છતાં તે પૈસે ટકે સુખી નહોતો. તેની વૃદ્ધ માતા જેમ તેમ કરી પોતાનું ભરણપોષણ ચલાવતી હતી અને રતિશંકર અમદાવાદમાં એક નાગર ગૃહસ્થની મદદથી પોતાનો અભ્યાસ ચલાવી મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી શક્યો હતો. જેવી રીતે પોતાના કુટુંબમાં વૃદ્ધ માતા સિવાય તેને બીજા કોઇની ઓથ નહોતી તેવી રીતે શ્વસુર પક્ષમાં પણ વૃદ્ધ સાસુ સિવાય બીજું કોઈ નહોતું. બે વર્ષ પહેલાં તેનું લગ્ન થયું હતું, તે વખતે તેના સસરા કરૂણાશંકર શાસ્ત્રીનું જીવન હતું પણ શાસ્ત્રીજી પોતાની પુત્રી કિશોરીને રતિશંકર વેરે પરણાવીને એક જ માસમાં મરણ પામ્યા એટલે કિશોરીની માતા પણ નિરાધાર થઇ ગઈ હતી. શાસ્ત્રીજીએ કંકાવટીમાં રહીને ગીરાસીયા તથા પટેલીયાઓ પાસેથી જ્યોતિષનું કામ કરીને સારી કમાણી કરી હતી એટલે પાછળ ભરણ–પોષણને માટે ડોસીને કાંઇ ચિન્તા નહોતી એટલું સદ્‌ભાગ્ય હતું. આથી કિશોરીના આણા પ્રસંગે પણ તેની માએ ઠીક–ઠીક દરદાગીનો કર્યો હતો.

આજે બે દિવસ થયાં રતિશંકર કંકાવટીમાં પોતાને સાસરે આવ્યો હતો, કારણકે મેટ્રીકની પરીક્ષામાં પાસ થવાથી અમદાવાદમાં કાંઇ નોકરી

કરવા માટે જવાનો તેનો વિચાર હતો અને કિશોરીને પણ તે પોતાની સાથે લેઇ જનાર હતો. આગલે દિવસે તેણે પોતાની સાસુને પત્ર લખ્યો હતો અને પોતે અમદાવાદમાં જઇને રહેનાર હોવાથી કિશોરીને તૈયાર કરી રાખવા માટે સૂચવ્યું હતું. કિશોરી પણ સ્વામીની સાથે જવા ઉંચી નીચી થઇ રહી હતી. લગ્ન પછી મોટે ભાગે રતિશંકર અભ્યાસાર્થે અમદાવાદમાં જ રહેતો અને વેકેશનમાં એકાદ માસ પોતાને ગામડે જઈ રહેતો એટલે કિશોરીને સ્વામીનો લાંબા વખતનો પરિચય પણ નહોતો. હવે પોતે હમેશને માટે સ્વામીની સાથે સ્વતંત્ર રીતે અમદાવાદમાં રહી શકશે એવા સુખસ્વપ્નમાં તે આનંદથી મ્હાલી રહી હતી. કિશોરી ભણેલી, ડાહી અને સારા સ્વભાવવાળી હતી. સ્વામીની બરદાસ્ત કેવી રીતે કરવી, સ્વામીને કેવે પ્રસંગે કેવી રીતે આનંદ આપવો, કેવી રીતે સંસારમાં સંતોષ આપવો, એ સઘળું ઠેકઠેકાણેથી વાંચીને તેણે પોતાના મનમાં લાંબા વખતથી ગોઠવી રાખ્યું હતું પણ હજીસુધી તે અભિલાષાઓને અમલમાં મેલવાનો પ્રસંગ આવ્યો નહોતો અને એ અભિલાષાઓને પૂર્ણ કરવાનો તેને બહુ જ ઉમંગ હતો. લગ્ન પછી તે સ્વામીની સાથે માત્ર પંદર દિવસ રહી હતી અને રસિક પતિના સમાગમમાં તે પંદર દિવસો એટલી ઝડપથી ચાલ્યા ગયા હતા કે તેને તે પંદર પળોના જેવા જ લાગ્યા હતા. ત્યારપછી અનેક સ્વપ્નો અને સુખની કલ્પનાઓમાં તે નિમગ્ન રહી હતી અને સુંદર ગૃહવ્યવહાર ચલાવવાની તેની અભિલાષા તો એટલી બધી પ્રબળ હતી કે એક આખા દિવસમાં કેટલો વખત કયા કયા કામ પાછળ ગાળવો તેનો કાર્યક્રમ પણ તેણે પોતાની ડાયરીમાં લખી રાખ્યો હતો!

આજે શનિવારનો દિવસ હતો. રતિશંકરે સાસુજી પાસે રજા માગી અને હવે વધારે વખત નહિ ગુમાવતાં ઉતાવળે અમદાવાદ જઈ પહોંચ-

વાની ઇચ્છા દર્શાવી. વૃદ્ધ રામબાઇએ આંખોમાં આંસુ લાવી કહ્યું: "ભલે, આવ્યા છો તો જશો તો ખરા જ ને, પણ મને કિશોરીને અમદાવાદ મોકલતાં જીવ ચાલતો નથી; જુઓને રતિશંકર! તમે ભણેલા-ગણેલા અને ડાહ્યા છો. તમે અંગ્રેજી ભણીને મેટ્રીકમાં પાસ થયા એટલે મને સંતોષ થયો. મેટ્રીક ભણેલાને જલ્દી નોકરી મળી જાય છે એટલે કાંઈ ફીકર જેવું તો નથી; પણ તમે બપોરે નોકરીએ જાવ એટલે પછી મારી કિશોરીને એકલાં કેમ ગમે?"

"તેની ચિંતા કરવી તે નકામી છે; એ તો બે દિવસ એવું લાગે પણ પડોશમાં બીજાં બૈરાં સાથે હળતાં મળતાં થવાય એટલે પછી ગમે; ચોપડી ચોપાનીયાં વાંચવામાં અને ભરત-ગુંથણમાં પણ કેટલોક વખત ગાળી શકાય." રતિશંકરે દુઃખ પામતી વત્સલ સાસુને આશ્વાસન આપતાં કહ્યું.

"એમ તે કાંઇ ગમતું હશે કે? જુઓને, હું આંધળીની આંખ અને પાંગળીની લાકડી તે મારી કિશોરી એકની એક છે. કહે છે કે અમદાવાદમાં તો દરવર્ષે પ્લેગ ચાલે છે. તમે બહુ જ સારી હવામાં રહેજો હો. પણ મને કિશોરી વિના એક પળ પણ ગમવાનું નથી. હું તો દહાડો ને રાત રોયાં જ કરવાની. અરેરે, દીકરી થઇ એટલે પારકે ઘેર તો જવાનીસ્તો, પણ મન કહ્યું કરતું નથી! હેં રતિશંકર! ત્યારે તમે અહીં રહો તો?"

રતિશંકર હસીને બોલ્યો: "અહીં રહું? એ તે કેમ બને? મારો દિવસ અહીં કેમ જાય? અહીં હું શો ધંધો કરૂં?"

"હા, એ પણ ખરૂં. તમે મેટ્રીક ભણ્યા એટલે અહીં તમારાથી કાંઇ ધંધો પણ ન થાય. મેટ્રીક ભણેલાથી તો નોકરી જ થાય; એક રીતે સારૂં પણ ખરૂં; વેપારમાં ખોટ આવે અને ખેતી હોય અને વરસાદ ન પડે તોએ સરકારનો કર તો ભરવો પડે, પણ નોકરીમાં કાંઇ જોખમ જ નહિ! મન તો દુઃખાય છે પણ તમે મેટ્રીક ભણ્યા એટલે મારી આંખો

ટાઢી થઇ-રોટલાના તો કાંઇ ઉચાટ નહિ; દર દાગીનો તો સૌ સૌના નસીબ પ્રમાણે મળે." એમ કહી રામબાઇ ઉઠયાં અને આડોશી પાડોશીને બૂમ મારતાં બોલ્યાં: "અલી જમના ઓ! મારી કિશોરી અમદાવાદ જાય છે; તારે તારા ભાણીયાના કાંઈ સમાચાર આપવા હોય તો આપી જા; અને લાલા પટેલ, ઘેર છો કે? તમારા સાથીને કહેજો કે ગાડું જોડે; રતિશંકર અત્યારે અમદાવાદ જવાના છે."

હર્ષઘેલી સાસુને ભણેલા જમાઇને જોઇને અંતરમાં આનંદ આનંદ વ્યાપી રહ્યો હતો. પોતાને પુત્ર નહોતો અને તેથી રતિશંકરને તે પોતાનો પુત્ર જ માનીને હર્ષિત થતી હતી. કિશોરી–તે તેની એકની એક પુત્રી તેની આંખોના રતનરૂપ હતી અને કિશોરી અમદાવાદ ગયા પછી પોતે બહુ નહિ જીવે તેમ તેનું હૃદય માનતું હતું, તેમાં જરા પણ અતિશયોક્તિ નહોતી. નાનાં ગામોનાં સરલ હૃદયનાં સ્ત્રી પુરુષોની સહૃદયતાના અનુભવી વાચકો રામબાઇના હૃદયની સ્થિતિની કાંઇક કલ્પના કરી શકશે.

* * * * *

લાલા પટેલનો સાથી થોડી વારમાં ગાડું જોડી લાવ્યો અને રતિશંકરના સામાન સાથે થોડી વારમાં ગાડું હંકાવટીને પાધર નીકળ્યું. કિશોરી નવાં વસ્ત્રાભૂષણમાં સજ્જ થઈ સ્વામીની સાથે જવાને આતુર થતી ઘરબહાર નીકળી અને પોતાની સખીઓને, આડોશીપાડોશીઓને સગાંસંબંધીઓને મળી, તેમના આશીર્વાદ મેળવી, ચાલી. રામબાઇ પોસ પોસ આંસુએ રડતી ગામ બહાર તળાવની પાળપરના વડના ઝાડ નીચે ઊભી ઊભી રતિશંકરને શિખામણો આપતી હતી: "જુઓ રતિશંકર! પરદેશનો વાસ છે, બહુ સંભાળીને રહેજો હોં! મોટું શહેર, પાંચે આંગળીઓ કાંઇ સરખી હોતી નથી. કોઇ લુચ્ચું લફંગું પણ હોય, માટે તેમનાથી ચેતીને ચાલવું અને ઘર પણ કોઇ સારા માણસના પડોશમાં

લેજો હાં ! અને જુઓ, તમે મેટ્રિક ભણ્યા છો એટલે શિખામણ આપવાની તો કાંઇ જરૂર નથી, પણ મારી કિશોરીને કોઈ વાતનું ઊણું પડવા દેશો નહિ. હજી હું આજે પહેલવહેલી જ તેને ઘર બહાર કાઢું છું અને જીવ તો ઘણોએ ચાલતો નથી, પણ શું કરૂં ? કાંઇ છૂટકો છે ?—"

રામબાઇ આગળ બોલ્યે જ જતી હતી, એટલામાં રતિશંકર વચમાં બોલ્યોઃ "તમે તે માટે કાંઇ ચિન્તા રાખશો નહિ; શું મને કાંઈ તે માટે લાગણી નહિ હોય ? તમે વડીલ છો એટલે કહેવાની તમારી ફરજ છે, પણ તેની બહુ ચિન્તા ન કરવી. અમદાવાદ પહોંચતાં જ હું તમને ખુશી ખબરનો કાગળ લખીશ."

"હા, અને વળી બીજે ત્રીજે દિવસે તમારે કાગળ લખતા રહેવું; કાગળ વિના જો એક પણ છાસવારો ખાલી જશે તો, હા, હું તો ત્યાં દોડતી આવીશ ! અરર મા ! કિશોરીના ખબર વિના તો મને ખાવુંએ કેમ ગમે ? અને રતિશંકર ! મારી કિશોરીને તમે પાછી મારી પાસે ક્યારે મોકલશો હેં ?" પુત્રીવિયોગના શોકથી લગભગ બ્હાવરી બની ગએલી વત્સલ માતા એ પ્રશ્ન પૂછીને જમાઇના મુખ ભણી જોઇ રહી અને ઉત્તર મેળવવાને ઉત્સુક બની.

"હજી હું જઉં છું, તે પહેલાં મોકલવાની વાત તમે કરો તે કેમ બને ? ત્યાં હું જઇશ, નોકરી શોધીશ, પછી અનુકૂળતા પ્રમાણે તમને જણાવીશ."

"નોકરી શોધતાં શી વાર લાગવાની હતી ? મેટ્રીક ભણેલાને તો નોકરી મેળવવી એ રમત જેવું ગણાય ! અમારા શિવશંકરનો છોકરો મેટ્રિક ભણ્યોતો તે સવાસો રૂપિયાનો પગાર લાવતો; પણ બિચારો ગુજરી ગયો; તમનેએ એટલા અને નહિતો પાંચપચીશ ઓછાએ મળશે ને ?"

"એ તો જે મળે તે ખરૂં; ચોક્કસ ન કહેવાય; જેવું આપણું ન-

સીખ; લ્યો હવે તમે પાછાં વળો; હું જઉં છું." રતિશંકરે એમ કહી છત્રી ઉઘાડી. કિશોરી એક બાજુએ ઘુમટો તાણી ઉભી રહી હતી ત્યાં રામબાઇએ જઇને પુત્રીને સ્નેહનાં આંસુથી ન્હવરાવી, અનેક અનેક શિખામણો આપી અને પછી બન્ને છૂટાં પડયાં. કિશોરી ગાડામાં બેઠી અને રતિશંકર ગાડાની પાછળ પાછળ ચાલવા લાગ્યો, પણ રામબાઇનું મન ઘેર જતાં માને નહિ. તે ગાડાની સાથે ને સાથે ચાલવા લાગી અને રતિશંકરે જ્યારે બહુ બહુ આગ્રહ કર્યો ત્યારે તે ઉભી રહી અને જ્યાંસુધી ગાડું સામેની વૃક્ષરાજીમાં અદૃશ્ય થયું ત્યાંસુધી તે ત્યાં ને ત્યાં જ કિશોરીને નીહાળતી ઊભી રહી.

*　　*　　*　　*　　*

માતાની વત્સલતાથી કિશોરીનું હૃદય પણ ગદ્દગદિત બન્યું હતું. તેને પતિની સાથે જવાની બહુએ ઉત્કંઠા હતી, પરન્તુ માતાથી છૂટા પડતાં તેને દુઃખ થયા સિવાય રહ્યું નહિ. પોતાને નીહાળીને ઉભી રહેલી માતાની આકૃતિને દૂરથી જોતી અને હૃદયથી રડતી કિશોરી ગાડાની સાથે આગળ ને આગળ ચાલી જતી હતી. કેટલેક દૂર ગયા પછી તેણે રતિશંકરને કહ્યું: "ત્યારે તમેએ હવે ગાડામાં બેસી જાઓને. થાકી જશો; સ્ટેશન તો હજી ચાર માઇલ દૂર છે."

સાસુની વત્સલતાને માટે વિચારમાં પડેલો અને કોલરીજની

A mother is a mother still
The holiest thing alive

એ પંક્તિઓનું સ્મરણ કરતો છત્રીને છાંયડે રતિશંકર ચાલ્યો જતો હતો, તેનું ધ્યાન કિશોરીના ચાંદીની ઘંટડીના મધુર રણત્કાર સરખા કોમળ શબ્દોએ ખેંચ્યું. પત્નીના આગ્રહથી તે ગાડામાં બેઠો. સ્વામીની સાથે પ્રેમભરી મધુર વાતચીત કરવાને કિશોરી તલપાપડ થઇ રહી હતી

અને લગ્ન પછી આટલી છૂટ પણ આજે પહેલવહેલી જ મળી હતી; પણ ગાડું હાંકનારની લજ્જા કાંઇ મૂકી શકાઇ નહિ. મૌન્યમાં ને મૌન્યમાં સ્ટેશન આવ્યું.

## પ્રકરણ ૨ જું.

### અરજદાર કે ગરજદાર?

આજકાલના ભણેલાઓને નોકરી કેવી રીતે શોધવી તે કાંઇ હવે શિખવવું પડતું નથી. રતિશંકરે પણ અમદાવાદમાં સારા લત્તામાં એક ઘર ભાડે લેઇને રહેવા માંડયું અને બીજે દિવસે નોકરીની તપાસ માટે ભટકવા માંડયું! નિશાળમાં સાથે અભ્યાસ કરતા કેટલાક મિત્રો મળ્યા અને તેમને જ્યારે જ્યારે રતિશંકરે પૂછ્યું કેઃ "હવે હું શો ધંધો કરૂં?" ત્યારે એ ચાર જણ સિવાય બીજા સઘળાઓએ કહ્યું કે "કોઈ નોકરી શોધી લેની?" બીજાઓમાંના એકે વ્યાપારી લાઇનમાં પડવાની ભલામણ કરી, એકે વીમાની એજન્સી લેવા સૂચવ્યું અને એકે કહ્યું કે "તું આગળ અભ્યાસ કેમ ચલાવતો નથી?" પણ આ સઘળી સલાહો ગરીબ બિચારા દુનિયાના બીનઅનુભવી રતિશંકરને કાંઈ કામની ન હતી. આજકાલના ભણેલાઓ કે જેઓ નોકરીની પરતંત્રતાને નિંદવાનો જ ધંધો લેઈ બેઠેલા હોય છે, તેઓને "વ્યાપારી લાઇન" માં પડવાની વાતો બહુ મજેની લાગે છે, પરન્તુ વ્યાપારી લાઇનમાં કેમ પડાય છે, એમ જો તેમને પૂછવામાં આવે તો **मौन्यं सर्वार्थसाधनम्** બની જાય! વ્યાપારી લાઇનમાં પૈસા જોઇએ, પૈસા કાઢનાર કોઇ મળી આવે તો સારી ગેરેન્ટી અને પ્રમાણિકપણા માટેનું વિશ્વાસુ સરટિફીકેટ જોઇએ, વરસદહાડો વ્યાપારમાં નફો ન મળે તો ઘેરબેઠાં ખાવાની જોગવાઈ જોઇએ; પણ એ

સઘળું વ્યાપાર કરવાની બુદ્ધિવાળાને માટે જ; રતિશંકર જેવા બિચારા નિશાળીયા બુદ્ધિના યુવકને તો વ્યાપાર નામ સાંભળતાં જ ત્રાસ ઉત્પન્ન થાય! ઘરાકની દાઢીમાં હાથ ઘાલીને માલ વેચવો, જૂઠા સમ સોગંદ ખાવા, પગલે પગલે ઠગાઈ અને ડગલે ડગલે જૂઠું બોલવું, ખોટી ખુશામત કરવી, બોલવામાં ચાલાક રહેવું અને વધારામાં એટલી સાવચેતી પણ રાખવી કે નિશાળમાંના અંગ્રેજી-ગુજરાતી મિશ્રિત ભાષા બોલવાના હમેશના પરિચયથી ઘરાકની પાસે પણ એવો કાંઇ દેડ-ગુજરાતી ગરબડ ગોટાળો વળી જાય નહિ, નહિતો ઘરાક ઉભી પૂંછડીએ નાસે અને જો ગોમતીપુરની ગરીબ ગોવાળણી હોય તો તો એમ જ જાણે કે તે બિચારાને વાઈ આવતી હશે! કોઇ કહેશે કે વ્યાપારી લાઇનમાં ફાવે નહિ તો કાંઇ આડત-દલાલી કરીએ; પણ મૂળ નિશાળમાં ગણિત સાથે વૈર હોય-સ્ટોક ને શેરના દાખલા જોઇને તો ઉલટી ઉછળતી હોય, ત્યાં હીસાબ કીતાબ કે કમીશન-આડત-દલાલીની વાતો કરવી તે શા કામની? વીમાની એજન્સીની વાત અંગ્રેજી ભણેલાને ગમે ખરી, પરન્તુ વીમો ઉતરાવનારાઓને લલચાવવાની, તેમની ખુશામત કરવાની, તેમને ત્યાં ધક્કા ધખ્ખા ખાવાની અને સાચું જૂઠું બોલવાની કુનેહ તેમાં જોઇએ ત્યારે રતિશંકરમાં તે ગુણોને નામે મોટું મીંડું! આગળ અભ્યાસ કરવાનું તો બહુએ ગમે, પણ પૈસા ક્યાં? માબાપના લોહીનાં ટીપાંના પૈસા ખર્ચી જાણવાનું જ જેમને જ્ઞાન છે અને જેઓ પૈસા ખર્ચીને માત્ર ભણવાની જ-ચોપડીઓનાં પાનાં ગોખી કાઢવાની જ બુદ્ધિ ધરાવે છે, તેઓ રતિશંકરની પૈસા સંબંધી મુસ્કેલીનો ખ્યાલ કેવી રીતે ધરાવી શકે? છેવટ "નોકરીના બાબુ" બનેલાના નસીબમાં નોકરી જ નોકરી! નોકરીની ભલામણ રતિશંકરે સ્વીકારી.

અમદાવાદમાં સારી નહિ તો નાની નાની લાયબ્રેરીઓનો કાંઇ તોટો

નથી. રતિશંકરે આખો દિવસ જૂદી જૂદી લાયબ્રેરીઓમાં ભટકીને "જોઇએ છે—Wanted" નાં મથાળાંવાળી જાહેર ખબરો વાંચવા માંડી! છાપું ઉઘાડતાં જ્યાં "જોઇએ છે" એવું જોવામાં આવતું ત્યાં તેની આંખો હર્ષભેર દોડી જતી, અને સત્વર તે વાંચીને રતિશંકર તેમાંનું સીરનામું પોતાની ડાયરીમાં લખી લેતો. પણ આજકાલના જાહેર ખબર આપનારાઓ પણ બડા ચબરાક! "જોઇએ છે" એવું મોટું મથાળું મૂકીને નીચે જણાવે કે "અમારી ફલાણી ફલાણી દવાના ગ્રાહકો જોઇએ છે!" અથવા તો "અમુક તમુક ભાઇશ્રીને નોકરી જોઇએ છે!" આવી જાહેર ખબરો રતિશંકર હર્ષભેર વાંચી જતો પરન્તુ આખી જાહેર ખબર વાંચી ગયા પછી નિરાશ થતો. તોપણ ત્રણ ચાર દિવસમાં ઠેકઠેકાણે ફરીને નોકરીઓને માટે પચીસેક સીરનામાં તો મેળવ્યાં.

હવે ચાલ્યું અરજીઓ લખીને ટપાલમાં નાંખવાનું કામ! રતિશંકર રોજ આઠ દસ અરજીઓ સારા અક્ષરે ઉંચા કાગળપર લખીને ટપાલમાં નાંખતો અને જો કદાપિ અરજીમાં કોઇ ઠેકાણે ડાઘ પડી જતો તો તે અરજી રદ કરીને બીજી લખતો. ચાર પાંચ દિવસ એ પ્રમાણે અરજીઓ લખવાનું કામ ચાલ્યું અને હવે એકાદ નોકરીપર જરૂર ટીકી લાગી જશે એવી આશા રતિશંકરને ઉત્પન્ન થઇ. પણ ત્યારપછીના ચાર પાંચ દિવસમાં માત્ર પાંચ જવાબો મળ્યા અને આઠ દસ અરજીઓની સાથે જાહેર ખબરમાં માંગણી કર્યા પ્રમાણે બબ્બે આનાની ટીકીટો બીડેલી, તેમાંના કોઇનો તો જવાબ જ મળે નહિ! જે પાંચ જવાબો મળ્યા હતા તેમાંના એક પોસ્ટ કાર્ડમાં તો લખ્યું હતું કે "તમોએ હમારી એડવરતીજમેન્ત પર ધીયાન બી આપીયું દેખાતું નહિ. હમોએ તેમાં જનાવીયુંછ કે અરજદારે રોબરૂમાં આવીને અરજ કરવી અને ફકટ ટપાલ મારફતે અરજી રેંક આપનારાઓની ઉમેદવારી પર ધીયાન આપવામાં આવસે નહિ; તો-

પન તમોએ બેદરકારીથી અરજી ફેંકીછ, એતલા પરથી જ હમારી નો-કરી કરવાની તમારી લાયકી દેખાઇ આવેછ! ભાઇજી! હવે હમારી હા-જીસે આંટોફેરો બી ખાતા ના. અરજદારો જો ગરજદાર ન હોય તો તે અરજદાર સાના?"

આ જવાબ વાંચીને રતિશંકર ચમક્યો અને પોતે જાતે ત્યાં જઇ આવ્યો હોત તો ઠીક હતું એમ તેને લાગ્યું; તોપણ તેને ત્યાં બપોરના જઇ આવવાનો નિશ્ચય કર્યો. બાકીના ચાર જવાબોમાં એક જવાબમાં રતિશંકરનો ખુલ્લો અસ્વીકાર હતો. બીજામાં એક અંગ્રેજ ગૃહસ્થ મી. જોસેફ લોંગે રતિશંકરની સાથે રૂબરૂમાં વાતચીત કરવાની ઇચ્છા દર્શાવી હતી. બાકીના બે જવાબોમાં બન્નેએ જણાવ્યું હતું કે "તમે અમારો માલ વેચશો તો અમો તમોને સારૂં કમિશન અને ઘેરબેઠે પગાર પણ આપીશું!"

"બાપરે! પચીસ અરજીઓનું આ પરિણામ? આ બેટીનો બાપ કોઇ પારસી તો રૂબરૂમાં નહિ મળવા માટે છેડાઈ જ પડ્યો છે! આ અંગ્રેજ ગૃહસ્થ કાંઇક માયાળુ જણાય છે ખરો, સાંજે વાત; તેની મુલા-કાત લેઇશું! અને આ બે તો કોઇ વ્યાપારને નામે નોકરની માંગણી કરતા જણાય છે! હાય! હાય! આવી રીતે તો કાંઇ નોકરીનો જોગ લાગે તેમ જણાતું નથી! પારકા ગામમાં નોકરી વિના તે કેટલા દિવસ ચલાવી શકાશે?"

એક મોટી ચિન્તા રતિશંકરના ચિત્તમાં હવે પેઠી. આવી રીતે અ-રજી અરજી કરવાથી નોકરી મળી આવશે કે કેમ તે તેને સંશયપ્રદ જ-ણાયું. બપોરના જમીને તે બહાર ફરવા નીકળી પડ્યો અને સૌથી પહેલાં ૩બ૨ અરજની માંગણી કરનાર ગૃહસ્થને ત્યાં ગયો. એક વિઝિટિંગ કાર્ડમાં પોતાનું નામઠામ લખીને તે સાથે લખેલી અરજી પણ મોકલી આપી.

શેઠ સાહેબને છૂટા મોતીના દાણા જેવા અક્ષરો ગમ્યા તો ખરા, પણ વળી પાછું સાંભરી આવ્યું કે તે તો પેલો બેદરકાર અરજદાર છે એટલે નોકર સાથે જવાબ મોકલાવ્યો કે " શેઠને તમારી નોકરીની જરૂર નથી!"

રતિશંકર આ સાંભળીને નિરાશ થયો, તોપણ વગર કહ્યે શેઠની ઓફીસમાં ગયો અને સલામ કરીને ઉભો. શેઠે પૂછ્યું: " કેમ બા! તમે કેમ આવીયાછ?"

રતિશંકરે કહ્યું: " સાહેબ, અવિનયને માટે માફી માંગતાં મારે જણાવવું જોઇએ કે હું આપને રૂબરૂમાં અરજ કરવા આવ્યો નહિ તે માટે આપે મારા પર આટલો ગુસ્સો કરવો જોઇએ નહિ! હું એક ગરીબ બ્રાહ્મણ છું અને નોકરી વિના દુઃખી થઉં છું તો જો આપ મારામાં લાયકી જોતા હો તો મારી આ એક ભૂલને માટે મને માફ કરશો."

શેઠ જરા નરમ થયા અને બોલ્યા: " ખરેખર, તમે દેખાવછ તો નરમ નેચરના, પન ખરેખર તમે બેદરકાર હોવા જોઇએ. તમારા દસકતથી હું બહુ ખુશ થયો છું. વારૂ, ચાલો, જ્યારે તમો મુફલીસ છેઓ, ત્યારે હું તમારી પર દયા કરસ; પન કહો, તમો પાંચસો રૂપ્યાની ગેરેન્તી આપી સકસો?"

" સાહેબ, હું ગરીબ છું અને વળી પરગામનો છું તો ગેરેન્ટી તો કેવી રીતે આપી શકું? સાહેબ, મારી કેળવણી જુઓ, લાયકાત જુઓ!"

" કેલવનીમાં ફકટ તમો મેત્રીક થયાછ અને લાયકાત તો કામ કરવા આગમચ સું ખબર? પન ગેરેન્તી વિના તો નહિ ચાલે બા! આજકાલના ભનેલાઓ પરમાનિક હોતા નથી અને મારૂં બીઝનેસ રયું જોખમનું. ચાલો, તમો પર દયા કરીને કહુંછ કે જો તમો સેવટ તનસો રૂપ્યાની ગેરેન્તી આપસો તો હું તમોને મહીને દહારે તેર રૂપ્યાનો પગાર આપસ અને આવતે વરસે તેમાં બેનું પરમોસન દેઇ પંદર કરી દેવસ."

'તેર' રૂપિયાનું નામ સાંભળીને રતિશંકર ગભરાયો ! જ્યારે ગેરેન્ટી માંગવામાં આવે છે, ત્યારે ચાળીસ–પચાસ રૂપિયાનો પગાર હશે એમ તે માનતો હતો, પણ 'તેર' રૂપિયા સાંભળીને તો તે હીબકી જ ગયો ! "મારાથી ગેરન્ટીનો જોગ તો નહિ થઇ શકે" એમ કહીને ત્યાંથી તેણે ચાલતી પકડી.

સાબરમતીને પેલે કિનારે મી. જોસેફ લોંગનો બંગલો હતો, ત્યાં જઇને મળવાનું હવે રતિશંકરને બાકી રહ્યું હતું. નોકરીને લગતા અનેક વિચાર તરંગોમાં ગોટવાતો-ગુંચવાતો તે ત્યાં ગયો તો જણાયું કે "આજે તો રવિવાર હોવાથી સાહેબ કોઇની મુલાકાત લેતા નથી." રતિશંકર નિરાશ થઇને પાછો ફર્યો. થોડી વાર તે વિક્ટોરિયા ગાર્ડનમાં વિરામ લેતો બેઠો અને ભૂત–ભવિષ્યના અનેક વિચાર કરતો કરતો સુખ–દુઃખનાં સ્વપ્ન અનુભવવા લાગ્યો. નોકરી મેળવવાના આ પહેલા જ પ્રયાસમાં આટલી મુસ્કેલી જોતાં તે કેટલોક ખેદ પામ્યો અને પોતાની દયાજનક સ્થિતિના વિચારે તેને ક્ષણભર ગમગીન બનાવી મેલ્યો.

સાંજ પડતાં તે પાછો ઘેર આવ્યો. કિશોરી સ્વામીના આગમનની આતુરતા સાથે રાહ જોઈ રહી હતી. બે ત્રણ ઠેકાણે મળવાનું હતું એટલે એકાદ ઠેકાણે તો નોકરીની ટીકી લાગી ગઈ જ હશે એમ તે માનતી હતી, પણ જ્યારે તેણે સ્વામી તરફથી નિરાશાના ઉદ્દગારો સાંભળ્યા ત્યારે તેને પણ દુઃખ થયું. તોપણ સ્વામીને આશ્વાસન આપતાં તે બોલીઃ "હશે, હજી પેલા સાહેબને મળવાનું છેની ? ત્યાં ઘણું કરીને ચોક્કસ થઇ જશે. અંગ્રેજ લોકો બહુ લાયક હોય છે અને તેઓ નોકરીની કીંમત બહુ સારી પેઠે સમજે છે."

પતિ–પત્નીએ રાત્રિભોજન કર્યું અને રતિશંકર નિરાશાથી દુઃખી થઈ ગયો હોવાથી તે તો તુરત જ બિછાનામાં પડ્યો. તરૂણાવસ્થાના આનં-

દની અભિલાષિણી કિશોરીને મન પોતને સુખે સુખ! અત્યારે તો નહિં સુખ, નહિ આનંદ, નહિ મીઠી વાતચીત! તે બિચારીને આ સઘળું સૂનું સૂનું જરાએ ગમતું નહિ. "અત્યારમાં કેમ સૂઇ ગયા હેં ?" એમ કિશોરીએ બે ત્રણ વાર પૂછ્યું, પણ શોકાતુર રતિશંકરે "એ તો અમસ્થો" એટલા શબ્દો ઉપરાંત કાંઇ ઉત્તર વાળ્યો નહિ.

## પ્રકરણ ૩ જું.

### કિશોરીની ચિન્તા.

પ્રભાત થયું અને ટપાલવાળાએ રતિશંકરના નામની બૂમ મારી કે તુરત જ રતિશંકર બિછાનામાંથી બેઠો થઈ બે કાગળ બારણામાં પડેલા તે લેઇ આવ્યો. કિશોરી અત્યારે સ્નાન કરી રહી હતી અને જ્યાં અબોટિયું પહેરતી હતી, ત્યાં સ્વામીના હાથમાં બે પત્રો જોયા એટલે એકદમ દોડી આવી અને રતિશંકર તેમાંના કાગળો વાંચતો હતો તેની સામે કાંઇક ઉત્સુક દૃષ્ટિથી નિહાળી રહી. નોકરીની અરજીના જ કાંઇ જવાબો હશે એમ કિશોરી માનતી હતી અને આ કાગળોમાં નોકરીની ટીકી લાગી જશે એવી તેણે આશા રાખી હતી. ટપાલનો કાગળ વાંચવાની ઉત્સુકતા દરેક ચિત્તમાં કેટલી બધી હોય છે? પુરૂષો કરતાં સ્ત્રીઓ વળી તે બાબતમાં વધારે ઉત્સુકતા ધરાવે છે અને અહીં તો સ્વામીની નોકરીની બાબતમાં કોમળ હૃદયની કિશોરીની ઉત્સુકતા હતી! આશા-નિરાશાના ઝોલામાં ઝુલતી કિશોરીએ રતિશંકરને પૂછ્યું: "કોના એ પત્રો છે?"

"નોકરી માટે કરેલી અરજીના જવાબો છે." રતિશંકરે ઉદાસીન ભાવથી કહ્યું.

કિશોરી આટલા ઉત્તરથી સંતુષ્ટ થઇ નહિ. તેણે આગળ પૂછ્યું: "તેમાં શું લખ્યું છે?"

"એક તો નોકરી મેળવી આપનાર એજન્સીનો પત્ર છે. તેમાં લખે છે કે બે રૂપિયા ભરીને અમારે ત્યાં તમારૂં નામ લખાવો એટલે અમે સારી નોકરી મેળવી આપીશું. બીજો પત્ર એક પારસી વેપારીનો છે જે જાતે મળવા લખે છે."

"નોકરી મેળવી આપનાર એજન્સી તો સારી. માત્ર બે રૂપિયા ખર્ચીએ એટલે નોકરી મેળવી આપે અને આમ તો તમે ટપાલમાં જ ત્રણ ચાર રૂપીયા ખર્ચી નાંખ્યા છે!" કિશોરીએ ભોળે ભાવે પોતાનો અભિપ્રાય આપ્યો.

"શેની સારી? બે રૂપિયામાં જો એમ નોકરી મળતી હોય તો દુનિયામાં કોઇ નોકરી વિના ભૂખે જ ન મરે! એ પણ એક જાતનો ધંધો છે! નોકરી મેળવી આપનાર એજન્સીવાળો કેમ પોતે નોકરી શોધી લેતો નહિ હોય કે તે વળી એવો આડત-દલાલીનો ધંધો લેઇ બેઠો હશે? વ્હાલી! આ તારૂં સરલ બુદ્ધિનું કંકાવટી ગામડું નથી પણ અમદાવાદ શહેર છે! હજારો કાવાદાવા કરી લોકો પેટ ભરે છે!"

"ત્યારે આજે હવે તમે ક્યાં ક્યાં જવા ધારો છો?"

રતિશંકર જરા સ્મિત કરતો બોલ્યો: "એ બધું તારે પૂછવાની શી જરૂર?"

લજ્જાથી મંદ હસતી અને કોમળ કપોલ પ્રદેશમાં આંટી પાડતી કિશોરી વદન નીચું કરીને બોલી: "કેમ? અમારો તે પૂછવાનો અધિકાર પણ નહિ? તમારી બાબતમાં અમને ચિંતા કરવાનો પણ હક્ક નહિ કે?"

"ચિંતા કરીને શું કરશો?" રતિશંકરે સ્મિત જારી રાખતાં કહ્યું.

"કરવાનું શું હતું વળી? પણ નોકરીની ચિંતામાં તમે ઉદાસ રહ્યાં કરો, એટલે મારા અંતરને શું કાંઈ પણ નહિ થતું હોય?"

રતિશંકરે વાતચીતમાં રસ લેતાં કહ્યું: "કિશોરી! તને ચૌદ વર્ષ થયાં

હશે; આટલી નાની ઉંમરે તને એવી ચિંતા કરવાનું કોણે શિખવ્યું હેં ?"

"શિખવતું કોણ હશે વળી ? સંસારમાં જેમ થતું આવ્યું છે તે જોઇ જોઇને સઘળું શિખાય. સ્ત્રી સ્વામીને માટે ચિંતા ન કરે તો બીજા કોને માટે કરે ?"

"પણ આટલી નાની ઉંમરે ? ચૌદ વર્ષનો હું હતો, ત્યારે ત્રીજી અંગ્રેજી ભણતો હતો અને મારી મા મારા વેવીશાળ વિષે મારા પિતાને કાંઈ કહેતાં તો તે વિષે હું કાઇ પણ સમજતો નહિ ! અને તું તો ચૌદ વર્ષની ઉંમરે સુવ્યવસ્થિત સંસાર ચલાવે છે તેમ જ મારે માટે ચિત્તમાં મોટી ચિંતા રાખે છે ! રાત્રે સૂતાં સૂતાં પણ મગજમાં કાંઇ વિચાર કદી આવે છે ખરો કે ?"

"હાસ્તો. આપણે અહીં આવ્યાને બે ત્રણ દિવસ થયા ત્યાંસુધી તો તમને સારા પગારની નોકરી મળશે એટલે હું ગૃહવ્યવસ્થા કેવી રીતે ચલાવવી તેનો જ વિચાર કર્યા કરતી હતી; પણ જેમ જેમ નોકરીને માટે મુશ્કેલી જણાતી જાય છે, તેમ તેમ હવે તો નાના–મોટા પગારની નોકરી ક્યારે મળી જાય એ જ ચિંતામાં હું રાત–દિવસ ગાળું છું; અરેરે, પેટથી ભૂંડું એ હેઠ ! પહેલું પેટ ભરાય તો પછી સઘળા પ્રકારનું સુખ અને આનંદ ! તમને મળવાને હું કેટલી ઉત્સુક હતી, કેટલી કેટલી અભિલાષાઓની ગુંથણી ગુંથી રાખી હતી, પણ પેટની ચિન્તામાં સઘળું સુકાઈ ગયું ! પેટને માટે વલખાં મારવાની ચિંતા ચિત્તને દગ્ધ કરી નાંખતી હોય, ત્યાં આનંદ કે મીઠાશને અવકાશ પણ ક્યાંથી રહે ?" એમ કહેતી કિશોરી ક્ષણભર શોકમાં ગરક થઈ ગઇ ! શોક અને આનંદથી આ શીલસુરીના પ્રવાહનું કર્ણદ્વારા પાન કરતો રતિશંકર તો કિશોરીના શબ્દો સાંભળીને દિગ્મૂઢ જ બની ગયો ! તેના મનથી એમ જ થઈ ગયું કે આ તે કિશોરી બોલે છે કે કોઈ તત્ત્વવેત્તા નાનુંશું ભાષણ આપે છે ?

કિશોરી બોલી રહી, એટલે રતિશંકર થોડી વારે બોલ્યોઃ "કિશોરી! હું ખરૂં જ કહું છું કે જ્યારે હું તારા જેવડો હતો, ત્યારે તેં કહ્યું તેમાંનો એક પણ વિચાર મારા ચિત્તમાં નહોતો અને તારા ચિત્તમાં આવા વિચારો કેવી રીતે પેદા?"

"અમે સમજણાં થઇએ ત્યારથી, ભણતાં હોઇએ કે ઘરનું કામકાજ શીખતાં હોઇએ, તોપણ સ્ત્રીઓના સમાગમમાં સંસારના સુખી દુઃખી પ્રસંગોની વાતો સાંભળીએ અને તમે માત્ર નિશાળીયાઓ સાથે ભણવા-ગણવાની કે બહુ તો મોટી ઉંમરે નોકરી-ચાકરી કે ધંધાની વાતો કર્યા કરો. જેને જે જ્ઞાનની જરૂર હોય છે તેને તે સ્વાભાવિક રીતે મળી જ રહે છે. સંસારની ફરજોનું જે શિક્ષણ નિશાળમાં નથી મળતું તે સૌને ઘરઆંગણે મળે છે; પણ હવે એ વાત જવા દો, અને આજે ક્યાં ક્યાં જવાના છો તે કહો."

"આજે તો લોંગ સાહેબને ત્યાં અને આજે પત્ર આવ્યો છે તે પારસીને ત્યાં જઇશ. પણ રસોઇ જલ્દી થાય ત્યારે જ તો!"

કિશોરી વધુ સાંભળવાને ઊભી ન રહેતાં સત્વર રસોડામાં પેઠી અને રતિશંકર કિશોરીના સરલતા આદિ ગુણો વિષે વિચાર કરતો દુઃખમિશ્રિત રસિકતામાં ડૂબ્યો.

* * * * *

જમીને રતિશંકર નોકરી શોધવાની રખડપટ્ટી કરવા નીકળી પડ્યો. જે પારસી વેપારીએ રૂબરૂમાં મળવા માટે રતિશંકરને લખ્યું હતું, તેનું નામ કમજીરજી કુડાકુટીયા હતું, જેમની વિલાયતી દારૂ વેચવાની સુપ્રસિદ્ધ દુકાન અમદાવાદના દારૂ પીનારાઓમાં સારી પેઠે જાણીતી હતી. રતિશંકરે જતાં વાંત શેઠ કમજીરજીને સલામ કરી અને પોતાની ઓળખાણ આપી. કમજીરજી શેઠે તેને બેસવાને ખુરશી આપી અને પૂછ્યું:

"તીયારે આપને દેસી નામું કાંઇ આવરે છ કે ?"

"જી ના, કારણકે હજી હમણાં જ હું મેટ્રીકમાં પાસ થયો છું." રતિશંકરે જવાબ આપ્યો અને કમજોરજી આગળ શું પૂછે છે તે જાણુવાને ઉત્સુક બન્યો.

શેઠે કહ્યું: "તીયારે તમે ફકટ અંગરેજી-ગુજરાતી બીલો કરી આપવાના કામમાં લાગો. વારૂ, તમોને દારૂની દુકાનનો બી કાંઇ—"

રતિશંકર વચમાં જ બોલી ઉઠ્યો: "ના જી, કારણકે હજી હું પહેલવહેલો જ નોકરી કરવા બહાર પડ્યો છું."

"થી–ક; કોહો બા, તમોને સું પગાર જોઇસે ?"

"સાહેબ, આપનું કામ અને મારી લાયકાત બંને ઉપર નજર રાખીને આપ જ નામ પાડો."

"તો બા, હું તમોને પંદર રૂપિયા દેવસ અને તમારે અગ્યારથી રાતના આઠ બજ્યા વેર દોકાનપર હાજર રેહેવું પરસે."

"હું આપને કાલે જવાબ આપીશ." રતિશંકરે થોડી વાર વિચાર કરીને કહ્યું.

"ભલે, પન જરૂર કાલ તમો જવાબ દેઈ જજો, હં." શેઠે કહ્યું અને રતિશંકર સલામ કરી ચાલ્યો ગયો.

નોકરી મળવાના વાખામાં પંદર રૂપિયાની નોકરીનો પણ સ્વીકાર કરી લેવાની ઇચ્છા રતિશંકરને થઇ ગઈ હતી, પરન્તુ મી. જોસેફ લોંગને મળવાનું હજી બાકી રહ્યું હતું એટલે તેણે કમજોરજી શેઠને ચોક્કસ ઉત્તર આપ્યો નહિ. તેના મનથી કમજોરજી શેઠની નોકરી સહવારના અગીયારથી રાતના આઠ સુધી એ કાંઇક વધારે હતી.

લોંગ સાહેબને બંગલે જઇને રતિશંકર તેને મળ્યો અને સાહેબે તેનો ઉત્તમ રીતે સત્કાર કર્યો. પોતાનું કામ પડ્યું મેલીને રતિશંક-

રની સાથે સાહેબે વાતચીત કરવા માંડીઃ "મી. રતિશંકર આપનું જ નામ કે ?"

"જી હા."

"તમે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પાસ કરી છે ખરૂં ? વારૂ, તમને અંગ્રેજી પત્રવ્યવહારનો કાંઇ અનુભવ છે ખરો ?"

"જી ના, કારણકે હજી હું નોકરી કરવાને પહેલવહેલો જ બહાર પડ્યો છું." રતિશંકરે જવાબ આપ્યો.

"ટાઇપીંગનું કામ કાંઈ જાણો છો?"

"કેટલાક વખત પહેલાં તે શીખ્યો હતો, પણ અત્યારે ચાલુ પ્રેક્ટીસમાં નથી."

"વારૂ, પ્રમાણિકપણાને માટે તમારી પાસે કાંઇ સર્ટીફીકેટો છે ?"

"જી ના; મારા શિક્ષકનું સર્ટીફીકેટ હું મેળવી શકું ખરો, પણ હું પોતે પ્રમાણિક છું તે મારા વર્તનથી જ બતાવી શકું; બીજાને મ્હોંએ ખુશામત કરીને પ્રમાણિકપણાનું સર્ટીફીકેટ ભીખી લાવવાથી શું ફાયદો ? પ્રમાણિકપણું કાંઇ મ્હોંની મીઠાશમાં નહિ પણ પવિત્ર વર્તનમાં જ રહેલું છે."

આ શબ્દોએ **લોંગ** સાહેબનું ધ્યાન ખેંચ્યું. સાહેબે કહ્યુંઃ "વારૂ; તમે જાણતા હશો કે મારે ત્યાં એક અંગ્રેજી કમ્પનીની આગના વીમાની એજન્સી છે. વીમાનું કામ કરતાં તમને ફાવશે કે ?"

"જિજ્ઞાસા માણસોને દરેક વસ્તુ શીખવે છે; મારી યોગ્યતા વિષે અને નિમકહલાલી વિષે હું મ્હોંએથી બોલું તે શા કામનું ?"

"ઠીક, ઠીક, ત્યારે કાલે સ્હવારે આઠ વાગતાં જ તમે મને ફરીથી અહીં મળો, તે વખતે આપણે તમારા પગાર વિષે વાતચીત કરીશું." સાહેબે કહ્યું અને રતિશંકર સલામ કરી ચાલતો થયો. **લોંગ** સાહેબને ત્યાં કદાચ નોકરીની ટીકી લાગી જાય, તેવી તેને આશા ઉત્પન્ન થઇ.

અેર પાછાં ફરીને ચિંતાતુર કિશોરીને રતિશંકરે સમાચાર આપ્યા. કિશોરી પણ આશાના ઝોલામાં ઝૂલતી આનંદ પામી. તે રાત્રિ કિશોરી અને રતિશંકર ઉભયને આનંદપ્રદ—ખુશનુમા જણાઇ.

## પ્રકરણ ૪ થું.

### ફકત ચાહનો એક પ્યાલો !

આજે રતિશંકરને સ્હવારના આઠ વાગતાંમાં લોંગ સાહેબને બંગલે જવાનું હોવાથી પરોઢમાં વહેલાં ઉઠીને તે સ્નાનાદિ કાર્યમાંથી પરવારી રહ્યો. સાડાસાત થતાં તે હર્ષભેર નીકળ્યો અને આશાના તંતુએ બંધાએલા મન સાથે ઉતાવળે ચાલવા લાગ્યો. બરાબર આઠ વાગતાં તે લોંગ સાહેબના બંગલાના કમ્પાઉન્ડમાં આવી પહોંચ્યો અને સડસડાટ દાદર ચડી ઓફીસમાં ગયો. ઓફીસમાં એક નોકર કચરો વાળવાના કામમાં ગુંથાયો હતો તે સિવાય ત્યાં બીજું કોઇ નહોતું. રતિશંકર એક બાજુએ ખુરશીપર બેઠો અને આઠ—દશ મિનિટ રાહ જોઈ, પણ સાહેબ આવ્યા નહિ, એટલે તેણે નોકરને પૂછ્યું: " સાહેબ કયાં છે ? "

નોકરે જવાબ આપ્યો કે " શાબ તો હજી હાફીશમાં આયા જ ચોં સે ? મેં બેઠા હશે. "

રતિશંકરે કહ્યું: " ત્યારે જરા કહી આવને કે રતિશંકર આપની પાસે આવેલ છે અને તે ઓફીસમાં બેઠેલ છે. "

નોકર ગયો અને થોડી વારમાં ખબર લેઇને પાછો આવ્યો કે " શાબે કયું સે કે તમે અંદર જાવ. "

સાહેબ બેઠા હતા ત્યાં રતિશંકર ગયો. તે એક સુંદર રીતે શણગારેલું દીવાનખાનું હતું—અંગ્રેજી ફેશનને અનુસરીને સુંદર—બાકી ત્યાં કાંઈ

ત્રાંબા-પિત્તળનાં વાસણોની ઉતરડો ચડાવેલી નહોતી કે તોરણ ચંદરવા બાંધીને ઓરડાને શણગારવામાં આવ્યો નહોતો ! એક બાજુએ એક નાના બુકસ્ટેંડ ઉપર થોડાં પુસ્તકો ગોઠવેલાં હતા અને તેની પાસેના ગોળ ટેબલની આસપાસ પાંચ-સાત ચળકતી-પાલીશ કરેલી ખુરશીઓ પડી હતી. આસપાસ આરામ ખુરશીઓ તથા અવનવી વસ્તુઓથી ભરેલાં કબાટ વગેરે કેટલુંક ફરનીચર હતું. લૉંગ સાહેબ પોતાની મડમ તથા પાંચ વરસની નાની લીઝી સાથે એક આરસના ટેબલની પાસે ચાહ પીતા બેઠા હતા. બટલર ચાહના પ્યાલા મૂકીને બહાર નીકળ્યો કે તુરત રતિશંકર અંદર પેઠો.

"વેલ કમ, મિસ્તર રતિશંકર ! આવો, બેસો આ ખુરશીપર." એમ કહી સાહેબે પોતાની પાસે પડેલી એક ખુરશી તરફ નજર ફેરવી અને રતિશંકર કાંઇક ક્ષોભ-સંકોચ પામતો બેઠો.

મડમે લૉંગ સાહેબને પૂછ્યું: "આપણા કેસ્યરને માટે તમે આ મિસ્તરને પસંદ કર્યા છે કે ?"

"હા." સાહેબે જવાબ આપતાં કહ્યું: "તેમણે મેટ્રીક્યુલેશનની પરીક્ષા પસાર કરી છે અને વળી સ્વભાવના નમ્ર છે. ઠીક છે, આપણે પણ એવા જ માણસનું કામ છે. વારૂ, મિસ્તર રતિશંકર ! મારે ત્યાં કેસ્યરની જગ્યા ખાલી છે અને તે જગ્યાને માટે મને એક માણસની જરૂર છે. કહો, તમે શું પગાર લેશો ?" સાહેબે રકાબીમાંથી ચાહનો એક ઘુંટડો ભરતાં કહ્યું.

"સાહેબ ! કેસ્યરની જગ્યા એ જોખમભરેલી છે અને આપ મારા પ્રમાણિકપણાને માટે સર્ટીફીકેટ માંગતા હતા, તો તે જોખમભરેલી જગ્યાએ પણ હું કેવા પ્રમાણિકપણાથી કામ કરૂં છું તે હું બતાવી આપવા ઇચ્છું છું."

"વારૂ, પણ તેને માટે તમે પગાર શું લેશો?"

"પગાર તો આપની મરજીમાં આવે તો પાંચ રૂપિયા આપજો અને આપની ઇચ્છા હોય તો પાંચસો આપજો, પણ હું માત્ર ખરી નિષ્ઠાથી કામ કરીને મારૂં પ્રમાણિકપણું જ આપને બતાવી આપવા ઇચ્છું છું."

આ ઉત્તર સાંભળીને મી. લોંગને હસવું આવ્યું. હસતાં હસતાં તેણે કહ્યું: "મી. રતિશંકર! અમે અંગ્રેજો નોકર રાખતી વખતે અને તેમને પગાર આપતી વખતે તમારા હિંદુઓ જેવા નથી થતા. મેં ઘણી વાર જોયું છે કે તમારા હિંદુ વણિક શેઠીયાઓ નાણાં સંબંધી વહીવટ માત્ર પંદર-વીસ રૂપિયાના એક ગુમાસ્તાને સોંપે છે! આ ગુમાસ્તો પાંચ પચીસ નહિ પણ લાખો રૂપિયાનો વહીવટ કરે છે. હજારો રૂપિયાથી ભરેલી ત્રીજોરીઓ પોતાને હાથે ઉઘાડે છે અને લાખો રૂપિયાની લેણદેણ ચલાવે છે. એના બદલામાં મહિને દહાડે માત્ર તેને પંદર—વીસ રૂપિયા મળે છે! તમે જ વિચારો કે લાખો રૂપિયાની લેણદેણ ચલાવતો તે ગુમાસ્તો પોતાને માત્ર પંદર—વીસ રૂપિયા મળતા જોઇને કાંઇ ચોરી કરવાને કે રકમ ઉચાપત કરવાને અથવા બીજી કાંઈ ગરબડ સરબડ કરવાને લલચાય ખરો કે નહિ?"

"ખરી વાત છે; તે લલચાય જ." રતિશંકરે જવાબ આપ્યો.

"લલચાય તે સ્વાભાવિક જ છે, કારણકે તેને પેટ પૂરતું ન મળે અને હાથમાં નાણાંની છોળમછોળ રહે એટલે તેનું પ્રમાણિકપણું ડગમગે. અરે, આવા ટુંકા પગારના નોકરો કે જેમને તમારા શેઠીયાઓ લાખો રૂપિયાનો વહીવટ સોંપતાં અચકાતા નથી, તેઓ પોતાના નોકરોના અપ્રમાણિકપણાને માટે ફરીયાદ કરે છે, ત્યારે ન્યાયાધીશો તેમની મૂર્ખાઇઓ પર હસતા હોય એમ પણ ઘણી વાર મેં સાંભળ્યું છે. જેને જેટલી જોખમદારી સોંપવી તેના પ્રમાણમાં તેને પગાર પણ આપવો જ જોઇએ કે

જેથી તેની નીતિ ડગમગે નહિ; ખાસ કરીને કેશ્યર કે જેની પાસે હમેશાં નાણાં રાખવામાં આવે છે અને જેની નીતિ સૌથી વધારે ચોક્કસ હોવાની જરૂર છે, તેને તો પૂરતો પગાર આપવો જ જોઇએ."

"હા, સાહેબ, ખરી વાત છે. પણ હું તો માત્ર મારા પ્રમાણિકપણાની ખાત્રી માટે જ કહું છું કે આપ મને જેટલો પગાર આપશો તેટલાથી હું સંતોષ જ માનીશ."

"નહિ, હું એવો ફરજીઆત સંતોષ કોઇને મનાવતો નથી. જુઓ, મારો જે કેશ્યર હાલમાં બિચારો મરણ પામ્યો છે તેને હું માસિક દોઢસો રૂપિયાનો પગાર આપતો હતો, તે જગ્યાએ હું તમને નીમવા ઇચ્છું છું. શરૂઆતમાં હું તમને માસિક સાઠ રૂપિયા આપીશ અને દરવર્ષે દશ દશ રૂપિયાનો વધારો કરી આપી દોઢસો સુધી પહોંચાડીશ. પણ તે બધું એ શરતે કે તમારે મને મારી તરફની એકનિષ્ઠાની ખાત્રી કરી આપવી."

સાઠ રૂપિયાનો પગાર મળે, પછી એકનિષ્ઠ કોણ ન રહે? રતિશંકર સાઠ રૂપિયાનું નામ સાંભળતાં ખુશ ખુશ થઇ ગયો અને બોલ્યો: "સાહેબ! હું મને પાંચ રૂપિયાનો પગાર મળે કે પાંચસોનો મળે તોપણ મારા શેઠને હમેશાં એકનિષ્ઠ રહેવાની જ પ્રતિજ્ઞાવાળો છું. છતાં તે એકનિષ્ઠા માટે આપ કહો તે પ્રકારની ખાત્રી આપવા હું તૈયાર છું."

મી. લોંગે તે એક જ મુદ્દા ઉપર આવતાં કહ્યું: "ખરેખર, તમે એકનિષ્ઠ જ છો? અને તેની ગમે તેવી ખાત્રી આપવા તૈયાર છો?"

"જી હા; હું તૈયાર જ છું. કહો, શું આજ્ઞા છે?"

સાહેબે કહ્યું: "મી. રતિશંકર! ત્યારે તમારી એકનિષ્ઠાની ખાત્રીને માટે હું એવું ઇચ્છું છું કે તમારે આ ચાહનો પ્યાલો પીવો." એમ કહી મી. લોંગે ચાહનો એક ભરેલો પ્યાલો તેની આગળ ધર્યો.

આ માંગણી સાંભળીને રતિશંકર એકાએક ગભરાઈ ગયો. અંગ્રે-

જના ઘરનો ચાહનો પ્યાલો પીવો તે એક ઉચ્ચ કુળના બ્રાહ્મણને માટે કેવળ અસંભવિત કાર્ય હતું. નોકરીને માટે એવી રીતે વટલાઇ જવું તે વિચારે તેને મોટી ગુંચવણમાં લાવી પાડ્યો. તે બોલ્યોઃ "સાહેબ! હું બ્રાહ્મણ છું અને આપનો ચાહ પી શકું નહિ કારણકે તેને હું એક પ્રકારની ધર્મભ્રષ્ટતા માનું છું."

"એમાં ધર્મભ્રષ્ટતા શાની? જેવો ચાહ તમે લોકો બનાવો છો તેવો અમારો બટલર બનાવે છે; કદાચ તેમાં મુરઘીનાં એકાદ બે ઇંડાં નીચોવ્યાં હશે, પણ તેથી શું? તે પણ એક પ્રકારનો પ્રવાહી પદાર્થ જ છે; અને પાણી તો તમે જે વોટરવર્કસનું પીઓ છો, તે જ વોટરવર્કસનું હું પીઉં છું. પછી તેમાં શું વાધો છે?" મી. લોંગે આગ્રહ કરતાં કહ્યું.

"પણ અમારા હિંદુ ધર્મ પ્રમાણે તેમાં બાધ રહેલો છે, સાહેબ. મારી એકનિષ્ઠાની પરીક્ષા જો આ રીતે જ કરવામાં આવે તો મને અન્યાય જ મળે. મેં આપનો ચાહનો પ્યાલો પીધો એમ જો કોઇ મારી ન્યાતનો બ્રાહ્મણ જાણે તો મને મારી મા પણ પોતાના ઘરમાં પેસવા દે નહિ."

સાહેબે જરા સ્મિત કરતાં કહ્યુંઃ "પણ તમારે એટલેસુધી વિચાર કરવાની જ શું જરૂર છે? અહીં કોણ તમારી ન્યાતનો બ્રાહ્મણ જોવા આવનાર હતો? ફક્ત એક ચાહના પ્યાલામાં તમે આનાકાની કરો છો, તો મારા કેસ્યરની જગ્યાપર તમે કેવી રીતે દૃઢ મનના રહી શકશો?"

આ સવાલની આગળ રતિશંકર કાંઇ જવાબ આપી શકયો નહિ. તેનું મન ઢચુપચુ થઇ ગયું, તોપણ મનને કાબૂમાં રાખીને તે બોલ્યોઃ "સાહેબ, ધર્મ મનુષ્ય માત્રને અત્યંત પ્રિય હોય છે. તે પ્રિય ધર્મનો શું હું આપની નોકરીને માટે ત્યાગ કરૂં?"

"જો તમે તેટલો ભોગ ન આપી શકતા હો તો તમારી એકનિષ્ઠાની

ખાત્રી મને કેવી રીતે થાય ? જુઓ, હું તમને ખુલ્લું કહું છું કે જો તમે આ ખાત્રી પૂરી કરી શકતા હો, તો મારા વચન મુજબ હું સાઠ રૂપિયાની કેસ્યરની જગ્યા આપીશ; પરન્તુ જો તમે તે ખાત્રી ન આપી શકો તેમ હોય તો મારી ઓફીસમાં એક કોપીઈંગ કલાર્કની જરૂર છે તે જગ્યાએ હું તમને મહિને પંદર રૂપિયા આપીશ. સારૂં તે તમારૂં. કાંઈ ગભરાવાની જરૂર નથી. ભલે, વિચાર કરીને કાલે સ્હવારે આ વખતે જ જવાબ આપવા આવજો."

"વારૂ, સાહેબ, ત્યારે અત્યારે તો હું જઉં છું; કાલે પાછો જવાબ આપવા આવીશ." એમ કહી સલામ કરી રતિશંકર ચાલતો થયો.

સંસારના અનુભવ વિનાનું રતિશંકરનું હૃદય અત્યારે મોટી ગુંચવણમાં આવી પડયું હતું. પગલે પગલે અને ડગલે ડગલે તેના મગજમાં નવા નવા વિચાર ઘોળાતા હતા. ઘડીમાં સાઠ રૂપિયાની નોકરી લેવા મન લલચાતું તો ઘડીમાં છાનું પાપ નહિ કરતાં પંદર રૂપિયાની નોકરીને તેનું મન પસંદ કરતું. આ વિચારમાં ગોટવાતો તે શેઠ કુમજોરજી કડાકુટીયાની દુકાન પાસે આવી પહોંચ્યો અને તેમની નોકરીમાં રહેવાની પોતાની ઇચ્છા નથી એમ જાહેર કરી આવવાનું તેને સાંભરી આવ્યું. લોંગ સાહેબને ત્યાં સાઠ રૂપિયાવાળી નહિ તો છેવટે પંદરની નોકરી તો મળવાની જ હતી, એટલે કુમજોરજી શેઠની કડાકુટવાળી નોકરીને માટે ના પાડી આવવાનો જ તેણે નિશ્ચય કર્યો હતો. તે તેની દુકાનમાં જઇને શેઠની પાસે પોતાની ઇચ્છા જાહેર કરી આવ્યો, અને શેઠે નોકરી લેવા માટે તેને કાંઇ આગ્રહ કર્યો નહિ. રતિશંકર સીધો ઘેર આવ્યો અને રાહ જોતી કિશોરીની સાથે ભોજન કર્યું પરન્તુ તે સચિંત વદને જ.

# પ્રકરણ ૫ મું.

---

## પ્રમાણિકપણાની વિચિત્ર પરીક્ષા.

એક અતિવિકટ પ્રશ્ન અત્યારે રતિશંકરની સામે આવીને ઊભો રહ્યો હતો. લોંગ સાહેબે તેના પ્રમાણિકપણાની પરીક્ષાનો અતિ વિચિત્ર મુદ્દો ઊભો કર્યો હતો અને તે માટેના સાહેબના આગ્રહથી રતિશંકરની ખાત્રી હતી કે જ્યાંસુધી પોતે સાહેબના ઘરનો ચાહનો પ્યાલો પીશે નહિ, ત્યાંસુધી સાહેબને પોતાના પ્રમાણિકપણાની બાબતમાં સંતોષ મળી શકનાર નથી. 'શું કરવું' તે એક ઘણો જ મુસ્કેલ સવાલ હતો. જો પીવાનું કબૂલ કરે તો ધર્મભ્રષ્ટ થવાતું હતું અને જો ના પીએ તો તેવી સારી નોકરી ખોવી તે પણ મુસ્કેલ હતું. નોકરી મેળવવાને માટે જે જે હેરાનગતિ વેઠવી પડે છે તેનો ખ્યાલ આવતાં રતિશંકરનું મન સાહેબની માંગણી સ્વીકારી લેવા તરફ જ વળતું હતું. પોતે ગુપ્ત રીતે એક પ્યાલો પી લે અને હઠે ચડેલા સાહેબની હઠને પૂરી કરી સારા પગારની નોકરી મેળવી લે, તેમાં તેને કાંઇ વાંધા જેવું જણાયું નહિ, જોકે તે એક પ્રકારની ધર્મભ્રષ્ટતા તો હતી, એમ તેનું ઉંડું અંતર્ કબૂલ કર્યા સિવાય રહેતું નહોતું. આખો દિવસ તેણે વિચાર કરવામાં ગાળ્યો. બપોરે ક્યાંય બહાર ન જતાં તે ઘેર જ બેસી રહ્યો. કિશોરીએ સ્વાભાવિક રીતે પૂછ્યું હતું કે "સાહેબને ત્યાંથી શું જવાબ મળ્યો?"

રતિશંકરે તેના જવાબમાં માત્ર એટલું જ જણાવ્યું હતું કે "હજી કાલે મળવા ઉપર મુલ્તવી રાખ્યું છે."

સાંજ પડી. રતિશંકર જમ્યો, પણ વિચારનિમગ્નતામાં બહાર ફરવા જવાનું પણ તેને ગમ્યું નહિ. કિશોરીની સલાહ લેવાને પણ તેની છાતી ચાલી નહિ. કિશોરી પવિત્ર હૃદયની અને ધર્માનષ્ઠ બાળા હતી એમ ર-

તિશંકર સમજતો હતો અને એવી નોકરીને ફેંકી દેવાની જ તેના તરફથી સલાહ મળશે, એમ રતિશંકર માનતો હતો. કોઇ કોઇ વાર ઊર્મિ ઉછળી આવતાં રતિશંકરના મનમાં પણ એમ થઇ જતું કે સાઠને બદલે પંદર રૂપિયાની નોકરીનો સ્વીકાર કરવો, પણ ચાહનો પ્યાલો તો ન પીવો. પરન્તુ તુરત જ તેની વૃત્તિ ડગમગતી. હાલ તુરતમાં ૬૦ રૂપિયાનો પગાર અને ભવિષ્યમાં ૧૫૦ સુધી ચડવાની લાલચ મનમોહક સ્વરૂપમાં તેની સમક્ષ આવીને ઊભી રહેતી અને શા નિર્ણય ઉપર આવવું તે બાબત તેના ચિત્તમાં ગભરાટ મચાવી મૂકતી. રાત્રિ પડી અને રતિશંકર વિચારમુગ્ધ વદને બિછાનામાં પડયો. કિશોરીને સ્વામીની ચિત્તવૃત્તિનો આ ફેરફાર કાંઇક વિચિત્ર જણાયો. રસોડાના કામકાજમાંથી પરવારીને તે સત્વર સ્વામી પાસે ગઇ અને બોલી: "આજે શરીર કાંઇ અસ્વસ્થ છે? બહુ દૂર ગયા'તા એટલે થાકી ગયા હશો; લાવો જરા પગ તળાંસું."

રતિશંકરે કાંઇ ઉત્તર આપ્યો નહિ અને કિશોરી સ્વામીના ઉત્તરની રાહ ન જોતાં પગ તળાંસવા લાગી. થોડી વાર થઇ. રતિશંકર બોલ્યો: "રહેવા દે, મારા પગબગ કાંઈ દુઃખતા નથી; એ તો અમસ્થો."

"ત્યારે આમ કેમ થઇ ગયા છો? આખો દિવસ ક્યાંય બહાર પણ ગયા નથી, સાંજે ફરવાએ ગયા નહિ; શરીરે કાંઇ અસુખ તો નથીને?"

"ના." ટુંકો જવાબ મળ્યો.

"ત્યારે શું કાંઇ વિચારમાં પડી ગયા છો? સાહેબ સાથે શું વાતચીત થઈ, તે તો કહો. આજ તો મને કાંઇ કહ્યુંએ નહિ!"

રતિશંકર મૂંગો રહ્યો. એક પ્રહર રાત્રિ વીતી જવા આવી હતી, એટલે કિશોરી વસ્ત્રો બદલાવી સ્વામીની શય્યાવિભાગિની બની. પાસું ફેરવી સૂતેલા સ્વામીને કોમળ બાહુલતાએ પરિવેષ્ટિત કરીને પાસું બદલાવરાવ્યું; રતિશંકરની મીંચેલી પરન્તુ જાગતી આંખો ઉપર રમુજમાં કોમળ નખ-

પ્રહાર કરી આંખો ઉઘડાવી! રતિશંકર બોલ્યો: “કેમ મને ઉંઘવા નથી દેવો તારે?”

“અત્યારમાં ઉંઘ? આજ તો બધુંએ વાતાવરણ કાંઇ બદલાઇ ગએલું જ લાગે છે! કહોને, આજે આમ કેમ થઇ ગયા છો? શરીરે અસુખ નથી, ત્યારે વારંવાર વિચારમાં પડી જાઓ છો એ શું? મ્હોં ઊતરી ગયું છે તેનું કારણ શું?” કિશોરીએ સ્વામીની અવ્યવસ્થિત થઇ ગએલી બાબરીના વાળને હાથવડે સમા કરતાં કહ્યું.

“એ તો અમસ્થો; સહેજ વિચાર થાય છે કે નોકરી મેળવવાના રડાકુટા હવે ક્યારે પૂરા થશે?”

“ના, ખોટું કહો છો! તેટલા કારણસર આટલું બધું ન હોય. એ વિચાર આજનો કાંઇ નવો નથી; પણ સાહેબને ત્યાં કાંઇક નવાજૂની થઇ હોવી જોઇએ. ખરું કહોને, આજ આમ કેમ થઇ ગયા છો?”

આ બધી ઉંડી તપાસ થવા દેવાને રતિશંકર રાજી નહોતો. તે જરા ગુસ્સો કરતો બોલ્યો: “તારે એની એટલી બધી પડપૂછ શી? નકામું ક્યારનું માથું પકાવી રહી છે?”

રતિશંકર આંખો મીંચી ગયો અને પાસું ફેરવી સૂતો. કોમળ લતા કમ્પી ઉઠી. સુકોમળ વેલીનો ઘાત કરવા માટે વિજળીનો એક નાનો ચમકારો જ બસ થઇ પડે છે. રતિશંકરના આ તિરસ્કારસૂચક જવાબથી કિશોરીના મુખપરની આનંદની સુરખી ઉડી ગઇ અને મ્હોં પડી ગયું. આંખમાં જળજળીયાં ભરાઈ આવ્યાં. ફરીથી સ્વામીને બોલાવવાની હીંમત તે કરી શકી નહિ અને વારંવાર ઉષ્ણ નિઃશ્વાસ તથા નેત્રોની સજળતા તો સાધારણ થઈ પડી.

* * * * *

સ્હવારમાં રતિશંકર વહેલો ઉઠયો. કિશોરી મોડી રાત્રે ઉંઘેલી હોવાથી હજી નિદ્રામાં જ હતી. તેના વીખરાએલા કેશકલાપમાં ચંદ્રની પેઠે

ઉતરાઇ રહેલા મુખ સામે રતિશંકરે નજર કરી. આંખોનાં પોપચાં સુજી ગએલાં જણાયાં. રતિશંકરનું હૃદય દયાના જળ વિનાનું કેવળ સૂકું નહોતું. તેને જરા દયા આવી. પોતે તેનો તિરસ્કાર કરવામાં ભૂલ કરી હતી એમ થઇ આવ્યું. ઉંઘી ગએલી રમણીના મસ્તકપર હાથ ફેરવી એક સપ્રેમ દૃષ્ટિ તેની સામે નાંખી. તે મનમાં બરબડયો: "મેં ભૂલ તો કરી છે, તોપણ જે થયું છે તે ઠીક જ થયું છે. હવે ફરીથી વારંવાર પૂછીને માથું નહિ પકવે." એમ વિચારી કિશોરીને ઉંઘતી મેલી તેણે સ્નાન કરી વાળ્યું અને સાત વાગતાંમાં તો લોંગ સાહેબને બંગલે જવાને ઘરબહાર નીકળી પડયો.

લોંગ સાહેબને શું ચોક્કસ જવાબ આપવો તે હજી તેણે નિશ્ચય કર્યો નહોતો. ઘડીવારમાં ૬૦ રૂપિયાની નોકરીનો ચાન્સ નહિ જવા દેવાનું મન થતું; તો ઘડીવારમાં તે ધર્મપ્રિયતા આગળ લાખો રૂપિયાને તુચ્છ ગણી કાઢતો. મનના અનેક પ્રકારના હીલોળા વચ્ચે તે સાહેબના બંગલાની નજીકમાં પહોંચ્યો. ક્ષણભર તે થોભ્યો. સાહેબને શું જવાબ આપવો તેનો મનમાં નિશ્ચય કર્યો. સાહેબની વિચિત્ર માંગણીને તેનું દીલ મૂર્ખાઇભરી માનવા લાગ્યું. છેવટે એવું વિચાર્યું કે "ફક્ત એક ચાહના પ્યાલામાં શું? ધર્મભ્રષ્ટતા કોણ જોઇ જવાનું હતું? પણ સારો પગાર મેળવ્યા વિના હું રસિક કિશોરીને શું સુખ કે આનંદ આપી શકવાનો હતો? જ્યાંસુધી હું ગરીબ રહીશ ત્યાંસુધી તે બિચારી ચિંતા અને દુઃખમાં દગ્ધ થતી જશે." એમ વિચારી આગળ ચાલ્યો. ધ્રુજતે હૃદયે તેણે સાહેબની ઓફીસમાં પ્રવેશ કર્યો. સાહેબ ત્યાં નહોતા. દીવાનખાનામાં ગયો તો ગઈ કાલની પેઠે જ સાહેબ પોતાના કુટુંબ સાથે ચાહ પીતા બેઠા હતા. સાહેબે તેનો સત્કાર કર્યો અને પાસેની ખુરશીભણી નજર કરી એટલે રતિશંકર ત્યાં બેઠો.

સાહેબ હમણાં પૂછશે ત્યારે હું શો જવાબ આપીશ એવા વિચારમાં મશગુલ બનેલો રતિશંકર ખુરશીપર મુંગો બેસી રહ્યો. થોડી વાર થઇ પણ કોઇ કાંઇ બોલ્યું નહિ. રતિશંકરનું હૃદય હજી એક સરખી રીતે ધડકતું હતું. છેવટે મિસિસ લોંગે ચુપકી તોડતાં કહ્યું: "ત્યારે આ મિસ્તરને માટે શું નક્કી કર્યું ?"

સાહેબે રતિશંકર તરફ નજર કરીને કહ્યું: "કેમ, મી. રતિશંકર! છેવટે તમે શા નિશ્ચય ઉપર આવ્યા છો ?"

"સાહેબ! નિશ્ચય એ જ કે મારી એકનિષ્ટા બતાવી આપવાને હું મારો પ્રાણ પણ આપવા તૈયાર છું, પછી આપની માંગણીનો સ્વીકાર કેમ ન કરૂં ?"

સાહેબને જરા હસવું આવ્યું. હસતાં હસતાં તેણે કહ્યું: "ત્યારે તમે ચાહનો પ્યાલો પીશો ખરા કે ?"

"જી હા."

"પણ તમે ધર્મભ્રષ્ટ નહિ થાવ ? તમે કહેતા હતા કે ધર્મ માણસને અત્યંત પ્રિય હોય છે."

"હા, તેમ હોય છે ખરૂં, પણ આપ જ્યારે તે જ માંગણી કરો છો ત્યારે પછી બીજો શું ઉપાય ?"

"ના, મારી માંગણી એવી નથી કે તમારે ચાહ પીવો જ. તે માટે જો પંદર રૂપિયાની નોકરી જોઇતી હોય તો ચાહ પીવાની જરૂર નથી." સાહેબે કહ્યું.

"પણ હું મારી એકનિષ્ઠા બતાવી આપવા તૈયાર છું."

"એટલે એમ કે તમે ૬૦ રૂપિયાના પગારના લોભમાં પડ્યા છો."

રતિશંકર શરમાયો. તેણે નીચું જોયું. કાંઇ પણ જવાબ આપ્યો નહિ. સાહેબે ચાહનો પ્યાલો રતિશંકરની સામે ધર્યો. ધડકતે હૃદયે

તેણે તે પ્યાલો પોતાના હાથમાં લીધો. સાહેબે આગળ કહ્યુંઃ "લ્યો આ ચાહનો પ્યાલો; ૬૦ રૂપિયાની ખાતર તે પીઓ અને ધર્મને ગીરો મૂકી વાળો."

"સાહેબ, તે સઘળું મારી એકનિષ્ઠાની ખાત્રી માટે જ." એમ કહી રતિશંકરે થોડો ચાહ રીકાબીમાં લીધો અને તેજ ક્ષણે સાહેબે તેને ચાહ પીતો અટકાવ્યો. રતિશંકર ચમક્યો. તે બોલ્યોઃ "કેમ સાહેબ?"

"રહેવા દો; આટલામાં જ તમારા પ્રમાણિકપણાની ખાત્રી થઇ ચૂકી છે કે તમે જો પૈસા મળે તો પ્રાણપ્રિય ધર્મને ભૂલી જવાને પણ તૈયાર થાવ તેવા પ્રમાણિક છો! મારી ઓફીસમાં તમને નોકરી નહિ મળે."

રતિશંકર ગભરાયો. તે બોલ્યોઃ "સાહેબ!—" છાતી ભરાઇ ગઇ. આગળ બોલી શકાયું નહિ.

"બસ, મિસ્તર! હવે તમે મારી ઓફીસમાં પંદર રૂપિઆની નોકરીને પણ લાયક રહ્યા નથી. આજે તમે થોડા રૂપિયાની લાલચને વશ થઇને ધર્મ વેચવા તથા તમારા માનવા મુજબ કાયા વટલાવવા તૈયાર થયા છો, તો મારી નોકરીમાં રહીને ભવિષ્યમાં કોઈ બીજી મોટી લાલચને વશ રહીને કોઈ મોટો અનર્થ કરવાને કેમ તૈયાર ન થાવ?"

"સાહેબ, એવી સરખામણી—"

"પોતાના પ્રમાણિકપણાને માટે તમારા જેવા બહુબોલાની પરીક્ષા એવી જ રીતે થવી જોઇએ અને મેં જે કાંઇ કર્યું છે, તે ઉચિત જ કર્યું છે. માટે નોકરી મેળવવાની જરા પણ આશા સિવાય તમારે જતા રહેવું." સાહેબે નિર્દય બનીને જવાબ આપ્યો.

હતાશ બનેલો રતિશંકર ચુપચુપ ચાલતો થયો.




રતિશંકરે થોડો ચાહ રકાબીમાં લીધો અને તે જ ક્ષણે સાહેબે તેને ચાહ પીતો અટકાવ્યો

પૃષ્ઠ ૩૦.

B. A. P. Works.

## પ્રકરણ ૬ ઠું.

### કિશોરીની ધર્મપ્રિયતા.

નિરાશાના અનેક તરંગોથી ઘેરાએલો અને પોતાની મૂર્ખાઇએ લાવી આપેલા શોકજનક પરિણામથી ગભરાએલો રતિશંકર લૅાંગ સાહેબના બંગલામાંથી પાછો ફર્યો. થોડા વખત પહેલાં જે હૃદય આશાના સંચારથી ઉલ્લસિત હતું, તેજ હૃદય અત્યારે નિરાશાના પ્રવેશથી કેવળ મંદ બની ગયું હતું! લૅાંગ સાહેબે પોતાની પરીક્ષા બરાબર કરી છે અને ધર્મથી ભ્રષ્ટ થનાર હૃદયને એવો જ ઇન્સાફ મળવો જોઇએ એમ રતિશંકરે અંતરથી માન્યું ખરૂં, પરન્તુ તેનું પરિણામ પોતાને માટે નિરાશાજનક આવવાથી તેના અંતરને દુઃખ પણ થયું. તેણે વિચાર્યું: "ચાહ પીવાને લલચાયો અને ધર્મ કરતાં પૈસાની વધારે કીંમત ગણી તે મેં ભૂલ કરી; પરન્તુ હું પૈસાને માટે ધર્મ વેચવા તૈયાર થયો, એટલે ભવિષ્યમાં લૅાંગ સાહેબ તરફની એકનિષ્ઠા વેચવાને પણ તૈયાર થઇશ, એમ માનવામાં લૅાંગ સાહેબે ભૂલ નથી કરી શું?" થોડી વાર વિચાર કર્યો. તેના જ અંતરે તેના પ્રશ્નનો જવાબ આપતાં જણાવ્યું: "પણ તેમાં લૅાંગ સાહેબનો શું વાંક? ધર્મ વેચવા તૈયાર થનાર માણસ શેઠ તરફની એકનિષ્ઠા પણ વેચી નાંખે એવો સંશય સૌના મનમાં આવે તે સ્વાભાવિક છે."

રતિશંકરના મનમાં જો કોઇ પણ પ્રકારનું કપટ હોત અને લૅાંગ સાહેબ તરફથી નિરાશા પ્રાપ્ત થઇ હોત તો તેને આટલો શોક ન થાત; પરન્તુ એકનિષ્ઠા બતાવવા જતાં ભૂલ કરી હતી તે ભૂલને જ પરિણામે તેને આ નિરાશા પ્રાપ્ત થવાથી તેને બહુ લાગી આવ્યું હતું. વિચારમાં નિમગ્ન થએલે વદને તે ચાલ્યો આવતો હતો એવામાં ભદ્ર પાસે આવતાં પાછળથી કોઇએ "રતિશંકર, રતિશંકર" એવી બૂમ મારી. રતિશંક-

રનું ધ્યાન ખેંચાયું. તેણે પાછા ફરીને જોયું તો કોઈ બે ઓળખીતાઓ તેને બોલાવતા જણાયા. તેઓ પાસે આવતાં રતિશંકરે તેમને ઓળખ્યા. તેમાંનો એક પોતાની સાસુના પડોશી રામભટનો દિકરો કામેશ્વર હતો અને તેની સાથે લાલા પટેલનો સાથી દાનો હતો. બન્નેએ રતિશંકરને મળીને પોતાનો આનંદ દર્શાવ્યો. કામેશ્વર બોલ્યોઃ "રતિશંકરભાઈ! તમને જોઈને તો બહુ આનંદ થયો. તમારી સાસુએ તમારા ખુશી ખબર મંગાવ્યા છે અને તમે માર્ગમાં જ મળી ગયા એટલે ઠીક થયું. અમે તમારૂં ઘર દેખેલું નહિ એટલે તમારે ત્યાં આવી શકત નહિ. કહો, છો તો ખુશી મન્નમાં ને? કિશોરી સારી છે?"

"હા, સૌ સારાં છે. મારી સાસુને કહેજો કે કોઈ પ્રકારની ચિંતા શોકર કરશો નહિ. તમારે અહીં કેમ આવવું થયું છે?" રતિશંકરે વિવેકની ખાતર એક સાધારણ પ્રશ્ન કર્યો.

"લાલા પટેલનો બળદ પાંચ સાત દિવસ પહેલાં મરી ગયો છે એટલે શુક્રવારમાંથી એકાદ બળદ લેવાનો એમનો વિચાર હતો. મને તો આ દાનો તાણ કરીને સાથે લાવ્યો છે; નહિતો મારે અમદાવાદમાં કાંઈએ કામ નહોતું."

"ઠીક; હજી તો કાલે બળદ લેવો હશે." અત્યારસુધી દાનો એક બાજુએ મુંગો મુંગો ઉભો રહ્યો હતો. તે રતિશંકર જેવા મોટા અને અંગ્રેજી ભણેલા માણસ સાથે વાતચીત કરતાં મનમાં અચકાતો હતો. રતિશંકરે જ તેને પૂછ્યુંઃ "કેમ દાના પટેલ! ખુશીમાં છો ને?"

"હા, ભૈશાબ, ખુશીમાં સું; તમ દીઠે વશેટ." દાનાએ પોતાની બુદ્ધિ પ્રમાણે જવાબ આપ્યો.

"ઠીક, લ્યો, મારે જરા સામે કામ છે ત્યાં જઉં છું; હું ફરીથી મળી શકું નહિ તોપણ મારી સાસુને તમે ખુશીખબર આપજો." એમ કહી રતિશંકર કામેશ્વરથી છૂટો પડ્યો, અને સામેની એક દુકાનમાં પેઠો. કા-

મેશ્વરને કાંઇક વ્હેમ આવ્યો અને તે દાનાને સાથે લેઇને તે દુકાન પાસે ગયો. દુકાન ઉઘાડી હતી પણ આડો લાલ પડદો નાંખેલો હોવાથી માંહેનું કાંઇ દેખી શકાતું નહોતું. કામેશ્વરે તે દુકાને ચોડેલું મોટું પાટીયું વાંચ્યું તો તેમાં નીચે મુજબ લખેલું હતું.

શેઠ કમજોરજી કાપુસજી કડાકુટીયા.

દેસી તથા વેલાતી દારૂના વેપારી.

( અહીંથી દેસી તથા વેલાતી પીવાનો દારૂ છૂટક

તથા જહાબંધ મલસે. )

પાટીયું વાંચતાં જ કામેશ્વર ચમકયો અને દાનાનો હાથ પકડીને તેને દૂર ખેંચી ગયો. તે બોલ્યો: "અલ્યા દાના! આ તો સત્યાનાશ વળી ગયું! બ્રાહ્મણનો દીકરો થઇને રતિશંકર દારૂ પીતાં શીખ્યો છે! પેલી દારૂની જ દુકાન છે અને આપણા એના દેખતાં તે દારૂની દુકાનમાં પેંઠો. હાય! હાય! શહેરમાં રહેવું એ તો મહા અનર્થનું મૂળ, અને તેમાંએ અંગ્રેજી ભણ્યા એટલે પછી કહેવું જ શું?"

"કામેશર! શું તું હાચું કેછ કે રતિશંકર દારૂ પીતાં શીખ્યો સે! હે ભગવાન્! શું કળજગ આયો સે ને?" દાનો બોલ્યો.

"આ વાતની હવે આપણે વધુ ખાત્રી કરવી પડશે. રતિશંકરને જો દારૂ પીવાની ટેવ હશે તો કાલે પાછો આ વખતે અહીં જ આવ્યા વિના રહેશે નહિ. માટે કાલે પાછા આપણે અહીં આવીને બરાબર તપાસ કરીશું. કેમ દાના?"

"હા, હાચી વાત સે; આ તો ધરમ-અધરમની વાત સે; બરાબર તપાહ કર્યા વિના કેમ સાલે?" દાનાએ પોતાનો મત દર્શાવ્યો અને બન્ને જણ ચાલ્યા ગયા.

* * * * *

લોંગ સાહેબે પંદર રૂપિયાવાળી નોકરી પણ આપવાની ના કહી હોવાથી રતિશંકરે હાલ તુરત મી. કુમજોરજી કડાકુટીયાની નોકરીનો પણ સ્વીકાર કરી લેવાનું ધાર્યું હતું; પરન્તુ આગલે દિવસે તેને ના કહી હોવાથી આજે પુનઃ નોકરી માંગવા જતાં તેનું મન અચકાતું હતું; છતાં શરમ રાખ્યે કાંઈ શુક્રવાર વળતો નથી. તે પુનઃ કુમજોરજી શેઠની સમક્ષ હાજર થયો અને શેઠે પૂછ્યુંઃ "કેમ બા? તમે ફરી કેમ આયા છેઓ?"

"સાહેબ! આપે જો કોઇ નોકર રાખી વાળ્યો ન હોય, તો મારી ઇચ્છા આપને ત્યાં રહેવાની છે." રતિશંકરે વિનયપૂર્વક કહ્યું.

"તમો તો કાલે ના કહી ગયા ઉતા ને કાંય? તમારૂં મન બી કાંઇ ગોલ ચક્કરની જેમ ફરતું દેખાયછ." શેઠે સ્મિત કરીને ચશ્માામાંથી નજર નાંખતાં કહ્યું.

"મેં આપને ત્યાં રહેવા માટે એક મિત્રની સલાહ લીધી અને તેણે હા કહેવાથી આપને ત્યાં નોકરીમાં જોડાવાની મારી ઇચ્છા છે."

"વારૂ, મને હરકત નઠી. હજી મેં કોઇને રાખીયો નઠી, એટલે હું પહેલી પસંદગી તમોને આપસ. કાલથી નોકરીપર આવી જાઓ. અગ્યાર બજ્યે આવજો હં કે." શેઠે એક ઉદાર જવાબ આપ્યો અને રતિશંકર શેઠને સલામ કરીને પાછો ફર્યો. નોકરી માટે ગએલા રતિશંકરને મૂર્ખ કામેશ્વર દારૂ પીવા ગએલો સમજ્યો.

રતિશંકર ઘેર આવ્યો તો કિશોરીએ રસોઇ તૈયાર કરી રાખી હતી. પોતાને ઠપકો આપવાનું કાંઇ પણ બ્હાનું સ્વામીને જડી આવે નહિ તે માટે તે વધારે કાળજીવાળી થઈ હતી. રોજ જમતાં કિશોરી વાતચીતના અનેક પ્રસંગો કાઢતી, પણ આજે તે ઉદાસ હતી. રતિશંકર જમી ઉઠ્યો ત્યાંસુધી તેના મ્હોંમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહિ. રતિશંકરને લોંગ સાહેબ તરફથી નિરાશા પ્રાપ્ત થઈ હોવાથી શોકાતુર હતો અને

પોતાની મૂર્ખતાનો પશ્ચાત્તાપ કરવામાં જ તેનું ચિત્ત રોકાઇ રહ્યું હતું. એટલે તેણે પણ કિશોરીને કાંઇ વાતચીતનો પ્રસંગ આપ્યો નહિ. શેતરંજી પાથરીને તે આડે પડખે થયો અને એક અંગ્રેજી કવિતાનું પુસ્તક ઉઘાડીને બેઠો. ચિત્તની વ્યગ્રતાથી પુસ્તકમાં દિલ બેઠું નહિ અને પુસ્તક ફેંકી દીધું. માતુશ્રીને પત્ર લખવા બેઠો પણ ખડીયામાં શાહી સુકાઇ ગઇ હોવાથી ખિન્ન થયો. પેન્સીલથી પત્ર લખવા બેઠો, એટલામાં વળી એમ જ થઇ આવ્યું કે કાલે નોકરીમાં જોડાયા પછી જ પત્ર લખવો, એટલે થોડો કાગળ લખેલો તે ફાડી નાંખ્યો. ચિત્તને ક્યાંય ચેન પડતું નહોતું અને મનની સાથે શરીર પણ વ્યાકુળ થતું હતું. ઘડીમાં તે બેસતો હતો, ઘડીમાં સૂતો અને ઉંઘી જવા પ્રયત્ન કરતો. ઉંઘ ન આવતી એટલે ઓસરીમાં આમ તેમ ટહેલતો, પરન્તુ તેમ કરતાંએ અંતરૂને વિરામ મળતો નહોતો.

ચતુર કિશોરી સ્વામીની આ સ્થિતિને સમજ્યા વિના રહી નહિ. આજે સાહેબને મળવાનું હતું એમ તે જાણતી હતી, પરન્તુ સાહેબને મળી આવ્યા પછી સ્વામીના ચહેરા ઉપર કાંઇ ઉલ્લાસ નહિ જણાવાથી તે સમજી ગઇ હતી કે તેમાંએ નિરાશા પ્રાપ્ત થઇ છે. સ્વામીની વ્યગ્રતા અને નોકરી નહિ મળવાથી ચિત્તને થતી વ્યાકુળતા જોઇને કિશોરીના અંતરૂને બહુ દુ:ખ થવા લાગ્યું. પણ ગઇ રાત્રે જે તિરસ્કાર મળ્યો હતો, તેથી સ્વામીને બોલાવતાં તેની હિંમત ચાલતી ન હોતી. તે મનમાં વિચારતી: "પૂછું અને પાછા ચ્હીડાય તો?" આટલા ડરથી અને પુનઃ તિરસ્કાર પામી મનને ઉદ્વિગ્ન નહિ કરવાની ઇચ્છાથી તે કાંઇ બોલી નહિ. બપોરના કામ-કાજથી પરવારીને તે પડોશમાં એક સમયવયસ્ક સ્ત્રીની પાસે બેસવા ગઇ. ત્યાં અર્ધો કલાક બેઠી પણ સ્વામીનો નિરાશ ચહેરો તેની સ્મૃતિ આગળથી દૂર ગયો નહિ એટલે પાછી આવી. સ્વામીને બોલાવવાનું મન થાય અને પુનઃ મન ફરી જાય. એ સ્થિતિમાં ચાર વાગ્યા. રતિશંકર હજી

ઘેર જ બેસી રહ્યો હતો. આજે તેને કોઇની પાસે નોકરી માટે જવાનું નહોતું કે કોઈ મિત્રને મળવા જવાની પણ તેને ઇચ્છા થતી નહોતી. એટલે ઘડીમાં નિઃશ્વાસ નાંખતો તો ઘડીમાં એક પાસેથી બીજે પાસે આળોટતો તે ઘેર જ બેસી રહ્યો હતો. મનનો દોષ શરીરનાં સઘળાં અંગોપાંગમાં દેખાયા સિવાય રહેતો નથી. મનની ખિન્નતા વદન ઉપર પણ સ્ફુરી આવે છે, શરીરને પણ સુસ્ત બનાવી મેલે છે અને બુદ્ધિને પણ દૂર હડસેલી કાઢે છે. આવી સ્થિતિમાં નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતા સ્વામીને જોઇને કિશોરીનું હૃદય દયાર્દ્ર બની ગયું. આંખમાં જળ ભરાઈ આવ્યું. તેણે મનમાં વિચાર્યું: "હું કેવી મૂર્ખી છું? તેમના મનના દુઃખને વખતે પણ તેમને આશ્વાસન આપવા જેટલી બુદ્ધિ મને સૂઝતી નથી! સ્વામીના અંતરને આરામ આપવાને માટે જ સૃષ્ટિમાં પરમેશ્વરે સ્ત્રીને ઘડી છે, ત્યારે હું કઠોર મનની કેવી કે તેમના મનોદુઃખને એકી નજરે જોયાં કરૂં છું? ભલે તે મારો તિરસ્કાર કરે પણ તેમને હું બોલાવીશ. તેમનું મન બળ્યાં કરે તે મારાથી કેમ જોયું જાય?"

કિશોરીનું મન પીગળી ગયું. તે એક જ ક્ષણમાં મનના પડદાને દૂર કરી નાંખીને સ્વામી પાસે ગઇ અને બેઠી.

રતિશંકરે પ્રશ્ન કર્યો: "કેમ આવી છે? કાંઇ કામ છે?"

"હા, કામ છે. ગઇ રાત્રે માથું પકવ્યું હતું તે માટે માફી માંગવા આવી છું."

રતિશંકરનું દિલ ભરાઇ આવ્યું. મ્હોં રડવા જેવું થઇ ગયું પણ આંખમાં આંસુ ન આવ્યાં. તે બોલ્યો: "કિશોરી! વ્હાલી! મેં તને કાલે મોટો અન્યાય આપ્યો હતો; ખરેખર, મારે જ તારી માફી માંગવી જોઇએ છે."

"તેમાં તમારો કાંઇ વાંક નથી; વાંક મારા અધીરા સ્વભાવનો છે.

તમારૂં મન પારખ્યા વિના હું તમને વારંવાર પૂછ્યા કરતી હતી, તેથી તમને કંટાળો આવે તે સ્વાભાવિક હતું; તેમાં તમારે શામાટે ખેદ કરવો? પણ હવે એ સઘળું ભૂલી જાવ અને આજે કેમ આમ નિરાશ થઇ ગયા છો તે સઘળું–કાંઇ વાંધો ન હોય તો કહો."

"વાંધો? કિશોરી! મારા અર્ધા અંગ! તને કહેવામાં વાંધો કેમ હોય?" એમ કહી રતિશંકરે સાહેબવાળો બનાવ યથાસ્થિત કહી સંભળાવ્યો અને કમજોરજી શેઠની દારૂની દુકાનમાં પંદર રૂપિયાની નોકરી માટે હા કહી છે એ પણ જણાવ્યું. એ નોકરી કરવી કે નહિ તે બાબત કિશોરીની સલાહ પૂછી.

"દારૂની દુકાનમાં આપણુ બ્રાહ્મણથી નોકરી ના થાય. આપણે ક્યાં દારૂ પીવો છે, પણ એ અપવિત્ર વસ્તુનો સ્પર્શ કરવાથી પણ મહા પાતક લાગે; માટે મારૂં મન તો તે નોકરી કરવાની ના કહે છે; જુઓને, અધર્મ કરવા તમારૂં મન લલચાયું તો સાહેબની નોકરી હાથમાં આવેલી તે પણ ગઇ; માટે અધર્મમાં તો પગલું મૂકવું નહિ."

"પણ આ નોકરી મૂકી દઉં, તો પછી બીજી નોકરી શોધવાની કડાકૂટ ચાલવાની. આપણને અહીં આવ્યે એક મહીનો થયો. ખર્ચીની પણ પંચાત જ તો?"

"તમારી પાસે પૈસા ન હોય તો કાંઇ ફીકર નહિ. લ્યો આ મારી કંઠીપર થોડા રૂપિયા લઇ આવો; નોકરી થશે એટલે વળી ભરી દઇશું; પણ દારૂની દુકાનમાં તો નોકરી કરવી નથી." એમ કહી કિશોરી પોતાની કોટમાંથી કંઠી કાઢી આપવા લાગી; પણ રતિશંકરે તેને તેમ કરતાં અટકાવી અને કહ્યું: "હાલમાં થોડા દિવસ તેની કાંઇ જરૂર નથી માટે રહેવા દે; આગળ વળી જોઇ લેવાશે."

કિશોરીના આગ્રહથી રતિશંકરે તે નોકરી છોડી દેવાનો નિશ્ચય કર્યો

અને પુનઃ નોકરી શોધવાની કડાકૂટનું સ્વપ્નું તેની આંખો સામે આવીને ઊભું રહ્યું. બીજે દિવસે કુમજ્જેરજી શેઠને ના કહી આવવાનું પણ ઠરાવ્યું એટલે કિશોરીને સંતોષ થયો.

---

## પ્રકરણ ૭ મું.

### મીલમાલેકનો પ્રાઇવેટ સેક્રેટરી.

અનેક પ્રકારની વિચારમાળા સાથે બીજા દિવસનું પ્રભાત થયું. એક વાર નોકરીમાં જોડાવાની કબૂલત આપી આવ્યા પછી પુનઃ નોકરીમાં રહેવાની નાખુશી બતાવવાને આજે જ રતિશંકરને કુમજ્જેરજી શેઠની દારૂની દુકાને જવાનું હતું! તે સમજતો હતો કે આ એક નોકરી માંડમાંડ હાથમાં આવી છે અને જો તેને મૂકી દઇશ તો પછી બીજી નોકરી ક્યારે મળશે તે ચોક્કસ નથી, તોપણ ધર્મપ્રિય કિશોરીએ તેને જે સલાહ આપી હતી તેની તે અવગણના કરી શક્યો નહિ. અધર્મ સેવવાથી માઠું પરિણામ આવે છે તેનો અનુભવ લોંગ સાહેબના સંબંધમાં તેને મળી ચૂક્યો હોવાથી ડગલે ડગલે તે અધર્માચરણ કરતાં ડરતો હતો. કિશોરીની સલાહ પણ તેના ચિત્તને એકદમ રૂચી ગઇ અને તે કુમજ્જેરજી શેઠની નોકરી છોડી દેવાને તૈયાર થઇ ગયો તે પણ ફક્ત ધર્મપ્રિયતાને લીધે જ. પુનઃ તે દિવસે નવ વાગ્યે રતિશંકર કુમજ્જેરજી શેઠની દુકાને ગયો અને શેઠની પાસે માફી માંગતાં કહ્યું: “ સાહેબ! મને જણાવતાં બહુ જ શરમ થાય છે અને હું વારંવાર આપને વ્યર્થ તસ્દી આપવા માટે ક્ષમા ચાહતાં જણાવું છું કે હું એક બ્રાહ્મણ હોવાથી દારૂની દુકાનમાં નોકરી કરવામાં મને ધર્મ તરફનો બાધ નડે છે. દારૂની દુકાનને બદલે જો આપના બીજા

કોઇ કામમાં આપ મને જોડશો તો હું ખુશી સાથે આપની નોકરીમાં જોડાઇશ."

કુમજોરજી શેઠ બિચારા ગરીબ બ્રાહ્મણની સ્થિતિ સમજી ગયા અને ગંભીર વદને બોલ્યાઃ "એમાં તમો ગભરાઓછ સાને ? તમે નોકરી ન કરી સકો તેમ હોય તો ભલે; હું કોઈ બીજાને રાખી લેવસ; પન તમારી ખાતર મારાથી કાંઇ બીજો ધંધો સોધવા જઇ સકાય નહિ, એ તમો સમજોછ; ભલે બા, તમો મારી નોકરીમાંથી છૂટા છો હોં." એમ કહી રતિશંકરને શેઠે રજા આપી. રતિશંકર દુકાનમાંથી બહાર નીકળ્યો અને માર્ગે પડયો.

રતિશંકર કુમજોરજી શેઠની દુકાનમાં ગયો અને થોડી વાર રહીને પાછો આવ્યો એ સઘળું એક ઠેકાણે છુપાઈ રહેલા કામેશ્વર અને તેના સાથી દાનાએ બરાબર જોઈ લીધું ! ગઈ કાલે જોએલા બનાવની વિશેષ ખાત્રી કરવાને આજે તેઓ અગાઉથી આવીને એક સ્થળે ગુપ્ત રહ્યા હતા અને પુનઃ આજે પણ રતિશંકરને ત્યાં આવેલો જોઇને કામેશ્વરની તો સોએ સો ટકા ખાત્રી થઇ ચૂકી હતી કે રતિશંકરને દારૂની લત લાગી ચૂકી છે અને તેણે તેના બ્રાહ્મણના ખોળીયાને વટલાવ્યું છે ! દાનાએ પણ ઉદ્દગાર કાઢયા કે "ભલા ભગવાન ! શું કરજગ આયોસે ને ?"

* * * * *

રતિશંકર કુમજોરજી શેઠની દુકાનેથી પાછો ફર્યો. કુમજોરજી શેઠ તરફથી પોતાને સખ્ત તિરસ્કાર મળશે એમ તે ધારતો હતો, પરન્તુ તેની તે ધારણા ખોટી ઠરી અને કુમજોરજી શેઠ આડા નહિ ઉતરતાં સીધા ઉતર્યા ! રતિશંકર સીધો ચાલ્યો જતો હતો એવામાં સામેથી એક સાયકલવાળો "ઓ લો, મિસ્તર રતિશંકર !" એમ બોલતો પોતાની સાયકલને થોભાવીને નીચે ઉતરી પડયો. રતિશંકરે પહેલાં તો તેને ઓ-

ળખ્યો નહિ કારણકે એવા અપ-ટુ-ડેટ પોશાકવાળો સહેલાણી કોઈ પણ મિત્ર પોતાના જેવા ગરીબ બ્રાહ્મણને હોય એમ તે માનતો નહોતો. પણ જ્યારે બંનેએ હાથ મેળવ્યા ત્યારે રતિશંકરે તેને ઓળખ્યો કે તે પોતાનો એક સહાધ્યાયી મિત્ર બ્રીજમોહન હતો. બ્રીજમોહન જ્યારે અંગ્રેજી છઠ્ઠા ધોરણમાં ત્રીજું વર્ષ ગાળતો હતો, ત્યારે રતિશંકર તેની સાથે જ અભ્યાસ કરતો હતો. તે વખતથી તેની અને બ્રીજમોહનની મિત્રાચારી જોડાઇ હતી. છઠ્ઠા ધોરણમાં ત્રીજી વાર પણ નાપાસ થવાથી બ્રીજમોહને નિશાળ છોડી દીધી અને રતિશંકરે પોતાનો અભ્યાસ ચાલુ રાખ્યો અને તેણે બીજે વર્ષે મેટ્રિક્યુલેશનની પરીક્ષા પસાર કરી. ત્યારબાદ એકાદ વખત બ્રીજમોહન અને રતિશંકર મળ્યા હતા, પરન્તુ છેલ્લા એક વર્ષ થયાં તો કોઇ પણ વાર બંનેનો મેળાપ થયો નહોતો. આજે તેઓ બંને એકાએક મળી ગયા. બ્રીજમોહનનો રૂઆબ અને કપડાંની ભભક જોઇને રતિશંકર અંજાઇ ગયા સરખો જ બની ગયો. બ્રીજમોહનને નખથી શિખા સુધી એકી નજરે નિહાળીને રતિશંકર બોલ્યો: "અહો બ્રીજમોહન! તું તો કેવળ ફરી જ ગયો જણાય છે! પહેલાં તો મેં તને ઓળખ્યો જ નહિ. આપણે ઘણે વખતે આજે મળ્યા! કહે, ખુશી મજામાં છે ને?"

બ્રીજમોહન હસીને બોલ્યો: "આપણે તો યાર, હમેશાં મજા જ છે! જોને, નિશાળમાંએ કોઇ દિવસ દુઃખ ભોગવ્યું છે?"

"હમણાં શું બીઝનેસમાં છે?"

"નરોત્તમદાસ શેઠની મીલમાં સેક્રેટરી છું. માસિક પોણોસો રૂપિયા મળે છે! તેમાંથી આપણું પૂરૂં થઇ રહે છે! વારૂ. પણ પછી તું મેટ્રિક થયો કે નહિ?"

"હા, ગઇ પરીક્ષામાં જ પાસ થયો છું. હવે કોઇ સારી નોકરી બતાવ."

"નોકરી ? પચીશ–ત્રીસ રૂપિયામાં રહીશ કે ?" બ્રીજમોહને પૂછ્યું.

"હા, મોટી ખુશીથી."

"ત્યારે અમારા શેઠને જ પોતાના પત્રવ્યવહાર વગેરેના કેટલાક ખાનગી કામકાજને માટે એક પ્રાઇવેટ સેક્રેટરીની જરૂર છે; ત્યાં તારૂં ચોકઠું બેસાડી દઉં. ચાલ અત્યારે જ મારી સાથે; હું શેઠને બંગલે જ જઉં છું."

"ચાલ ત્યારે." એમ કહી રતિશંકર અને બ્રીજમોહન વાતો કરત કરતા ચાલ્યા. થોડી વારે બન્ને જણ નરોત્તમદાસ શેઠને બંગલે પહોંચ્યા. શેઠનો બંગલો સાબરમતીના કિનારાપર ખુશનુમા હવાવાળા ભાગમાં બાંધેલો હતો અને છેલ્લામાં છેલ્લી ફેશનનું ફરનીચર તેમાં વસાવેલું હતું. બંગલાની આસપાસ એક સુંદર નાનો બગીચો હતો અને નરોત્તમદાસ શેઠની રૂચિને અનુસરીને તેમાં સર્વત્ર સ્વચ્છતા જ જોવામાં આવતી હતી. બાગ વટાવીને બ્રીજમોહન રતિશંકરની સાથે બંગલામાં શેઠના દીવાનખાનામાં ગયો. રતિશંકરને એક બાજુની ખુરસીમાં બેસવાનું કહી તે શેઠની સાથે વાતે વળગી ગયો. પાએક કલાક મીલને લગતી કેટલીક વાતચીત થયા પછી બ્રીજમોહને રતિશંકરની ઓળખાણ આપતાં કહ્યું: "આ ગૃહસ્થ મારા મિત્ર છે અને મેટ્રિક્યુલેશનની પરીક્ષા તેમણે ઉંચે નંબરે પસાર કરી છે. અંગ્રેજી જ્ઞાન ઘણું સારૂં છે. આપને એક પ્રાઇવેટ સેક્રેટરીની જરૂર હતી, તેટલા માટે હું તેમને તેડતો આવ્યો છું."

"ન્યાતે કોણ છે ?" શેઠે પૂછ્યું."

"બ્રાહ્મણ છે. તેમનું નામ રતિશંકર છે. હાથના ચોખ્ખા અને પ્રમાણિક છે." બ્રીજમોહને સર્ટિફિકેટ આપતાં કહ્યું.

"વારૂ, પગાર વિષે કાંઇ વાતચીત કરી છે ?" શેઠે પૂછ્યું.

"ના, પણ ત્રીસેક રૂપિયા આપવા પડશે."

"હાલમાં પચીસેક રૂપિયામાં રહે તો ઠીક. થોડો વખત કામ જોશા

પછી ત્રીસ રૂપિયા કરી આપીશું. " શેઠે પોતાનો મનોવિચાર દર્શાવ્યો અને પછી રતિશંકરને સંબોધીને કહ્યું: " કેમ મી. રતિશંકર! હાલમાં થોડો વખત તમે પચીસ રૂપિયામાં રહી શકશોને ? "

" ભલે, કદરદાન શેઠની નોકરી ઓછે પગારે કરવામાં પણ એકંદરે લાભ સમાએલો છે. " રતિશંકરે કહ્યું.

શેઠ બોલ્યા: " થોડા વખત પછી વધારી આપીશું. જુઓ, તમારે માથે કામ બહુ થોડું છે. તમારે અહીં અગીઆર વાગતે આવવું અને મારી જેટલી ખાનગી ટપાલ હોય તેના ઉત્તરો મારી સૂચના પ્રમાણે લખીને ચાર વાગે મીલમાં આવી સહી કરાવી જવી. તે ઉપરાંત આપણે ત્યાં ઈંગ્લાંડ, જાપાન, જર્મની, અમેરિકા વગેરે દેશોમાંથી કેટલાંક ન્યુસપેપરો આવે છે, તેમાં ઉદ્યોગ-ધંધાને લગતા કે કાપડ સુતરના ઉદ્યોગને લગતા કાંઇ નવીન ખબર જાણવા જેવા હોય તે મને કહી સંભળાવવા. આટલું કામ તમારે મારા દિવાનખાનામાં બેઠાં બેઠાં માત્ર કરવાનું છે. "

" વારૂ સાહેબ. "

શેઠે રતિશંકરને ચાર્જ સોંપવા માંડયો: " જુઓ, સામે જે ટેબલ ખુરશી પડયાં છે તે તમારે માટે બેઠક અને બીજું કાંઇ ફરનીચર જોઇએ તો મંગાવી લેજો. તમને ઉત્કંઠા હોય અને ધંધાને લગતાં કાંઈ પુસ્તકો વાંચવા હોય તો તે પણ આપણે મંગાવીશું. "

" જી હા. " રતિશંકરે જવાબ આપ્યો.

વ્રીજમોહને કહ્યું: " ત્યારે આજે બાર વાગતાં જ તમે જોડાઇ જાઓ. "

શેઠે સંમતિ દર્શાવતાં કહ્યું: " હા, લ્યો આ તમારા શેલ્ફની કુંચીઓ. " એમ કહી શેઠે રતિશંકરને તેની નોકરીનો પૂરેપૂરો ચાર્જ સોંપી વાળ્યો.

વ્રીજમોહન શેઠની સાથે પુનઃ વાતે વળગ્યો. " ત્યારે હું બાર વાગતાં પાછો આવી જઇશ. આપ અહીં જ હશો કે? " રતિશંકરે શેઠને પૂછ્યું.

શેઠે કહ્યું: "ના, હું તે વખતે મીલમાં હોઇશ. પણ હવે હું અહીં હોવાની કાંઈ જરૂર નથી. તમને કુંચીઓ સોંપી છે; દીવાનખાનામાં આવી તમે તમારે કામે વળગજો. હું બંગલાના માણસોને ખબર કરતો જઇશ."

"વારૂ." કહી સલામ કરી રતિશંકર ગયો.

નરોત્તમદાસ શેઠ મીલના ધંધામાં સારી રીતે આબાદ થએલા એક વણિક ગૃહસ્થ હતા. અંગ્રેજી બહુ જાણતા નહોતા, પરન્તુ બીજા અંગ્રેજી ભણેલાઓ કરતાં વ્યાપારને લગતી બુદ્ધિમાં વિશેષ કુશળ હતા. ઉમર પીસ્તાલીસેક વર્ષની જણાતી હતી અને ખાધે પીધે સુખી હોવાથી શરીરે કાંઇક સ્થૂળ જણાતા. તેમની એક સ્ત્રી મરણ પામવાથી વર્ષ–દોઢ વર્ષ થયાં તેમણે અમદાવાદના જ એક ખાનદાન કુટુંબમાં બીજી વાર લગ્ન કર્યું હતું. હજીસુધી શેઠને કાંઇ પણ સંતાન નહોતું અને નવી સ્ત્રીમાં તેમની સંતાનપ્રાપ્તિની સઘળી આશાઓ સમાઇ રહેલી હતી. શેઠને બીજું કાંઇ કુટુંબ હતું જ નહિ અને તેથી સંતાનને અભાવે પોતાના ધનના ઉપયોગને માટે તેમને બહુ જ ચિંતા રહ્યાં કરતી.

* * * * *

આજે રવિવારનો દિવસ હતો. રતિશંકરને નોકરી ઉપર ચડયાને આજે ત્રણ દિવસ થયા હતા અને તેટલા વખતમાં તેણે પોતાના કામથી શેઠને સારો સંતોષ આપ્યો હતો. રતિશંકરને પણ સઘળું કામકાજ સારી રીતે ફાવતું હતું અને વળી પગાર પણ ઠીક હતો એટલે તેને અસંતોષ પામવા જેવું કે બીજી કોઇ સારી નોકરી શોધવાની ઇચ્છા કરવા જેવું રહ્યું નહોતું. કિશોરીને પણ આ પ્રકારની નોકરી ગમી ગઇ હતી અને બન્ને માનતાં કે હવે તેમના સુખના સૂર્યનો ઉદય થઇ ચૂકયો છે.

રવિવારનો દિવસ હોવાથી શેઠને આજે મીલમાં જવાનું નહોતું. રતિશંકર બંગલે આવ્યો ત્યારે શેઠ કયાંક બહાર જવાની તૈયારી કરીને

હોય તેમ જણાયું. રતિશંકરે દિવાનખાનામાં પ્રવેશ કરતાં જ શેઠે કહ્યું: "મી. રતિશંકર! આજે મારે એકાએક નડિયાદ જવાનું થયું છે; કાલે સ્હવારે હું પાછો આવીશ. આજે કાંઇ અગત્યની ટપાલ નથી. કાલની મેલમાં થોડાં પેપરો આવ્યાં છે તે વાંચજો." એમ કહી શેઠ ગાડી જોડાવી ચાલતા થયા અને રતિશંકર શેઠે સૂચવેલા કામમાં ગુંથાયો.

પાંચેક વાગ્યા એટલે રતિશંકર ઘેર જવાની તૈયારી કરવા લાગ્યો, એટલામાં એક નોકરે આવીને ખબર આપ્યા કે "શેઠાણી તમને બોલાવે છે."

રતિશંકર ત્રીજે માળે જ્યાં શેઠાણીનું શય્યાગૃહ હતું ત્યાં ગયો. શું બહાર? શીતળતાને માટે સઘળી બારીઓ ઉપર ખાસની ટટ્ટીઓ બાંધવામાં આવી હતી. શેઠાણી—મનોરમા તેમનું નામ હતું—મનોરમા શેઠાણી એક ઝુલતા પલંગ ઉપર એક રેશમી તળાઈપર બારીક સુશોભિત વસ્ત્રો પ્હેરી આરામમાં પડયાં હતાં. ચાકરડી બરફનું શીતળ જળ ચાંદીના પ્યાલામાં લેઇને શેઠાણીને માટે મ્હોં ધોવાને લાવીને ઊભી હતી. એટલામાં ચાહનો પ્યાલો પણ એક નોકર મૂકીને ચાલતો થયો. રતિશંકરને આવતો જોઇને શેઠાણીએ તેનો સત્કાર કરતાં કહ્યું: "આવો, મિસ્તર રતિશંકર! બેસો."

રતિશંકર સામેની ખુરશીપર આસપાસની મનોહર રચના નિહાળતો બેઠો. શેઠાણીએ પૂછયું: "શેઠ આજે ક્યાં ગયા છે?"

"નડીયાદ ગયા છે, સ્હવારે આવશે. તમને કહી ગયા નથી કે શું?"

"ના, મને કહી ગયા નથી; હું તે વખતે કદાચ આરામમાં હોઇશ. તમને કહી ગયા હશે."

"હા, મને કહી ગયા છે. કાલે આવવાનું પણ કહી ગયા છે."

"ઠીક, પણ આજે મારે થોડા અંગ્રેજી પત્રો લખાવવાના છે, તો રાત્રે જરા તમે આવી શકશો? ફુરસદ મળશે?"

"હા, ઘણી ખુશીથી આવીશ. કહો, ક્યારે આવું?"

"આઠેક વાગતાં આવજો. એ ત્રણ કાગળો લખવાના છે, બહુ વખત નહિ જાય."

"વારૂ. એ જ કામ હતું ના? હું જાઉં છું."

"ભલે જાઓ; પણ જરા બરફ તો પીતા જાઓ." એમ કહી મનોરમાએ બરફના પાણીનો પ્યાલો રતિશંકરની સામે ધર્યો અને રતિશંકર તેનો સત્કાર કરી, પી, શેઠાણીની પુનઃ રજા માંગી, ચાલતો થયો.

---

## પ્રકરણ ૮ મું.

### ઢંઢેરો!

આજ તો મનોરમા શેઠાણીએ સાંજના ૭ વાગતાંમાં ભોજન કરી લીધું. રોજ રાતના આઠ વાગતાં શેઠની સાથે જમવા બેસવાની શેઠાણીને ટેવ હતી અને ભોજન પણ બહુ આનંદ સાથે મધુર મધુર વાતચીત સાથે થતું, પણ આજે તો શેઠ ગામ ગએલા એટલે કોઇની સાથમાં જમવા બેસવાનું નહોતું. વળી રાતે આઠ વાગતાં રતિશંકર અંગ્રેજી પત્રો લખવા માટે આવવાનો હતો અને શેઠાણીને હજી ઘણી ઘણી તૈયારીઓ કરવાની હતી એટલે વહેલાં જમી લેવાનું ઉચિત માન્યું. મનોરમા શેઠાણીનું શય્યાગૃહ અને દીવાનખાનું બન્ને સંયુક્ત જ રાખવામાં આવ્યાં હતાં, એટલે એક વિશાળ હોલનો અર્ધો ભાગ સુવા માટે વાપરવામાં આવતો અને બાકીના અર્ધા ભાગમાં ટેબલ, ખુરશી, મેજ, સૂવાના કોચ, ઝોલા ખુરશી, ચોપડીઓથી ભરેલાં કાચનાં કબાટ, શેઠ શેઠાણીની ઓઇલ પેઇન્ટીંગ છબીઓ, મોટા અરીસા, દાંત કાચ અને અબરખની બનાવેલી અવનવી ચીજોનું સંગ્રહસ્થાન વગેરે હતું. શેઠાણીએ જમીને ઉપર આવતાં જ સઘળા નોકરોને હુકમ કર્યો કે ટેબલપરની સઘળી વસ્તુઓને નિયમસર

ગોઠવવી અને સઘળું સુવ્યવસ્થિત કરવું. પાંચ સાત નોકરો એ કામમાં લાગી પડ્યા. કોઇએ ટેબલપરની ચોપડીઓને બરાબર ગોઠવી વાળી, કોઇએ છબીઓ તથા અરીસાને વળગેલી રજ લૂછી નાંખી, તો કોઇએ ખુરશી, કોચ અને મેજ સાફ કર્યાં. એક જણ આખા ઓરડામાં જ્યાં ત્યાં વેરાએલા કાગળના કકડા વીણી કાઢીને જાજમ ગાલીચા બરાબર કરવામાં રોકાયો. થોડી વારમાં એ સઘળું વ્યવસ્થિત થઇ ગયું. શેઠાણીએ તપાસ્યું અને સઘળું સુવ્યવસ્થિત જણાયું, પણ તુરત જ કોચ ઉપરના ગલેફ ઉપર નજર ગઇ અને નોકરપર ગુસ્સો ચડી આવ્યો; માળીનો એક ગરીબ છોકરો હાથમાં આવ્યો તેને બે-ચાર તમાચા ચોડી દીધા અને આંખો કાઢીને કહ્યુંઃ “ મૂર્ખા! આ કોચપરનો ગલેફ તેં બદલાવ્યો કે? કેવો ગંદો-મેલો છે? અને આ પલંગની તળાઈ? તે તો તેં બીલકુલ સંભાળી જ નથી! જો મચ્છરદાની પણ કેવી મેલી થઇ ગઈ છે? જા, જલ્દી બીજા ગલેફ લેઇ આવ અને સઘળું બદલાવી નાંખ!”

ગરીબ બિચારો નોકર ગાલ ચંચવાળતો રહ્યો, અને પોતાનો બચાવ કરતાં બોલ્યોઃ “ પરમ દિવસે તો બંધુએ બદલાવેલું છે!”

“ અરે રાસ્કલ!” શેઠાણી બોલ્યાંઃ “ પણ આ ઉનાળો હોવાથી બે દિવસમાં સઘળું મેલું થઈ જાય એ શું તું જાણતો નથી? જા, જલ્દી બદલાવી નાંખ; વચ્ચે દોઢડહાપણ કર નહિ!”

નોકર ગયો અને નવા ગલેફ, મચ્છરદાની વગેરે લેઇ આવ્યો તથા જૂનાં કાઢી નવાં ચડાવવાના કામમાં રોકાયો. સાંજ પડી ગઇ હતી પણ હજી અંધારૂં થયું નહોતું. શેઠાણીની નજર દીવાબત્તી તરફ ગઇ. કોઈ પણ નોકરે હજી દીવાબત્તીની તપાસ પણ લીધી નહોતી. આખા ઓરડામાં બબ્બે વારને છેટે દીવાલપર વોલલાઇટો જડેલી હતી અને મધ્યમાં ચાર મોટા ઝુમ્મર ટાંગવામાં આવેલાં હતાં. હમેશાં તેમાંનાં માત્ર બે ઝુમ્મરમાં

દીવા થતા અને તેથી આખા ઓરડામાં સારો પ્રકાશ પડતો. રોજ જે એ ઝુમ્મરમાં દીવા કરવામાં આવતા તે જ ઝુમ્મરને સાફ રાખવામાં આવતાં અને જો કોઈ અગત્યને પ્રસંગે સઘળાં ઝુમ્મરો અને વોલગ્લાસમાં દીવા કરવાના હોય તો ખાસ વરદી આપવામાં આવતી એટલે હજામ સઘળી બત્તીઓ સાફ કરી જતો. શેઠાણીની ઇચ્છા આજે સઘળા દીવા કરાવવાની હતી, અને તે તો હજી જેમના તેમ રહ્યા હોવાથી તેમના હૃદયમાં ગભરામણ થઇ આવી. બારીમાં ઊભાં રહીને નીચેના નોકરોને એકાએક બુમાબૂમ કરીને શેઠાણીએ બોલાવી લીધા અને સઘળી બત્તીઓ ઉતાવળે સાફ કરી નાંખી પા કલાકમાં સર્વત્ર લાઇટ થઈ જાય એવી સૂચના કરી. એકી સાથે આઠ દસ નોકરો કામે લાગી ગયા, અને જોતજોતાંમાં સઘળી બત્તીઓ સાફ થઇ ગઈ, મીણબત્તીઓ ભરાઈ ગઈ અને બત્તી સળગાવવાનો હુકમ મળતાં આખો ઓરડો એકદમ ઝાકઝમાળ થઇ ગયો ! શેઠાણીની ઇચ્છા હવે બર આવી. તેમના મનથી સઘળું સુવ્યવસ્થિત અને બરાબર ગોઠવાઇ ગયું જણાયું. તેમણે સઘળા નોકરોને ત્યાંથી ચાલ્યા જવા કહ્યું અને થોડી વારમાં એ વિશાળ ઓરડામાં માત્ર મનોરમા શેઠાણી એકલાં રહ્યાં. સઘળી મનોરમ રચના જોઇને શેઠાણીનું હૃદય આનંદથી ઉછળી રહ્યું.

"બાહ્ય શોભા તો સંપૂર્ણ થઇ, પણ હજી મારે મારા અંગની શોભામાં ઘણું કરવાનું રહી જાય છે. ઓહો સાત તો વાગી ગયા; એક કલાકમાં હું મારૂં કામ કેવી રીતે પતાવી શકીશ ?" એમ વિચારી શેઠાણીએ એક સુંદર કબાટ ઉઘાડયું. માંહેથી એક સુંદર રેશમી સાડી—કેવળ સફેદ રંગની અને માંહે નાનાં નાનાં ચંપાનાં ફૂલના બુટ્ટા ભરેલી—કાઢી. તેનું પોત એટલું તો બારીક હતું કે તેની નીચે પહેરેલાં ચોળી, ચણીયો વગેરે વસ્ત્રોનો રંગ કળી જવાને કોઇને જરા પણ મુશ્કેલી નડે નહિ!

કેમેરા જેવી જડ વસ્તુ પણ તે સાડીની નીચેના ચણીયાની ઝાલર અને ચોળીની સુંદર નમૂનેદાર જરીની બુટ્ટીઓનો આબેહૂબ દેખાવ પકડી લે ! સાડીની સાથે આછી આછી બુટ્ટીઓથી ભરેલી મખમલની ચોળી પણ બહાર કાઢી, પણ એટલામાં સાંભરી આવ્યું કે માથાના વાળના કર્લ કદાચ ચુંથાઈ ગયા હશે તો ? શેઠાણી એક મોટા અરીસા પાસે જઇને ઊભાં રહ્યાં અને ખરેખર માથાના વાળ સુવ્યસ્થિત જણાયા નહિ ! માથામાં ફરી હેર ઓઇલ નાંખ્યું. વાળના સુંદર દેખાવને ચુંથાવા નહિ દેનાર કોસ્મેટીકને પણ ભૂલી ગયાં નહિ. સુગંધોથી શેઠાણીનું નાક તૃપ્ત થયું ત્યાંસુધી તેનો ઉપયોગ કર્યા કર્યો અને પછી આસ્તેથી જમણા નેત્રના ભ્રમરની મધ્યમાંથી માપ લેઇને બરાબર સેંથી પાડી કેશને સારી રીતે કર્લ કર્યા. મનોરમા શેઠાણી મૂળે રૂપાળાં તો હતાં જ, પણ તે રૂપ પારસી અને યુરોપિઅન સુંદરીઓ પાસે ફીકકું પડી જતું હશે એવો શેઠાણીને જરા વહેમ હતો એટલે ફેસ પાઉડર—અને જો ગ્રામ્ય ભાષામાં કહીએ તો મ્હોંપર ભૂંસવાના વિલાયતી ચૂના—નો ઉપયોગ તે કોઇ કોઇ વાર કરતાં ! આજે પણ તેમને ચહેરાને પાઉડર લગાવવાની જરા જરૂર જણાઈ અને થોડો પાઉડર વાપર્યો; પણ નિરાશ ! અંગ્રેજ છોકરીઓના કપોલ પ્રદેશ ઉપર જેવી ગુલાબી સુરખી—લાલી જણાય છે તેવું કાંઈ શેઠાણીના ચહેરા ઉપર જણાયું નહિ ! એટલી ન્યુનતા રહી ગઇ અને તેટલા માટે "નાટકની સુંદરીઓ" ની પેઠે ગુલાબી રંગનો ઉપયોગ કરવાનું મન થઇ ગયું ! પણ કાંઇ સામગ્રી અગાઉથી મંગાવી રાખેલી નહિ, એટલે તે વિના જ ચલાવી લેવાની જરૂર પડી. આંખોમાં અંજનની કાંઇ જરૂર જણાઇ નહિ, કારણ કે એ તો ગામડીયણોનું કામ હતું અને વળી શેઠાનીની આંખો કાળી—ચેક લેધરના બૂટના જેવી ચળકતી અને કાળી હતી, એટલે તેને માટે અંજનની જરૂર પણ શું ? તે વિના જ ચલાવી લીધું. નાસિકામાં માણેકની

ટીપકી ઘાલી, અરીસામાં મ્હોં નિહાળ્યું, પણ તેથી સુંદરતામાં વધારાને બદલે ઘટાડો જ થતો જણાયો એટલે પાછી કાઢી નાંખી અને દાબડીમાં મૂકી દીધી. કપાળમાં નાનો ચંદ્રક—ચાંલ્લો કરવાથી સુંદરતામાં વધારો થાત, પણ બીજી સુંદરીઓની પેઠે શૂન્ય કપાળ રાખવામાં જ શેઠાણીએ સુંદરતા માની. અલંકારો પછી હવે આભૂષણોનો વારો આવ્યો. ચોળી પ્હેરી પણ ઉનાળાના દિવસમાં તેથી ઘામ થશે, એમ ધારી તેને ફેંકી દીધી. ફુલવેલ અને ઝાલરોથી સુશોભિત પોલકું પહેર્યું, તે જરા શરીરને ગમ્યું અને તેપર શ્વેત સાડી પરિધાન કરી. આખું સ્વરૂપ અરીસામાં નિહાળી જોયું તો મનને ગમ્યું: જોકે મ્હોંપર લાલી નહિ હોવાથી મન સંકોચાતું હતું ખરૂં, પણ નિરૂપાયે લાચાર! એક ફુલગુલાબી રૂમાલમાં લવંડર છાંટી તેને પોલકાના ગજવામાં લટકતો ઘાલ્યો. સાડી અને પોલકાને પણ શ્રાવણ મહીનાના આછા માવઠાના જેવા લવંડરના છાંટાથી ભીનાં કર્યાં. સોનાના મોટા છેડાને કંઠમાં નાંખી તેને લટકાવેલું સોનાનું ઘડીઆળ પોલકાના ગજવામાં ઘાલ્યું. એટલામાં ઘડીયાળમાં ટનટન આઠ વાગ્યા!

"વખત થઇ ગયો; હમણાં એ આવશે." એમ શેઠાણીએ વિચાર્યું. બૂમ પાડીને નીચેથી એક નોકરને બોલાવ્યો. નોકર શેઠાણીની સેવામાં હાજર થયો અને ઠઠેરો કરીને તૈયાર થયેલાં શેઠાણીને જોતાં જ દોઢડાહ્યો નોકર બોલ્યો: "કેમ, બા! ક્યાંય બહાર જવું છે? ગાડીવાનને ગાડી જોડવા કહું?"

શેઠાણીએ ગુસ્સો દર્શાવતાં કહ્યું: "ના, ના, ક્યાંય જવાનું નથી; પણ બંગલાના બીજા તથા ત્રીજા માળમાં જે કોઇ નોકર—ચાકર હોય તેમને કહી દે કે સૌ પહેલે માળ જઇને બેસે."

"વારૂ, બા." કહી નોકર ગયો. શેઠાણી પોતાના સઘળા ઠઠેરા સાથે એક સુશ્વેત કોચપર આરામ લેતાં આડે પડખે થયાં. આખો એ

રહેલ ઝળઝળાળ થઇ રહ્યો હતો. સુંદર આસનો, સુંદર છબીઓ અને સુંદર ફરનીચર તે સ્થાનને ભૂલોકના સ્વર્ગ જેવું બનાવી રહ્યું હતું. શેઠાણીના રમણીય વદન ઉપર દીવાઓમાંનો પ્રકાશ સ્થિર સ્થિર થઇ રહી વદનની પ્રભાને વધારે રમણીય બનાવતો હતો. મસ્તકપરના કેશગુચ્છને અર્ધ ઉઘાડો અને અર્ધ ખુલ્લો રાખતી શ્વેત સાડી સફેદ આકાશમાં નીચે ઝઝુમી રહેલા કાળા વાદળના ટુકડા જેવો મનોહર દેખાવ આપતી હતી. કપાળના એક ખુણામાંથી પાડેલી સેંથી તે કાળા વાદળામાં ચમકી રહેલી વિદ્યુતરેખાના જેવો નવીન ભાવ ઉત્પન્ન કરતી હતી. કમળની દાંડી જેવા સુકોમળ બાહુ કોચપરના શ્વેત અસ્તરના રંગની સાથે ભળી જતા હતાં અને કાંડાપરની હીરા જડિત્ર બંગડીઓ દીપકના પ્રકાશમાં ચળકાટ મારતી આસપાસમાં તેજનાં કીરણોનો પ્રસાર કરી રહી હતી. પોલકાપરના ગુલાબી રંગના હસ્તકૃત ગુલાબનાં પુષ્પ ખરાં ગુલાબનાં પુષ્પ હોવાનું ભાન કરાવતાં હતાં અને તે પુષ્પો જાણે કે મનોરમા શેઠાણીના યૌવનબાગમાં વિકસી રહ્યાં હોયની તેવો સ્વાભાવિક રીતે ભ્રમ ઉત્પન્ન થઇ જતો હતો.

માત્ર બે જ મિનિટ એ સ્થિતિમાં ગઇ અને તરત રતિશંકર ઓરડાનાં બારણાંમાં આવીને ઊભો. ઉપલક દૃષ્ટિએ જોતાં શેઠાણી કયાંય નહિ જોવામાં આવતાં તે માંહે પેસતાં થોભ્યો અને આસપાસ નજર કરતો બારણામાં જ થોભી રહ્યો. છેવટે કોચપર સૂતેલાં શેઠાણીને તેની આંખોએ ખોળી કાઢ્યાં! મનોરમ દેખાવ! સ્વપ્નસુખમાં મ્હાલતી ઉષા (ઓખા) સર્વ અલંકારો ધારણ કરીને નિશ્ચિંત નિદ્રાનો અનુભોગ કરતી હોય, પોતાના સ્વામી અનિરૂદ્ધની સાથે મિષ્ટ વાર્તાલાપ કરતાં સ્વપ્ન આગળ વધ્યે જતું હોય અને વદનમાંથી હાસ્યની આછી સ્ફુરણા થઈ રહી હોય તેવો જ આબેહૂબ દેખાવ રતિશંકર પોતાની આંખોની સામે આવી રહેલો

જોઇ રહ્યો અને થોડી પળ પહેલાં જે આંખો શેઠાણીને ખોળી કાઢવામાં રોકાઇ હતી તે જ આંખો અત્યારે તે મનોરમ દેખાવમાં વિરાજી રહેલા વદન સુધાકરને નિહાળી રહેવામાં રોકાઇ.

## પ્રકરણ ૯ મું.

### "આ પણ મારી પરીક્ષા તો નહિ હોય?"

માત્ર બે પળ સુધી દીવાનખાનાની આ મનોહર સ્વર્ગરચના અને તેની મધ્યમાં સુખશય્યામાં પડેલી અપ્સરા સરખી મનોરમાને રતિશંકર જોઈ રહ્યો. ખરેખર, આજસુધી આવો મનોરમ દેખાવ તેણે ક્યાંય પણ જોયો નહોતો અને તેના મનથી એમ જ થઇ આવ્યું કે સ્વર્ગની અનુપમ શોભા તે આ જ હશે અને સ્વર્ગની અપ્સરાઓ પણ આવો જ આનંદ મેળવતી હશે! દીવાનખાનામાં બીજું કોઇ નહિ હોવાથી રતિશંકર માંહે પેઠો નહિ અને આસપાસમાં કોઈ નોકર હોય તો તેને બોલાવી મનોરમાને જાગૃત કરવાને સુચવવાનો તેણે વિચાર કર્યો. તેણે આજુબાજુએ નજર કરી, પણ કોઇ જણાયું નહિ, અગાશીમાં જઇને નીચે નજર કરી તોપણ કોઇ નજરે ચડયું નહિ. ઘરનું કામકાજ કરતો એક બારોટ હતો તેને બોલાવતાં રતિશંકરે "બારોટ, બારોટ" એમ બૂમો મારી પણ કાંઇ પ્રત્યુત્તર મળ્યો નહિ; પરન્તુ તેના એ અવાજેથી શેઠાણી જાગી ગયાં અને બોલ્યાં: "કોણ છે એ? રતિશંકર આવ્યા છે કે?"

રતિશંકર અગાશીમાંથી પાછો દિવાનખાનામાં આવ્યો અને બોલ્યો: "મેં જાણ્યું કે તમે ઉંઘી ગયાં હશો."

"હા, હું જરા નિદ્રામાં હતી ખરી, પણ તમારી બૂમોથી જાગી ગઇ." શેઠાણીએ કહ્યું.

"ત્યારે તો મારી ભૂલોથી આપની નિદ્રામાં ખલેલ પડી ગઇ; અવિનય માફ કરજો; મારી ભૂલ થઇ છે."

શેઠાણીએ મુખમાંથી મન્દ સ્મિત સ્ફુરાવતાં કહ્યું: "નહિ, નહિ, એમાં તમે કાંઇ જ ભૂલ કરી નથી; તમને આઠ વાગતાં આવવાનું કહ્યા પછી હું પોતે નિદ્રામાં પડી તે મારી જ ભૂલ થઇ છે. ખરેખર, તમે બહુ નમ્ર પ્રકૃતિના માણસ છો; કદાચ તમારી સ્ત્રી પાસે પણ કોઇ વાર આવા જ નમ્ર બની કાંઇ વાંકને માટે માફી માંગતા હશો!"

રતિશંકર શરમાઇ ગયો. શેઠાણીએ પોતાની મશ્કરી કરી છે એમ તે સમજ્યો ખરો, પણ મશ્કરી કરવાનો હક એ મિત્રોને જ મોટે ભાગે હોય છે અથવા તો શેઠ નોકરને જો તેવો હક હોય તો સારો ઘરોબો હોવો જોઇએ છે. રતિશંકર માત્ર ત્રણ દિવસ થયાં નોકરીમાં જોડાયો હતો અને શેઠાણી સાથેનો પ્રત્યક્ષ પ્રસંગ તો આજે પહેલવહેલો જ હતો. તેના ચિત્તમાં એમ લાગ્યું કે "શેઠાણીએ મારી મશ્કરી કરી ખરી, પરન્તુ એ સ્વાભાવિક નથી." છતાં રતિશંકર એ વિચારને ગળી ગયો.

રતિશંકરને શરમાઇ ગએલો જોઇને શેઠાણીએ એ વાતને ફરીથી છેડી નહિ. પોતે જે હેતુથી રતિશંકરને બોલાવ્યો હતો તે હેતુને આગળ કરીને શેઠાણી બોલ્યાં: "વારૂ, મી. રતિશંકર! મારે વિલાયતથી આ ચિત્રમાં બતાવ્યા પ્રમાણેનું એક સોનાનું ઘડીઆળ મંગાવવાનું છે." એમ કહી રતિશંકરના હાથમાં શેઠાણીએ એક અંગ્રેજી સચિત્ર કેટલોગ આપ્યું અને આગળ પૂછ્યું: "કેમ, આ ઘડીઆળ તમને ગમે છે ના?"

"એમાં મને ગમવાનું શું કારણ છે? આપને જોઇએ તે ઘડીઆળની પસંદગી આપે જ કરવી જોઇએ."

"નહિ, એ વાત તો ખરી; પણ એક મિત્ર તરીકે હું તમારી સલાહ લઉં, તે પણ શું તમે ખરા દિલથી ન આપો?"

રતિશંકર ચમક્યો! કાંઇ પણ જવાબ આપ્યા વિના તેણે શેઠાણીના મ્હોં તરફ પોતાની નજર ફેરવી અને ક્ષણભર એકી ટશે જોઇ રહ્યો. એક એક ક્ષણમાં અનેક પ્રકારના શુભાશુભ તરંગો તેના હૃદયસાગરમાં ઉપસ્થિત થયા. સંશયધ્વનિથી ગાજી રહેલો સાગર દોલાયમાન થયો અને ચતુર શેઠાણી તે સમજી ગયાં. પોતાના વદનની સામે એકી ટશે જોઈ રહેલા રતિશંકરને તેણે મન્દ સ્મિત સાથે કહ્યું: "કેમ? શું હું તમારી સલાહ ન માંગી શકું?"

"માંગી શકો; પરન્તુ એક મિત્ર તરીકે નહિ પણ આપના નોકર તરીકે જ હું આપને સલાહ આપી શકું." રતિશંકર પોતાની સંશયગ્રસ્તતાની નિદ્રામાંથી જાગૃત થતો હોય તેવી રીતે અકળામણનાં ચિન્હોને મ્હોંપરથી દૂર કરતો બોલ્યો.

આ સાંભળતાં શેઠાણી ખડખડાટ હસી પડયાં અને બોલ્યાં: "ઓહો! માય ડિઅર ફ્રેંડ! એટલા માટે જ શું તમે આટલા બ્હાવરા બની જાઓ છો? પણ ગભરાશો નહિ. મારા મનમાં શેઠ નોકર જેવો ભાવ નથી. હું તો સૌને મિત્ર જ સમજું છું અને રતિશંકર! તેમાં શું હું કાંઇ ભૂલ કરૂં છું?" એમ કહી શેઠાણી રતિશંકરની સામે એકી ટશે જોઇ રહ્યાં.

બે મિનિટ ચાલી ગઇ. રતિશંકર આછું હાસ્ય કરીને બોલ્યો: "હું સમજ્યો; તમે મારી મશ્કરી કરો છો અને હું મૂર્ખો તે સમજી શક્યો નહિ. પણ મહેરબાની કરીને તે મશ્કરીનો વિષય પડતો મેલો અને મને જે કાંઇ આજ્ઞા હોય તે ફરમાવો."

શેઠાણી ચમકી જતાં બોલ્યાં: "આજ્ઞા? અરરર! હું તમને આજ્ઞા કરૂં તો મારી જીભ જ કપાઇ જાય! આ તમે શું કહો છો? હું તમને કેવી રીતે આજ્ઞા કરૂં? જેને હું હૃદયનો એક મિત્ર કહી ચૂકી છું, તેને આજ્ઞા કરવાને મારો જીવ કેમ ચાલે? ખરેખર, હું કાંઇ તમારી મશ્કરી કરતી નથી, પણ ખરૂં જ કહું છું."



પોતાના હૃદયની હદને વધારે અને વધારે દબાવતાં જતાં શેઠાણીના આ શબ્દો સાંભળીને રતિશંકર આભો બન્યો! તેના હૃદયમાં ગુંચળાં વળવા લાગ્યાં. પોતાના કર્ણને અપ્રિય લાગતું એવું ભાષણ વધારે ને વધારે લંબાવવામાં શેઠાણીને શું સારૂં લાગતું હશે તે તે સમજી શક્યો નહિ. શેઠાણીએ આગળ કહ્યું: "કેમ? મારા શબ્દો તમને નથી રૂચતા? હા, હું ગરીબડીની મૈત્રી–દોસ્તી કદાચિત્ તમને પસંદ નહિ હોય!" એમ કહી શેઠાણીએ ઓશિઆળું મ્હોં કર્યું.

'મૈત્રી' થી આગળ વધતા 'દોસ્તી' શબ્દે રતિશંકરને વળી વધારે ગભરાવ્યો. શેઠાણીનું મન કલુષિત થયું હોય તેવો સંકલ્પ તેના ચિત્તમાં ઉત્પન્ન થયો અને સત્વર પાછો વિરામ પામી ગયો. તેણે કહ્યું: "મને માફ કરો, હું ગરીબ અને તમે શ્રીમંત છતાં તમે પોતાની જાતને ગરીબ કહો છો, આપણી વચ્ચે શેઠ નોકરનો સંબંધ છતાં મૈત્રીની વાત આપ કહો છો, એ સઘળું મને રૂચતું નથી; મહેરબાની કરીને આપણે હવે પહેલાંના વિષય ઉપર આવીએ."

શેઠાણીએ રતિશંકરના હાથમાંથી ઘડીઆળોનું કેટલોગ ઝુંટવીને ફેંકી દીધું અને પોતાની ખુરશીને રતિશંકરની નજીકમાં ખેંચીને પોતાની આંગળીમાંથી એક હીરાજડિત વીંટી કાઢી રતિશંકરની સામે ધરતાં કહ્યું: "લ્યો, આ વીંટી ત્રણ હજારની કીમતની છે તે હું તમને બક્ષીસ આપું છું. આપણી દોસ્તીના પ્રારંભમાં આ વીંટી હું તમને ભેટ કરૂં છું. મારી એ ભેટને તમે સ્વીકારો."

"શેઠની માર્ફત એ વીંટી મને આપજો એટલે સ્વીકારીશ." રતિશંકરે એક પૂતળાની પેઠે ખુરશીમાં જ બેસી રહીને જવાબ આપ્યો.

શેઠાણીએ ગંભીર મ્હોં કરીને પોતાની આંખોના તેજરૂપી તીરને રતિશંકરની સંકોચ પામતી આંખોમાં ઘોંચી દેતાં કહ્યું: "રતિશંકર! તમે મૂર્ખ

છો તેથી મારા હ્રદયને તમે સમજતા નથી કે શું છે તે હું જાણી શકતી નથી. તમારા જેવા ભણેલા ગણેલા માણસ સાથે હૃદયના ભાવનો અદલો-બદલો કરવા માટે મૈત્રી કરવાની મારી ઇચ્છા છે અને તમારે તેનો સ્વીકાર કરવો પડશે. ”

રતિશંકરે આ ગૂઢ ભાવાર્થવાળા શબ્દોને સભય મુખમુદ્રા સાથે તથા કમ્પતા શરીર સાથે સાંભળ્યા અને કહ્યું: “ મને માફ કરો. આપ મોટાં શેઠાણી છો; હું ગરીબ સાથે આપની મૈત્રી ન શોભે; જરા વિચાર રાખો—પ્રભુનો—ધર્મ—કર્મનો ડર રાખો.”

શેઠાણીને ગુસ્સો ચડયો પણ મ્હોંપર તે કળાવા દીધો નહિ. એક નિઃશ્વાસ નાંખ્યો અને કહ્યું: “ મેં તમને અહીં કાંઇ પરમેશ્વરનો ઉપદેશ સંભળાવવા માટે બોલાવ્યા નથી, સમજ્યા? તમને ધનવાન્ બનાવવાની મારી ઇચ્છા છે અને તમે રાંક રહેવામાં જ લાભ સમજો છો તે જોઈ મને નવાઇ લાગે છે. ”

“ ગરીબીમાં મને સુખ છે; હવે મને રજા છે? ” રતિશંકરે અકળાતાં—ગભરાતાં કહ્યું.

“ હા, હમેશને માટે રજા છે, જાઓ. નોકરીમાંથી પણ રજા છે. ” શેઠાણીએ ક્રોધને બહાર દર્શાવતાં જરા ઉતાવળે કહ્યું.

‘ નોકરીમાંથી પણ રજા છે ’ એ શબ્દોએ રતિશંકરને ગભરાવ્યો. તેણે શેઠાણીની સામે જોયું. તેના રોમ કમ્પતા હતા. ભ્રકુટી ચડેલી હતી. “ આપને કાંઈ કાગળો લખાવવાના હતા ને? ” રતિશંકરે કહ્યું.

“ કાંઇએ લખવું નથી. તમારે હવે અહીં વધુ વાર ઊભા રહેવાની જરૂર નથી. ” શેઠાણી બોલ્યાં અને એકદમ ઊભાં થઇને પાસેના પલંગમાં પડયાં. રતિશંકર ગભરાતો—અકળાતો અને ચિત્ર—વિચિત્ર સંકલ્પોમાં ગોથાં ખાતો બંગલામાંથી નીચે આવી બાગ વટાવી ચાલતો થયો.

* * * * *

"આજે મેં સારૂં કામ કર્યું કે ખોટું તે હું કહી શકતો નથી! શેઠાણીની દુર્વાસના જાણી, પણ તે ખરી હશે કે ખોટી? હું ધારૂં છું કે જેવી રીતે લોંગ સાહેબે મારી પરીક્ષા કરી હતી, તેવી રીતે નરોત્તમદાસ શેઠે પણ આજે મારી પરીક્ષા કરી! પોતે નડીઆદ ચાલ્યા ગયા! પાછળ શેઠાણીએ મને કાગળો લખવાના બ્હાનાથી બોલાવ્યો, ખોટા કામની લાલચ આપી, વીંટી બક્ષીસ આપવા માંડી, પણ હું ચળ્યો નહિ! ખરેખર, આજે મેં મારા મનને અસાધારણ રીતે સંયમમાં રાખ્યું છે! લોંગ સાહેબની પરીક્ષામાં હું ધર્મથી ડગ્યો અને અધર્મમાં લલચાયો તેને પરિણામે તે નોકરી ખોઈ, આજે હું ધર્મમાં અડગ રહ્યો છું! ખરેખર, આજે મારા મનની પરીક્ષા જ કરવામાં આવી છે પણ જો તે ખરેખરી પરીક્ષા જ હોય તો તે ઘણી ભયંકર પરીક્ષા લેખાવી જોઇએ. ગમે તેમ હો, પણ આજે મેં ધર્મનું આલંબન છોડયું નથી, નીતિને ડગાવી નથી અને તેથી મારો વિજય જ છે! શેઠાણીએ મને નોકરીમાંથી રજા છે એમ કહ્યું, પણ તે એક તરેહનો વ્યર્થ ભય જ હોવો જોઇએ અને મારા મનની કસોટી જ હોવી જોઇએ! કાંઈ ફીકર નહિ; ધર્મના પ્રતાપથી મને લાભ જ થશે. કાલે શેઠ નડિયાદથી આવશે ત્યારે સઘળી વાત બહાર પડશે અને જો તે પરીક્ષા જ હશે તો શેઠ મને મુબારકબાદી પણ આપશે." આવા આવા અનેક વિચારોમાં લીન થઇ ગએલો રતિશંકર સીધો ચાલ્યો આવતો હતો. તે પોતાના ધ્યાનમાં એટલો મશગુલ હતો કે પાછળ દોડી આવતી મોટારનો ઘણઘણાટ કે બ્યૂગલ પણ સાંભળી શક્યો નહિ! સિપાઇએ તેને એક બાજુએ હાથવડે ખેંચી લીધો ત્યારે જ તે પોતાના ભાનમાં આવ્યો અને સિપાઇની "તેરી એસી તેસી" ની પાંચ સાત ગાળો સાંભળી શક્યો. રાત્રિના દશ વાગતાં તે ઘેર પહોંચ્યો અને કપડાં ઉતારી રહ્યો નહોતો એટલામાં તો "કિશોરી!" "રતિ-

શંકર!" એવી બે બૂમો કોઇએ પાડી. કિશોરી પોતાની માતાના સ્વરને તુરત ઓળખી ગઇ; પણ વિચાર થયો કે "અચાનક તે અહીં ક્યાંથી હોય?"

## પ્રકરણ ૧૦ મું.

### રામભટ.

બારીમાંથી પોતાની માતાને આવેલી જોઇને કિશોરી સત્વર નીચે આવી અને પાછળ રતિશંકર પણ સાસુના એકદમ આવવાથી આશ્ચર્ય પામતો સાસુના સત્કારાર્થે નીચે આવ્યો. કિશોરીએ દ્વાર ઉઘાડીને માતાને પૂછ્યું: "કેમ બા! અચાનક તું અહીં ક્યાંથી? અગાઉથી પત્ર લખ્યો હોત તો સ્ટેશને સામા ન આવત?"

"અરે બાપુ! તું એક વાર અંદર ચાલ, પછી હું તને સઘળું કહું! તારી મા કાંઈ અમસ્થી આવી નથી—દુઃખની મારી આવી છે." રામબાઇએ કહ્યું અને શું નવાજૂની થઇ હશે તે જાણુવાને કિશોરીના મનમાં ધ્રાસ્કો પડ્યો. અત્યારસુધી રામબાઇની સાથે આવેલા રામભટ બહાર ઊભા હતા તેમને રામબાઇએ કહ્યું: "ભટજી મહારાજ! અંદર પધારો, આપણી કિશોરીનું ઘર છે. તે અહીં જ રહે છે."

ગળામાંથી ખોખરો પણ ગાજતો સ્વર કાઢતા રામભટ બોલ્યા: "ના ના, ડોસી! હું એ ભ્રષ્ટ માણસના અપવિત્ર સ્થાનકમાં કદાપિ નિવાસ કરવાનો નથી, સમજ્યાંને? મને પણ તેના જેવો ભ્રષ્ટ બનાવીને પાતકી બનાવવો ધાર્યો છે કે શું? કવિ દલપતરામનું એવું પ્રમાણસિદ્ધ વચન છે કે "જેને જેવો સંગ રંગ પણ તેવો બેસે." માટે હું તો ત્યાં આવવાનો નથી!"

ભટ્ટજી મહારાજનો આ ઉત્તર સાંભળીને રામબાઈને દુઃખ થયું. તેણે કહ્યું: "મહારાજ! તમે અહીંનું જમશો નહિ, પણ રાતની રાત સૂઈ રહેવામાં શી હરકત છે?"

"અરે નહિ રે નહિ! એવી મીઠી જીભને હું વશ થઈને પાતકી બનનાર નથી. સ્ત્રીની મીઠી જીભનો તે વળી શો વિશ્વાસ? પ્રમાણસિદ્ધ વચન છે કે **स्त्रीविश्वासो न कर्तव्यः**"

આ સઘળી વાતચીત સાંભળીને રતિશંકર તો દાદરપર જ સ્થિર થઈ ગયો હતો. તે બોલ્યો: "પણ છે શું? ભટ્ટજી કેમ અંદર આવતા નથી?"

રતિશંકરના આ શબ્દો સાંભળીને એક વાર પુત્રના જેવી લાગણી રાખનાર સાસુને પણ ક્રોધ ચડી આવ્યો અને તે બોલી: "તમે હવે ચૂપ રહો! જાણ્યું એ તો, બહુ રહ્યા છો તે! આખી દુનિયામાં મારું નાક કપાવી નાંખ્યું? રતિશંકર! બ્રાહ્મણના દીકરા થઈને તમને જરાએ વિચાર ન આવ્યો?"

"પણ છે શું?" રતિશંકર ગભરાતો બોલ્યો. તેના મનમાં ભય પેદા થયો કે રખેને ભાંગ સાહેબવાળી વાત બહાર પડી ગઈ હશે, પણ પોતે ચાહ પીધો નહોતો એટલે એ ગપાટો કેવી રીતે ઊડ્યો હશે તે કાંઈ તે સમજી શક્યો નહિ.

રામબાઈ વધારે ગુસ્સો દર્શાવતી બોલી: "શું છે, પૂછતાં શરમાતા એ નથી? તમારા મનમાં એમ હશે કે છૂપું પાપ કોઈ જોતું નથી, પણ વાત તો વાએ ઊડી જાય છે!"

"પણ બા, આટલું બધું શું છે?" ગભરાતી કિશોરી બોલી.

"મારું કપાળ, દીકરી! બીજું શું?" એમ કહી રામબાઈએ કપાળ કૂટયું અને રામભટની સામે હાથ જોડીને કહ્યું: "ભટજી મહારાજ, મારા



ઉપર દયા કરીને આપ અહીં પધારો; આ અજાણ્યા ગામમાં હું તમને બીજે ક્યાં ઉતારો આપીશ? તમે કહેશો તો હું તમને લીંપીને ચોકો કરી આપીશ અને તમે તેપર બિછાનું કરજો! પછી શી હરકત છે?"

"નહિ રે નહિ, રામબાઇ! તમેએ બ્રાહ્મણની દીકરી છતાં અક્કલથી વિમુખ છો કે શું? પ્રમાણસિદ્ધ વચન છે કે ધર્મસ્થાને કૃતં પાપં વજ્રલેપો ભવિષ્યતિ એટલે કે ધર્મસ્થાનકમાં કરેલું પાપ એવું વજ્રલેપ બની જાય છે કે કેમે કરતાં ઉખડતું નથી, અને બ્રાહ્મણનું ઘર તો પવિત્ર ધર્મસ્થાનક કરતાં પણ વિશેષ પવિત્ર છે, તો ત્યાં વજ્રલેપ થઇ ગએલું પાપ તો ચોકો કરો તોપણ કેવી રીતે ઉખડી શકે, એ તો જરા વિચારો!" રામભટે પોતાનું વેદાંતશાસ્ત્ર ફેલાવતાં કહ્યું.

રતિશંકરે નજીક આવીને કહ્યું: "ભટજી! પણ—"

"બસ, તમે બોલશો નહિ! તમારા મુખમાંથી નીકળતાં દારૂનાં આ-દોલનો મારા પવિત્ર શરીરને સ્પર્શીને અપવિત્ર બનાવે છે, માટે જો તમે બોલશો તો હું આ સ્થળે ઊભો પણ નહિ રહું!"

રામબાઇએ પુનઃ આજીજી કરતા કહ્યું: "પણ ભટજી! તમે આટલા બધા જક્કી કેમ બની ગયા છો તે હું કાંઇ સમજી શકતી નથી! ઢેડથી અડકેલી ભૂમિપર ચાલવામાં પાપ નહિ તો આ ઘરમાં રહેવાતાં—માત્ર એક રાત સૂઇ રહેવામાં જ શું પાપ?"

રામભટે ચીડાઇને આંખો કાઢતા કહ્યું: "રામબાઇ! તમે બાઇ માણસ છો! પુરૂષ સાથે એવા વેદાન્તના વિષયના વાદવિવાદમાં ઉતરવા જેવી સ્વતંત્રતા મેળવવાનો તમારો અધિકાર નથી. પ્રમાણસિદ્ધ વચન છે કે ન સ્ત્રી સ્વાતંત્ર્યમર્હતિ—સ્ત્રીને સ્વતંત્રતા આપવી જોઇએ જ નહિ." એમ કહી રામબાઇને ભટજીએ ચૂપ કરી મેલી. તેણે ઘણીએ અજીજી કરી પણ ભટજીએ ન જ માન્યું. કિશોરીએ પણ ભટજીને હાથ જોડ્યા, પણ એ

પવિત્ર ભટજી મહારાજ એક ટળીને બે થયા નહિ અને છેવટે એકદમ ચ્હીડાઇને બોલ્યાઃ " તમે સઘળાં મને પજવશો નહિ! હું **धर्मरत** પુરૂષ છું અને **पापभीरु** છું માટે પાતકના કામમાં મારાથી પગલું ભરાશે નહિ! તમારાથી મારા માટે પવિત્ર સ્થાનની ગોઠવણુ ન થઇ શકે તો હું ધર્મશાળામાં ચાલ્યો જઇશ, પણ આ અપવિત્ર સ્થાનમાં તો નહિ જ રહું."

" ત્યારે અમે અહીં અજાણ્યા રહ્યા, તમને બીજે ક્યાં સુવાડીએ?" કિશોરીએ ઓશિયાળું મ્હોં કરીને કહ્યું.

" થયું ત્યારે! અતિથિનો સત્કાર કરવાને અશક્ત એવાં તમે શું ધર્મકાર્ય કરવાનાં છો?" એમ કહી ભટજીએ ચાલવા માંડ્યું અને બોલ્યાઃ " પ્રમાણુસિદ્ધ વચન છે કે **अतिथिर्यस्य भग्नाशः तस्य होमो निरर्थकः** અતિથિની આશાને ભાંગી નાંખનારાઓના હોમહવન સઘળું નિરર્થક છે! આ કલિયુગમાં પુણ્ય થઈ શકે નહિ, ત્યાં તમે જે કાંઈ મેળવ્યું હોય તે પણ આવી રીતે ગુમાવીને પાપના અધિકારી બનો છો! ભલે, જેવી ઇચ્છા! હું જઉં છું."

એમ કહી ભટજી પોળની બહાર ચાલવા લાગ્યા. રામબાઈ ભટજીની પાછળ પોળસુધી ગઇ અને કહ્યું: " જુઓ રામભટજી! માઠું લગાડશો નહિ આ અજાણ્યા ગામમાં તમને સારી રીતે સચવાય નહિ, તો મનમાં કાંઇ લાવશો નહિ."

" નહિ, મને કદાપિ માઠું લાગતું જ નથી! પ્રમાણુસિદ્ધ વચન છે કે **पण्डिताः समदर्शिनः** પંડિતો હમેશાં સમ એટલે એકસરખી દૃષ્ટિવાળા જ હોય છે. હું પણ સૌને એકસરખી દૃષ્ટિથી જોનારો પંડિત છું એટલે સત્કાર કરનાર કે નિંદા કરનાર ઉભય ઉપર એકસરખી દૃષ્ટિ જ રાખું છું."

રામબાઇએ ભટજીની પ્રશંસા કરતાં કહ્યું: " ખરેખર તમારા સરખા વિદ્વાન્ વિપ્રવરને તો એવું જ વર્તન શોભે. જુઓ, આગળ ઋષિમુનિઓ

પણ તેવા જ હતાને ? તમે પણ તેમના જેવા જ છો.”

ભટ્ટજીએ એ વાતને પુષ્ટિ આપતાં કહ્યું: “સત્ય વાત છે; અમારે તો નિન્દા અને સ્તુતિ સરખાં જ છે. **निन्दन्तु नीतिनिपुणाः यदि वा स्तुवन्तु** એવું પ્રમાણુસિદ્ધ વચન છે; એટલે કે નાતિનિપુણ પુરૂષો ભલે નિન્દા કરે અથવા સ્તુતિ કરે, પણ અમે તો ન્યાયને માર્ગ જ જઈએ છીએ.”

“વારૂ, ત્યારે અત્યારે તમે ધર્મશાળામાં રહેજો, કાલે સ્હવારે પાછા અહીં આવજો. તમારા ઉતારાને માટે વળી બીજે ક્યાંય ગોઠવણ કરીશું; પણ જરૂર આવજો, હોં.”

“આવીશ, જરૂર આવીશ! તેટલા માટે તો ખાસ અહીં આવ્યા છીએ તો તે કાર્ય તો પહેલું જ કરવાનું. **कार्यं साधयेयं देहं वा पातयेयम्** એવું પ્રમાણુસિદ્ધ વચન છે.” એમ કહી ભટજી પાંચકૂવા તરફ ચાલ્યા અને રાતની રાત એક ધર્મશાળામાં સૂઈ રહ્યા.

રામબાઇએ કિશોરીની પાસે ધોધો આંસુ પાડયાં અને રતિશંકર દારૂડીયો થઇ ગયો છે તે માટે પુત્રીના દુઃખની દિલગીરી બતાવી. કિશોરી બોલી: “પણ બા! તને કોણે કહ્યું કે એ દારૂ પીએ છે? મને તો કાંઇએ દુઃખ નથી.”

રામબાઇએ આશ્ચર્ય બતાવતાં કહ્યું: “શું ? હા, હું સમજી. તું તારા પતિનું નીચું પડવા દેતી નથી. તું સરલ સ્વભાવની છે તે હું જાણું છું, પણ દીકરી! બ્રાહ્મણનો દીકરો દારૂ પીએ તો દુનિયા રસાતાળ જાય!”

“અરે, પણ હું ખરૂં જ કહું છું કે તે દારૂ પીતા નથી! તને એવું કોણે કહ્યું તે તો કહે!”

“આ રામભટનો દીકરો કામેશ્વર અને લાલા પટેલનો સાથી દાનો અહીં શુકરવારમાંથી બળદ લેવા આવેલા તેમણે બે દહાડા લાગલાગટ રતિશંકરને દારૂની દુકાને જઈ દારૂ પીતાં નજરોનજર જોએલ, અને તેમણે



આવી આખા ગામમાં વાત કરી એટલે ન્યાત એકઠી થઇ અને એ બાબતની ખાત્રી કરવા માટે ન્યાતે રામભટને મારી સાથે મોકલ્યા છે.”

મા દીકરીને વાતચીત કરતાં જોઇને રતિશંકર ઓરડામાં ગયો નહિ પણ બહાર ઊભાં ઊભાં તે સઘળું સાંભળતો હતો, તે આ સઘળું સાંભળીને નવાઇ પામ્યો. પોતે દારૂવાળા પારસીની દુકાનમાં એક દિવસ નોકરી લેવા માટે ગએલો અને બીજે દિવસે ના પાડવા ગએલો તે જોઇને કામેશ્વર તથા દાનાએ આમ માનવામાં ભૂલ કરી હશે એમ રતિશંકર સમજ્યો અને સાસુની પાસે તે બાબત ખુલાસો કરવાને ઉત્કંઠ બન્યો. પરન્તુ એટલામાં કિશોરીએ જ પોતાની માની પાસે ખુલાસો કર્યો: “બા! તે દારૂવાળાની દુકાનમાં દારૂ પીવા ગએલા નહોતા, પણ નોકરી લેવા ગયા’તા અને બીજી વાર ત્યાં નોકરી કરવાની ના પાડવા ગયા’તા! ત્યાં તેમણે દારૂએ પીધો નથી કે નોકરીએ કરી નથી! કામેશ્વરે ન્યાતની પાસે કેવળ ખોટી વાત કરી છે.”

રામબાઇને પુત્રીનો ખુલાસો ખરો લાગ્યો અને વહેમ દૂર થયો. પોતે આવતાં વાંત જ જમાઇનું અપમાન કર્યું તે માટે મનમાં પસ્તાવો પણ થયો અને કહ્યું: “કિશોરી! હું તો આ વાત સાંભળીને તરત જ લોહી નાંખતી આવી છું! ખરેખર, મારો તો જીવ જ ઉડી ગયો હતો! મારા મનમાં તો એમ કે તારૂં શુંએ થઇ ગયું હશે! વળી હમણાં રતિશંકરનો કાંઇ કાગળ પણ નહોતો એટલે વધારે વ્હેમ આવ્યો! અરર મા, તારૂં મ્હોં જોયું અને આ ખુલાસો સાંભળ્યો એટલે મારો જીવ હેઠો બેઠો.”

મા દીકરીએ મધરાત સુધી સુખદુ:ખની વાતો કરી અને પછી સૌ સુતાં. રતિશંકર પણ મોડી રાત્રે નિદ્રાધીન થયો.



## પ્રકરણ ૧૧ મું.

### ભટજીની પવિત્રતા!

બીજા દિવસનું પ્રભાત થયું એટલે ભટજી મહારાજ તો ખાંધે ખડીઓ, હાથમાં લાકડી, માથે ચકરી પાઘડી અને કમરપર બાંધેલા અબોટીયા સાથે રતિશંકરના ઘર પાસે આવીને ખડા થઈ ગયા. "રામબાઇ, ઓ રામબાઈ!" એમ બૂમ મારી ત્યાં તો રામબાઇ અને કિશોરી બન્ને ભટજીનો સત્કાર કરવાને દોડી આવ્યાં. પડોશમાં એક નોતમલાલ નામનો સુરતી વાણીઓ રહેતો હતો તેને ત્યાં ભટજીને ઉતારો આપવાની ગોઠવણ કરી હતી, તે મુજબ રામબાઇએ તેમને નોતમલાલના મકાનમાં ભોંયતળીયાની પરશાળમાં એક બાજુએ ઉતારો આપ્યો. નોતમલાલ સાથે રાતશંકરને કાંઈ ઓળખાણ નહોતી, પણ કિશોરી પડોશનાં બૈરાંમાં હળતીમળતી થઈ ગઇ હતી એટલે તેને નોતમલાલની પુનર્લગ્નવાળી સ્ત્રી ચંદ્રમતી સાથે ઓળખાણ થઈ હતી અને તેથી તેણે ભટજીને પોતાના મકાનમાં ઉતારો આપવા દેવા ખુશી બતાવી હતી.

રામભટ પોતાની ખાંધપરનો ખડીયો ખીંટીએ વળગાડ્યો અને પાઘડીને બીજી ખીંટીને સોંપી. નળના પાણીથી સ્નાન કરવામાં ભટજીએ વાંધો લીધો એટલે કિશોરીએ એ માટલી કુવાનું પાણી લાવી આપ્યું અને ભટજી એક પહોર દહાડો ચડતાં સ્નાન સંધ્યાદિ ક્રિયામાંથી પરવાર્યા. આ બધો વખત ભટજીની તહેનાતમાં કિશોરી અથવા રામબાઈ બેમાંથી એક જણ હોય જ હોય! રામબાઇને બીક હતી કે જો ભટજી મહારાજ ગુસ્સે થશે અને તેમને કાંઇ ઓછું પડવાથી કોપ કરી નાંખશે તો કંકાવટીમાં ન્યાત આગળ ઉંધું મારશે અને પોતાને ન્યાત બહાર મેલાવશે. આ ભયથી તે હરકોઇ પ્રયત્ને ભટજીની મરજી સાચવતી અને "જો હુ-

કેમ," "હા ભુદેવ," "ખરૂં છે ભટ્ટજી" એવી જ પૂર્તિઓ કરી ભટ્ટજીને પ્રસન્ન રાખતી. ભટ્ટજી પણ પોતાની નિત્યની ટેવ પ્રમાણે અહીંથી અને તહીંથી સંસ્કૃત વાક્યો ઉચ્ચારીને સાચું કે ખોટું પણ "પ્રમાણસિદ્ધ વચન" ઠોકી બેસાડતા. કુંકાવટીમાં કિશોરીના પિતા મરણ પામ્યા પછી વેદાન્તશાસ્ત્રમાં રામભટ જેટલો વિદ્વાન્ કોઇ પણ બ્રાહ્મણ મનાતો નહોતો અને રામભટ પણ પોતાના સંસ્કૃત વાક્યોના ઉચ્ચારવડે સૌને આંજી નાંખવામાં જરાએ ન્યૂનતા રાખતા નહિ. આથી સૌના ઉપર રામભટનો દાબ સારો હતો અને બની શકે ત્યાંસુધી રામભટ્ટના પ્રતિપાદનની વિરૂદ્ધમાં કોઇ એક શબ્દ પણ ઉચ્ચારી શકતું નહિ. રામભટની મરજી સંપાદન કરી હોય તો હરકોઇ સખ્સ ન્યાતમાં ગમે તેવું સારૂં ખોટું કામ કરવાની શક્તિ ધરાવતો અને તેથી રામબાઇ ભટ્ટજીથી બ્હીતી રહેતી હતી તે સકારણ હતું.

રામભટ સ્નાન ધ્યાનમાંથી પરવાર્યા એટલે રામબાઇએ પૂછ્યુ: "કહો, ભટ્ટજી, તમારે માટે જમવાનું કેમ?"

"કેમ શું? હું તો જૂદી રસોઈ જ કરવાનો." ભટ્ટજીએ કહ્યું.

"પણ રતિશંકર અપવિત્ર નથી કારણકે તેમણે દારૂ પીધો નથી. તે દારૂવાળાની દુકાનમાં નોકરી લેવા માટે ગએલા–દારૂ પીવા માટે નહિ; અને બીજે દિવસે નોકરીની ના પાડવા ગએલા કારણકે ત્યાં નોકરી કરવાની તેમની ઇચ્છા નહોતી."

ભટ્ટજી ગળામાંથી ધાંટો કાઢતાં બોલ્યા: "ઠીક છે, ઠી...ક! રતિશંકર દારૂની દુકાનમાં ગયા છતાં પવિત્ર રહી આવ્યો છે, એ જાણ્યો એ તો! મોટો પવિત્રતાની પૂંછડી થઇ ગયો! એમ કાંઈ ચાલવાનું નથી! એ કાંઇ બાળકની રમત નથી–ન્યાતની આગળ સાબીત કરી આપવું પડશે એ બધું! પછી જોઇ લેવાશે કે એ કેવો પવિત્ર રહ્યો છે!"

ભટજીના ક્રોધપૂર્ણ શબ્દો સાંભળીને તો બિચારી રામબાઇ થરથરી ઉઠી અને હવે ન્યાતની આગળ શું થશે તેની ચિંતા કરવા લાગી એટલામાં કિશોરી બોલીઃ " ઠીક, પણ તમારે શું સીધું જોઇશે તે કહો ! "

ભટજી બોલ્યાઃ " આપણે તો મોદક, દાળ, ભાત અને શાક જોઇશે, કારણકે **मोदकान् स्वादन्ते ब्राह्मणाः** બ્રાહ્મણોને મોદકમાં સ્વાદ બહુ આવે છે એવું પ્રમાણસિદ્ધ વચન છે ! "

" કેટલો આટો આપું ? " કિશોરીએ પૂછયું.

" શરીરમાં કફ, પિત્ત અને વાયુ એવા ત્રણ ગુણો રહેલા છે એવું પ્રમાણસિદ્ધ વચન છે માટે ત્રણ શેર આટો જોઇશે. ઘી પણ તેટલું જ, ગોળમાં સવાયાં સારાં, દાળ–ભાત–શાક તો જેટલાં આપશો તેટલાં ચાલશે. "

ભટજીને તેટલું સીધું આપવામાં આવ્યું અને રસોઇનાં વાસણ સરપણ વગેરે સાધનો લાવી આપવામાં આવ્યાં. ભટજી રસોઇમાં પેઠા અને બિચારી રામબાઇ રામભટને સમજાવવાને શું કરવું તેની ચિન્તામાં પડી.

* * * * *

આ બધો વખત બિચારો રતિશંકર હાવરો બાવરો બની ગયો હતો. રામભટના ત્રાસનો વળી તેમાં વધારો થયો. તે વડીલ સાસુ પાસે કાંઇ બોલી શકતો નહિ, પણ મનમાં તો એમ જ થતું હતું કે રામભટને લાત મારીને કાઢી મેલું ! બપોરના બાર વાગ્યા એટલે રામભટ જમવા બેઠા અને સઘળા મોદકને પેટમાં બરાબર રીતે ગોઠવ્યા. ભટજી જમી રહ્યા એટલે મોટેથી ઘાંટો કાઢતાં બોલ્યાઃ " ઓ કિશોરી, કિશોરી ! કેમ કોઇ બોલતું નથી " !

કિશોરી ભાણાં માંજતી હતી તે ભટજીનો ઘાંટો સાંભળીને એકદમ દોડી આવી એટલે ભટજી બોલ્યાઃ " મારે ત્રણ શેર દૂધ જોઇએ ! **भोजनान्ते विषं वारि** એવું પ્રમાણસિદ્ધ વચન છે માટે ભોજનને અંતે વિષ જેવું પાણી નહિ પીતાં દૂધ પીવું જોઇશે. "

આ વિચિત્ર માંગણી સાંભળીને કિશોરીથી રહેવાયું નહિ અને તે બોલી ગઈ: "ઘેર તો ભટજી તમે કાંઇ દૂધ પીતા નથી!"

ભટજી ડોળા કાઢીને ઘાંટો તાણતા બોલ્યા: "ચૂપ રહે ચૂપ, ચબાવલી છોકરી! તું શું સમજે? ઘેર તો રોજ સાત શેર દૂધ પીઉં છું, પણ તારો પતિ ગરીબ છે એટલે જ ત્રણ શેર માંગું છું! તું જાણે છે? આ શરીરનાં હાડકાંમાં દૂધનો જ માવો ભરેલો છે!"

કિશોરી ભટજીના ઘાંટાથી ડરીને ચાલી ગઇ અને ઘેર આવી બોલી: "ભટજીને ત્રણ શેર દૂધ પીવું છે અને કહે છે કે ભોજનને અંતે પાણી વિષતુલ્ય હોવાથી હું દૂધ પીઉં છું! અત્યારે ખરે બપોરે હવે દૂધ ક્યાંથી મળે?"

આ સાંભળતાં રતિશંકરનો ગુસ્સો એકદમ ઉછળી આવ્યો. તેનાથી ભટજીનો આ ત્રાસ સહન કરી શકાયો નહિ અને એકદમ બોલ્યો: "એોત્તારીનો ભટજી! મને જ એકવાર તેની ખબર લેવા દે, એ પવિત્રતાની પૂંછડી થઇ ગયો છે તે!" એમ કહીને તે ભટજીની પાસે જવા તૈયાર થયો. રામબાઇએ તેને ઘણોએ રોકી રાખવા માંડ્યો પણ તે નહિ માનતાં ભટજીની પાસે ગયો અને પૂછ્યું: "કેમ ભટજી, તમારે દૂધ શામાટે જોઇએ?"

ભટજી બોલ્યા: "**भोजनान्ते विषं वारि** એવું પ્રમાણસિદ્ધ વચન છે અને હું જમી રહ્યો છું માટે મારે દૂધ પીવું જોઇએ."

રતિશંકર બોલ્યો: "પણ પ્રમાણસિદ્ધ વચન તો એવું છે કે **भोजनान्ते पीबेत्तक्रम्** એટલે જમી રહ્યા પછી છાશ પીવી જોઇએ; કહો તો છાશ મંગાવી આપું; દૂધ તો અત્યારે નહિ મળે!"

રતિશંકર પણ ભટજીને માથાનો મળ્યો! ભટજીથી બીજું કાંઈ પ્રમાણસિદ્ધ વચન કાઢી શકાયું નહિ એટલે કહ્યું: "બરાબર છે, છાશ પણ ચાલશે."

રતિશંકર ગયો એટલે ભટજી બરબડ્યા: "અંગ્રેજી ભણેલાઓ આજકાલ

બહુ ઉપદ્રવી થઇ ગયા છે. થોડું સંસ્કૃત ભણ્યા એટલે શાસ્ત્રપારંગત વિપ્રોની સાથે પણ વિવાદમાં ઉતરી પડે! આ છોકરોએ બહુ ચગાવેલો જણાય છે! એની બરાબર ખબર લેવી પડશે, નહિતો હરામખોર ગુન્હામાંથી છટકી જશે!"

એટલામાં કિશોરી હસતે મ્હોંએ—જાણે કે ભટજીની મશ્કરી કરતી હોયની તેમ—છાશ આપી ગઈ. ભટજી તે હાસ્ય સમજ્યા પણ કાંઈ બોલી શક્યા નહિ. છાશ તો અમદાવાદની દૂધ પીલનાર ડેરીમાંથી જ આવેલી હતી એટલે ભટજીને પીવી ઠીક જણાઇ નહિ અને સીધી ગટરમાં પધરાવી. જમીને ભટજીએ પથારી કરી અને મોદકનું ઘેન એવું ચડ્યું કે ચાર વાગતાં સુધી ભટજી જાગ્યા નહિ! આ સઘળો વખત રામબાઇ અને રતિશંકર 'હવે શું કરવું?' તે સંબંધે વિચાર કરવા બેઠાં.

રામબાઇએ કહ્યું: "જુઓ રતિશંકર! તમે પવિત્ર રહ્યા છો તેમ હું તો સમજી, પણ આ રામભટ સમજે તેમ લાગતું નથી! ન્યાતની પાસે તેનું સારૂં માન છે એટલે કાંતો તે સઘળું ઉંધું મારશે અને મારે તથા તમારે ન્યાત બહાર થવું પડશે."

"પણ ત્યારે? તેનો શું ઉપાય? ન્યાતની પાસે હું ખાત્રી કરી આપીશ કે મેં દારૂ પીધો નથી. સાક્ષીમાં તે દારૂ વેચનારને જ લાવીશ, પછી શી હરકત છે?"

"તે તો બરાબર છે; પણ આ મૂઓ રામભટ એવો ખરાબ છે કે આપણે એટલી ખાત્રી આપીશું તોપણ તે માનશે નહિ; કહેશે કે તમે અને દારૂ વેચનાર બન્ને મળી ગયા છો. ન્યાત તે કાંઇ સરકારી કોરટ છે કે સાક્ષી પુરાવાની બરાબર તપાસ કરીને ન્યાય આપે?"

"ત્યારે તેવી અન્યાયી ન્યાતની દરકાર પણ શું છે? ન્યાતનો એવો અન્યાય કે જુલમ હું સાંખનાર નથી."

"હં, હં, રતિશંકર! ન્યાત તો ગંગા છે, અને ન્યાતના પટેલીયા શંકર જેવા પવિત્ર કહેવાય; તેનું તે અપમાન થાય?" ભોળા ભાવવાળી રામબાઇએ કહ્યું.

"હવે જોઇ ન્યાતના પટેલીયાની પવિત્રતા! આ તમારો રામભટ રાત્રે ઘરમાં આવતાં તો મોટો પરમાત્મા બની ગયો હતો અને અત્યારે જમ્યો તે સીધું કયાંથી આવ્યું તે બધું કેમ ભૂલી ગયો?! આ એની પવિત્રતા! મોદક મળે એટલે એ સઘળી પવિત્રતા આસમાનમાં ઉડી જાય! સઘળાએ પેટ ભરવાને માટે કાળાં ધોળાં કરવાનો ધંધો લેઇ બેઠા છે, રામબાઇ! તમારે લીધે હું એ ભટજીને આવકાર આપું, નહિતો આંગણે પણ ઊભો રહેવા દઉં નહિ!" રતિશંકરે પોતાના સ્વતંત્ર વિચારો જાહેર કર્યા.

ભટજીના ઢોંગસોંગ રામબાઇના ધ્યાનમાં આવ્યા ખરા, પણ રતિશંકરના સ્વતંત્ર વિચારો તેને ગમ્યા નહિ. તેણે કહ્યું: "હોય, રતિશંકર! એ તો એમ જ ચાલે! સૌને પેટ તો વળગ્યું જ છે ને?"

"અરે, પણ પેટને માટે કાંઇ આવું કપટ હોય? નિર્દોષને દોષમાં સપડાવીને ચીરી નાંખવા તે આ આગેવાન બ્રાહ્મણોનું કામ! થૂ હો તેમના પટેલાઇને!" રતિશંકરે તિરસ્કારપૂર્વક કહ્યું.

"હશે, પણ હળવે બોલો! ભટજી સાંભળશે તો પાછા ગુસ્સે થશે! જુઓ, મારો વિચાર એવો છે કે આ ભટજીને કાંઇક દક્ષિણા આપીને પ્રસન્ન કરવા, એટલે તે આપણી તરફેણમાં ન્યાતની વચ્ચે પોતાનો મત આપશે."

"એટલે? દક્ષિણા શાને કહો છો? લાંચ જ કહોને વળી! આપણે કયાં ગુન્હો કર્યો છે કે તેને લાંચ કે દક્ષિણા કાંઇ પણ આપીએ?"

"પણ આપણું તે કહેવું ન્યાત માનનાર નથી. જો રામભટ આપણા

પક્ષમાં હશે તો ન્યાત માનશે. અને જુઓ, હું હવે ઘરડી થઈ! ઘડપણમાં હું ન્યાતની ગુન્હેગાર ગણાઉં તેમાં મારૂં શું નાક રહે? મરનારના આત્માને પણ તેથી કેટલો ક્લેશ થાય? ગમે તેમ કરો, પણ એ ભટજીનું મ્હોં ભરો!"

"ના, મારાથી તે નહિ બને! હજી નોકરીમાં ત્રણ દિવસ થયાં જોડાયો છું; મારી પાસે પૈસાની સગવડ નથી અને હું તે લુચ્ચાને એક પાઈ સરખી પણ આપનાર નથી!" રતિશંકરે દ્રઢતાથી કહ્યું.

આ સાંભળીને રામબાઇની આંખમાં આંસુ ભરાઇ આવ્યાં. મ્હોં દયામણું થઇ ગયું. સાસુના આંતર્ દુઃખને માટે રતિશંકરને પણ બહુ લાગી આવ્યું પણ શું કરે?

રામબાઇ બોલ્યાં: "અરેરે, આટલી અવસ્થા થઈ તોપણ મારા જીવને કયાંય સુખ મળ્યું નહિ! ન્યાતને જમાડવાનું તો રહ્યું પણ ન્યાતના ગુન્હેગાર ગણાઇને મારે તેમાંથી બાતલ થવું, એ પણ મારૂં માઠું ભાગ્યસ્તો!" એમ કહી રામબાઇએ આંસુ લૂછ્યાં.

રતિશંકર કાંઇ બોલી શકયો નહિ. સાસુને પોતાના શબ્દોથી માઠું લાગ્યું છે એમ તે સમજ્યો અને શું કરવું તેના વિચારમાં પડ્યો. દુષ્ટ ભટજીનું મન મનાવવાને તેને નિરર્થક લાંચ આપવાને તેનું દિલ કબૂલ કરતું નહોતું તેમ જ પાસે પૈસાની કાંઈ જોગવાઇ પણ નહોતી અને જો ન અપાય તો જૂના મતનાં સાસુને માઠું લાગતું હતું! 'સુડી વચ્ચે સોપારી'ના જેવી સ્થિતિમાં રતિશંકર આવી પડ્યો. રામબાઈ જમાઇ સાથે વધુ વાતચીત નહિ કરતાં ત્યાંથી ઉઠીને ભટજીની પાસે ગયાં.

# પ્રકરણ ૧૨ મું.

## મોટું પેટ અને મોટું મ્હોં!

નૌત્તમલાલના ઘરમાં જ્યાં ભટજીને ઉતારો આપ્યો હતો ત્યાં મચ્છર માંકડની છત ઠીક હતી, તોપણ મોદકના કેફથી રામભટની નિદ્રાને તે મચ્છર માંકડ જરા પણ હરકત કરી શક્યા નહિ. રામબાઇ આંખો લૂછતાં લૂછતાં ભટજીની પાસે આવી પહોંચ્યાં, ત્યારે ભટજી નિદ્રામાંથી જાગીને આંખો ચોળતા બેઠા હતા. મીઠા મોદકથી મીઠું બનેલું લોહી પીવાને ગોદડામાં ઉભરાઇ નીકળેલા માંકડ ઉતાવળે ઉતાવળે પલાયન કરી જતા હતા અને મચ્છરનું ટોળું તો નજીકમાં ગણગણ કર્યે જતું હતું! રામબાઈ આવીને ભટજીની પાસે બેઠાં અને બોલ્યાં: "જુઓ, ભટજી મહારાજ! આ કિશોરી અને રતિશંકર તો તમારાં છોકરાં કહેવાય! તેમના ઉપર તમારે દયા રાખવી જોઇએ. હું ખરૂં કહું છું કે રતિશંકર દારૂ પીએ તેવા નથી અને તે તો દારૂવાળાની દુકાનમાં નોકરી લેવા માટે જ ગયેલા; પણ મારી કિશોરીએ ના કહી એટલે તે નોકરીમાં પછી તે રહ્યા નહિ. હવે આ વાત ન્યાતની પાસે કહેવી અને તેમને નિર્દોષ ઠરાવવા તે સઘળું તમારા હાથમાં છે."

ભટજી પેટ ઉપર હાથ ફેરવતા બોલ્યા: "રામબાઈ! તમે તે કાંઇ ગાંડાં છો કે શું? પણ રતિશંકરે દારૂ પીધો નથી તેવી મારી ખાત્રી થયા વિના મારાથી ન્યાતની આગળ એવું અસત્ય વચન કહેવાય જ કેમ? **सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः** એવું પ્રમાણસિદ્ધ વચન છે; હું જ્યારે અસત્ય બોલું ત્યારે દુનિયાં પાતાળમાં ન પેસી જાય?!"

"ત્યારે તમારી ખાત્રીને માટે આપણે એ દારૂવાળાની દુકાને જઇએ અને દુકાનના માલીકને પૂછીને ખાત્રી કરીએ!" રામબાઇએ કહ્યું.

"અરેરે! તમારી બુદ્ધિ પણ ભ્રષ્ટ બની ગઇ છે કે શું? આપણે દારૂવાળાની દુકાન સામે નજર કરીએ તોપણ સો કાશીયાત્રા જેટલું પાતક લાગે, તો ત્યાં જવાય જ કેમ? અને દારૂવાળાની સાથે વાતચીત કરીએ તો તો પાતકનો પાર જ ક્યાં રહ્યો? **न पश्येत् मद्यपी मुखम्** એટલે દારૂ પીનારનું મ્હોં પણ ન જોવું એવું એરંડ સંહિતામાં એરંડ ઋષિએ કહ્યું છે!"

"ત્યારે આપણે તેને અહીં બોલાવીને પૂછીએ અને રતિશંકર બાબત ખાત્રી કરીએ!"

"નહિ, નહિં, એમ પણ કેમ બને? તેથી પણ પાતક લાગે. તેની સાથે તો આપણાથી વાત જ ન થાય." ભટજીએ કહ્યું.

"જો વાત જ ન થાય તો પછી તમારી ખાત્રી કેવી રીતે કરી આપવી?" રામબાઇએ અકળાઇને પૂછ્યું.

"કેવી રીતે ખાત્રી કરી આપવી તે શોધી કાઢવાનું કાંઇ મારૂં કામ નથી. તે કામ તમારૂં છે માટે તમે ગમે તેમ કરો. હું તો ચીઠ્ઠીનો ચાકર છું—ન્યાતનો હુકમ બજાવવા આવ્યો છું; **आज्ञा गुरूणामविचारणीया** એવું પ્રમાણસિદ્ધ વચન છે, માટે મારે ન્યાતની આજ્ઞા ઉઠાવવી જોઇએ!"

રામબાઇએ નિસાસો નાંખીને કહ્યું: "ભટજી! અમારો અને તમારો જૂના વખતનો સંબંધ અને તમે આમ આડા ચાલો તે ઠીક નહિ; તમને દક્ષિણા જોઇતી હોય તો એમ કહો, પણ જરા મોટું પેટ રાખતાં શીખો!"

'દક્ષિણા' નું નામ સાંભળતાં ભટજી ખુશ ખુશ બની ગયા! મ્હોંમાં ગીલીપીચી થઈ અને રામબાઇ ન કળી જાય તેવી રીતે જરા સ્મિત સ્ફુરી આવ્યું. મનમાં વિચાર્યું: "હાં, હવે બરાબર દાવ ઠેકાણે આવ્યો છે! અત્યારસુધી રાંડ ઠેકાણે આવી નહોતી તે હવે બરાબર સપડાઇ છે;

હું પણ થોડે ધરાઉં તેવો ક્યાં છું ?" એમ વિચાર કરીને ભટજી બોલ્યાઃ "રામબાઇ! શું હું મોટા પેટનો નથી ? એ તો તમારો જમાઇ ગરીબ એટલે જ ત્રણ શેરના લાડુથી ચલાવ્યું; નહિતો સાત શેર આટાનો મોદક રામભટ ઘણીએ વાર જમ્યા છે! અને બ્રાહ્મણને જમાડીને દક્ષિણા આપવી જોઇએ એ તો પ્રમાણુસિદ્ધ વચન છે!"

"ના, ના, ભટજી! હું કાંઈ બહુ જમવામાં મોટા પેટની વાત કરતી નથી; પણ કહું છું કે જરા ઉદાર દિલના થાવ અને રતિશંકર જેવાની તરફ દયાભાવ રાખો. દક્ષિણા તો તમને આપીશું, પણ ન્યાત પાસે તમારે અમારૂં કામ પાર ઉતારવું પડશે!"

ભટજી હર્ષમાં આવી જતા બોલ્યાઃ "અરે રામબાઇ! શું તમે મને લૂણહરામ સમજો છો ? હું તમારી દક્ષિણા લેઇને પછી તમારી વિરૂદ્ધ થઉં એવો નીચ બુદ્ધિવાળો નથી હોં! તમારો બેડો પાર કરી દઉં; પણ હા, મારૂં પેટ જેમ મોટું રાખવાનું તમે કહો છો તેમ મારૂં મ્હોં પણ મોટું છે!"

"તમને શું આપીએ તો સંતોષ પામો તે કહોને!"

"**अधिकस्याधिकं फलम्** એવું પ્રમાણુસિદ્ધ વચન છે, એટલે જેમ વધુ આપશો, તેમ વધુ સંતોષ પામીશ!" ભટજી બોલ્યા.

"એ તો ઠીક પણ જુઓને વધુ આપવાની શક્તિ તે ક્યાંથી હોય ? રતિશંકરની પાસે તો અત્યારે કાંઈ આપવા જેવું નથી. અત્યારે હું આપીશ ત્યારે ચાલશે, માટે તમે તમારે મ્હોંએ કહો એટલી જોગવાઈ કરીએ!"

"ત્યારે 'સવા' આંકડો શાસ્ત્રમાં પવિત્ર કહ્યો છે તો તમારે સવાસો રૂપિયા મને આપવા એટલે રતિશંકર ન્યાત પાસે નિર્દોષ ઠરી ચૂક્યો સમજવો; તેમ નહિતો તેનો દોષ એવો છે કે હજાર રૂપિયા ખર્ચીને તી-

ર્થયાત્રા કરશે તોપણ પાવન થઇ શકશે નહિ. મનુસ્મૃતિમાં કહ્યું છે કે **न मद्ये न च मैथुने** એટલે મદ્ય પીવામાં અને મૈથુન સેવવામાં નાનો દોષ નથી પણ મોટો દોષ છે માટે જેવો દોષ તેવું તેનું પ્રાયશ્ચિત્ત અને તેવું ખર્ચ પણ સમજવું!"

'સવાસો' નો આંકડો સાંભળતાં તો રામબાઇ ગભરાઇ ગઈ! તેણે રામભટને મનમાં ઘણીએ ગાળો દીધી પણ પછીથી આજીજી કરતાં કહ્યું: "ભટજી! જરા વિચાર તો કરો કે સવાસો રૂપિયા તમને ક્યાંથી આપવા? વળી રતિશંકર નિર્દોષ છે છતાં તમને રૂપિયા આપવાના છે તે તમારૂં મન મનાવવાની ખાતર જ!"

"ઠીક, ઠીક," ભટજી ડોળા ઘુરકાવતા બોલ્યા: "જા, નિર્દોષ હોય તો ન્યાતની પાસે ખાત્રી આપજે! આ તો તું ગરીબ છે, નહિતો આવો ગુન્હો હોય તો સવા હજાર રૂપિયા પડાવ્યા વિના રહું નહિ! તું મને ઓળખે છે? સાત શેરનો લાડુ જમનાર હું મોટા પેટનો અને મોટા મ્હોંનો બ્રાહ્મણ છું! તારી સવાસો રૂપૈડી તે શા હિસાબમાં છે? લાલા પટેલને જરા પૂછી આવ કે ગામની ઢેયડી સાથે ફક્ત ખેતરમાં વાતચીત કરી હતી, તેટલામાંએ મેં કેવો કાગનો વાઘ કરીને સાતસો રૂપિયા પડાવ્યા હતા?! તું મને જેવો તેવો ન સમજતી હો, ધારૂં તો પાર કરૂં અને ન ધારૂં તો સવા લાખ સોના મહોરો લેતાં છતાંએ છૂટકો ન કરૂં! **विप्रवाक्यं जनार्दनं** એ ધ્યાનમાં રાખજે હો!" ભટજીએ રામબાઇને ખૂબ દમ ભરાવ્યો અને એ ભોળી સ્ત્રી ગભરાટમાં પડી. રામભટનું મ્હોં ભર્યા વિના પોતાના જમાઇના માથા ઉપરનું આળ દૂર થશે નહિ એમ તે બિચારીએ ધાર્યું અને ભટજીને હાથ જોડીને ઘણુંએ કરગરી પણ ભટજી એક ટળીને બે થયા નહિ! સવાસો રૂપિયા પોતાની એક કંઠી વેચીને આપવાનો રામબાઇએ ઠરાવ કર્યો અને રતિશંકરથી પણ એ વાત ગુપ્ત રાખી.

રામબાઇએ ભટજીને સવાસો રૂપિયા આપવાના ઠરાવીને આ ઝગડાની પતાવટ કરી ખરી, પણ એ વિધવા ડોશીનું હૃદય સવાસો રૂપિયાના ભવિષ્યમાં થનારા વિયોગથી ભડભડ બળતું હતું ! એક વાર એમ પણ થઇ ગયું કે "બળી આ ન્યાત અને બળી આ જાત ! સૌ પેટભરૂ એકઠા થયા છે અને અમ સરીખાં ગરીબોને હેરાન કરે છે ! પણ શું કરીએ ? ન્યાત જાતમાંથી કાંઇ ભ્રષ્ટ થવાય છે ?" આમ વિચારી બિચારી રામબાઇએ મનને શાન્ત કર્યું અને રતિશંકરની પાસે આવી. રતિશંકર તો ભટજીના પ્રપંચનાટકથી કેવળ બ્હાવરો બની ગયો હતો અને આખો દિવસ એક ચટાઇ ઉપર વિચારમાં જ બેસી રહીને ગાળ્યો હતો.

બીજે દિવસે સ્હવારની ગાડીમાં રામબાઇ અને ભટજી પાછાં પોતાને ગામ જવાને તૈયાર થયાં. રામબાઇએ રતિશંકરને ઘેરથી નીકળતાં નીકળતાં કહ્યું: "જુઓ રતિશંકર ! જેમ તેમ કરીને આ ભટજીનું મન મનાવ્યું છે અને હવે ન્યાત એકઠી થશે, ત્યારે ભટજી તમને નિર્દોષ ઠરાવશે; પણ હું કાગળ લખું એટલે તમે જરૂર ત્યાં આવજો, કારણકે તમારી નિર્દોષતા બાબત ન્યાતની ખાત્રી કરી આપવી પડશે ! સમજ્યાને ? જરૂર આવજો હોં ! હવે વાતને બહુ ચોળીને ચીકણી કરવામાં માલ નથી, એટલામાં જ સમજજો."

"પણ એ ભટજીનું મન તમે કેવી રીતે મનાવ્યું છે તે તો તમે કહેતાં જ નથી ! હું એ હરામખોરને એક પાઇ પણ લાંચની આપનાર નથી, એ ધ્યાનમાં રાખજો; ભલે હું ન્યાત બહાર રહું !"

"તમારે તેનું શું કામ છે ? તમારે કાંઇ આપવું નહિ પડે, પછી શી હરકત છે ? પણ હું તમને કાગળ લખું એટલે આવજો હોં !"

"વારૂ, આવીશ; અને પહોંચ્યાના ખુશખબર લખજો." સાસુ જમાઇ છૂટાં પડયાં. ભટજી **शुभं भवतु कल्याणं भवतु** એવો આશીર્વાદ આ-

પીતે ખાંધે ખડીઓ નાંખી, કમ્મરપર અબોટિઉ બાંધી ચાલ્યા. ચાલતાં ચાલતાં બોલ્યાઃ "રતિશંકર! તું કાંઇ ફીકર કરીશ નહિ હોં! તું કેવળ નિર્દોષ છે એમ હું ન્યાતને કહીશ એટલે કાંઈ થનાર નથી! તું તારે સો મણની તળાઇમાં સૂઇ રહે! संशयात्मा विनश्यति એવું પ્રમાણુસિદ્ધ વચન છે માટે હવે તારી ફત્તેહ વિષે કાંઇ ભય કે સંશય રાખીશ નહિ!"

"વારૂ!" રતિશંકરે ઉત્તર આપ્યો અને સાસુ તથા ભટજીને પોળ સુધી વળાવીને પાછો ઘેર આવ્યો. ગઇ કાલે ભટજીના ઝગડામાં આખો દિવસ ગુમાવ્યો હોવાથી નોકરી પર જવાયું નહોતું તેમ જ તે માટે શેઠની રજા પણ લેવાઇ નહોતી. આથી રતિશંકર જરા વહેલો જમીને શેઠના બંગલા તરફ રવાના થયો. શેઠ તરફથી આજે કાંઇ નવીન વર્તમાન જાણવામાં આવશે એમ તે ધારતો હતો કારણકે શેઠ નડિયાદથી પાછા ફર્યા પછી તે અત્યારે પહેલવહેલો જ મળનાર હતો.

---

## પ્રકરણ ૧૩ મું.

---

### નાસીપાસ!

મનોરમા શેઠાણીના ક્રોધનો ભોગ થઇને રતિશંકર બંગલામાંથી ચાલ્યો ગયો તે જ વખતે તે ગરીબ બ્રાહ્મણ યુવકના નસીબ ઉપર પડદો ફરી વળ્યો હતો. અધર્મ કર્મમાં પડવાથી સારૂં પરિણામ નથી આવતું એવો અનુભવ રતિશંકરને લોંગ સાહેબવાળા બનાવથી મળી ચૂક્યો હતો એટલે તેનું મન શેઠાણીની લાલચ કે દાબને વશ થયું નહિ અને તે અડગ જ રહ્યો. રતિશંકરે પોતાની મેળે માની લીધું કે શેઠાણી તથા શેઠે મળીને પોતાની પરીક્ષા કરી હશે, પરન્તુ વસ્તુતઃ તેવું કાંઇ નહોતું. પાતિવ્રત્યને, પોતાની યોગ્યતાને અને ધર્મ—અધર્મને નહિ સમજનારી વિકા-

રયુક્ત મનવાળી બીજી યુવતીઓના જેવી જ મનોરમા પણ હતી અને રતિશંકર તરફની નિરાશાથી તે ખરેખર ઉશ્કેરાઇ ગઇ જ હતી. બીજે દિવસે સ્હવારે શેઠ નડિયાદથી આવ્યા અને શેઠાણીએ રતિશંકરની અનિષ્ટ ચાલચલગત માટે કૃત્રિમ વાત ઘડી કાઢીને શેઠને ભંભેર્યા ! રતિશંકર પોતાની દુર્વાસનાને સમજી ગએલો હોવાથી તેને વધુ વખત પોતાની નોકરીમાં રહેવા દેવો એ મનોરમા શેઠાણીને પોતાની ગેરઆબરૂ કરવા જેવું જણાયું અને તેથી શેઠને સૂચના આપી કે " એવા માણસને આપણી નોકરીમાં રાખવો જોઇએ નહિ. "

નરોત્તમદાસ શેઠને પોતાની પત્નીએ કહેલો વૃત્તાંત નહિ માનવાનું કાંઈ કારણ નહોતું, તોપણ શેઠ ઉતાવળી પ્રકૃતિના ન હોવાથી તે બાબત કાંઇક તપાસ ચલાવવાનો વિચાર કર્યો. શેઠાણીને " ઠીક છે, એમ કરીશું " એવો જવાબ આપ્યો અને " રતિશંકર ક્યારે આવે અને હું તેને પૂછી જોઉં " એવો વિચાર કરતાં શેઠ રતિશંકરની રાહ જોવા લાગ્યા. " અંગ્રેજી ભણેલો એક બિચારો ગરીબ અને વિનયશીલ યુવક માત્ર બે ત્રણ દિવસના સહવાસમાં આટલું ઉછાંછળું વર્તન ચલાવે એવો શું તે મૂર્ખ હશે ? " એવો વિચાર કરતાં શેઠ મનમાં બરબડ્યાઃ " કદાચ રતિશંકર ખરાબ વર્તનવાળો હોય એમ હું દલીલની ખાતર માનું; પણ તે એટલો મૂર્ખ હશે કે બે ત્રણ દિવસની નોકરીમાં તે પોતાનો ખરાબ સ્વભાવ બતાવવામાં આટલો બધો ઉતાવળો બની જાય ? જરા વિચારવા જેવી બાબત છે ! "

બાર વાગ્યા, શેઠને મીલમાં જવાનો વખત થયો પણ રતિશંકર હજી આવ્યો નહોતો એટલે શેઠ તેની રાહ જોતા બેઠા. બે વાગ્યા સુધી રાહ જોઇ પણ રતિશંકર આવ્યો નહિ. ટેલીફોનદ્વારા મીલમાં પૂછાવ્યું કે " આજે મીલમાં શેઠનું કાંઈ ખાસ કામ છે ? " જવાબ આવ્યો કે " કાંઈ

ખાસ કામ નથી; થોડા કાગળોમાં સહીઓ કરવાની છે તે બંગલે મોકલી શકાશે." હવે શેઠ નિરાંતે રતિશંકરની રાહ જોતા બેઠા. ચાર વાગ્યા. મીલમાંથી માણસ આવીને કેટલાક કાગળોમાં શેઠની સહીઓ કરાવી ગયો. પણ હજી રતિશંકર તો બિલકુલ આવ્યો જ નહિ! શેઠને વ્હેમ પડ્યો કે જરૂર રતિશંકરે કાંઇ ગુન્હો કર્યો હોવો જોઇએ.

પાંચ વાગવાનો વખત થવા આવ્યો એટલે શેઠાણી નિદ્રામાંથી નિ-વૃત્ત થઇને દીવાનખાનામાં આવ્યાં. શેઠને જોઇને આશ્ચર્ય પામતાં કહ્યું "કેમ? આજે મીલમાં નથી ગયા કે શું?"

"ના, હું પેલા રતિશંકરની રાહ જોતો બેઠો છું. પણ આજે તો તે આવ્યો નહિ!"

"કેવી રીતે આવે? પોતાનું કાળું મુખ તે કેવી રીતે બતાવી શકે?" શેઠાણીએ ટકોર મારતાં કહ્યું: "અને તેની રાહ જોવાની શી જરૂર છે? નોકરને કહીને જાવ કે તે હરામખોરને બગીચામાં પેસવા જ ન દે."

શેઠનો રતિશંકર ઉપરનો વ્હેમ વધારે દૃઢ થયો. ઘરે રામભટની મ્હોંકાણમાં ગોંધાઇ રહેવાથી રતિશંકર નોકરીપર હાજર રહી શક્યો નહિ, તેથી અહીં તેની તે જ દિવસની ગેરહાજરી શેઠના મનના વ્હેમને દૃઢી-ભુત કરવાના કારણરૂપ થઈ પડી. સાંજ પડતાંસુધી શેઠે રાહ જોઇ પણ રતિશંકર ન જ આવ્યો. રાત્રે રામોશીને બોલાવીને શેઠે કહ્યું: "પેલો રતિશંકર હવેથી આવે તો તેને બગીચામાં પેસવા દીધા વિના જ પાછો કાઢજે અને આ ચીઠી આપજે." એમ કહી શેઠે એક ચીઠી લખીને રામોશીને આપી.

* * * * *

મંગળવારના બપોરના અગીઆર વાગતાંને સુમારે રતિશંકર ઉતા-

વળે પગલે આવી પહોંચ્યો. શેઠના હુકમને અનુસરીને રામોશીએ તેને અંદર જતાં અટકાવ્યો અને કહ્યું કે "તમને અંદર જવા દેવાની શેઠે મનાઇ કરી છે!"

રતિશંકર ચમકયો. આમ થવાનું કારણ શોધી વાળતાં તેને વાર થઈ નહિ. "નોકરીમાંથી પણ રજા છે" એવા શબ્દો શેઠાણીએ કહ્યા હતા, તે જ શબ્દો શેઠાણીએ શેઠને મ્હોંએથી પણ કઢાવ્યા હશે એવી તેની ખાત્રી થઇ. જે બનાવને તે અત્યારસુધી પોતાની વૃત્તિની પરીક્ષાતુલ્ય માનતો હતો તે જ બનાવ પોતાની ધારણાથી ઉલટો નીવડયો અને દુર્ભાગ્યને યોગે એક વાર મળેલી નોકરી પણ હાથમાંથી ગઇ! તેણે રામોશીને કહ્યું: "વારૂ, પણ મારે શેઠને રૂબરૂમાં મળીને કેટલીક વાતચીત કરવી છે માટે મને અંદર જવા દે. શેઠનો હુકમ થશે તો હું તરત જ પાછો ફરીશ."

"મને તેવો હુકમ નથી, માટે લાચાર છું. એમાં શેઠની સાથે શું વાતચીત કરવાની હતી વળી?" રામોશીએ કહ્યું.

"મને નોકરીમાંથી શામાટે રજા આપવામાં આવી છે તે તો મારે જાણવું જોઇએ!" રતિશંકરે કહ્યું.

"હા, હું ભૂલી ગયો હતો; લ્યો, શેઠે આ ચીઠી તમને આપવાનું પણ મને કહ્યું હતું. તે ચીઠીમાં તેનું કારણ લખ્યું હશે એટલે શેઠને મળવાની તમને જરૂર નહિ રહે." એમ કહી રામોશીએ પોતાની પાઘડીમાંથી ચીઠી કાઢી આપી અને રતિશંકરે તે વાંચી:

**મી. રતિશંકર!**

માત્ર ત્રણ દિવસની જ નોકરીમાં તમે તમારૂં ઉછાંછળું વર્તન દેખાડી આપ્યું, એટલી હદસુધીની તમારી મૂર્ખાઇ જોઇને મને નવાઇ લાગી છે; જોકે તમે તમારૂં નીચ વર્તન વહેલું દેખાડી આપ્યું છે તેથી મને તો

લાભ થયો છે કે તમારાથી મને વધારે વાર સહન કરવાનું રહ્યું નથી. પણ હવે હશે, કોર્ટની દેવડીએ ચડાવી તમારા જેવા ગરીબ બ્રાહ્મણને હેરાન કરવા જેટલો ક્રૂર થતાં મને મારી દયાળુ વૃત્તિ અટકાવે છે અને તેથી હું તમને મારી નોકરીમાંથી રજા આપવા ઉપરાંત કાંઇ વધારે શિક્ષા કરતો નથી.

લી. શેઠ નરોત્તમદાસ.

ચીઠી વાંચીને રતિશંકર બ્હેબાકળો બની ગયો. શેઠાણીએ પોતાની વિરૂદ્ધમાં શેઠના કાન ભંભેરવામાં કાંઇ ન્યૂનતા મૂકી નહિ હોય અને તેને જ પરિણામે આજે પોતે નોકરી મેળવવામાં એક વાર વધારે નાસીપાસી મેળવે છે એમ તે સમજ્યો. ઉતરી ગએલે ચહેરે, શેઠને મળવાની ઇચ્છા દર્શાવ્યા વિના રતિશંકર એક ઉષ્ણ નિઃશ્વાસ નાંખી ઘર તરફ પાછો ફર્યો. આકાશમાં મધ્યાહ્નનો સૂર્ય પ્રચંડ જ્વાળાઓવડે અગ્નિ વરસાવતો હતો અને નાસીપાસીની જ્વાળા રતિશંકરના હૃદયને દગ્ધ કરતી દુર્ભાગ્યના દોષને ખીલવતી હતી. રતિશંકરની મનોમાળા ફરવા લાગીઃ

“ આ વિચિત્ર બનાવોમાંથી હવે હું કયારે નિવૃત્ત થઇશ અને કયારે ધંધે ચડીશ ? દુર્ભાગ્યે એવા એવા સંયોગો ગોઠવાઇ જાય છે કે જેથી મને નાસીપાસી જ મળે અને દુઃખ પછી દુઃખ આવ્યાં જ કરે! લોંગ સાહેબ સાથેના વ્યવહારમાં મારી ભૂલ થઇ અને એક સારી નોકરી ગુમાવી. દારૂવાળાને ત્યાં નોકરી મેળવવા જતાં ઇદં તૃતીયમ્ જાગ્યું. નરોત્તમદાસ શેઠ માયાળુ હોવા છતાં સ્ત્રીકથનથી ભરમાયા અને મેં નોકરી ગુમાવી ! દુનિયામાં ધર્મનો જય થતો હશે કે અધર્મનો તે વિષે પણ હવે મારા ચિત્તમાં શંકા ઉત્પન્ન થાય છે. લોંગ સાહેબને ત્યાં હું અધર્મ તરફ આકર્ષાયો અને તેથી હું નોકરી મેળવવામાં નાસીપાસ થયો, તે તો સ્વાભાવિક હતું; પરન્તુ અહીં અધર્મની લાલચ છતાં હું ધર્મથી ડગ્યો નહિ, તોપણ મળેલી

નોકરી મેં ગુમાવી! અહીં તો ધર્મનો પણ પરાજય થયો! ઓ પ્રભુ! આ મુસ્કેલ સંયોગોની ઘટમાળા કયા નિયમને અનુસરીને ફર્યા કરતી હશે તે કાંઇ હું સમજી શકતો નથી! આ સઘળો દોષ દુર્ભાગ્યનો જ હોય, તો હે પ્રભુ! હવે તો તેનો તું અંત આણ. આ મારા જેવા ગરીબ બ્રાહ્મણના પ્રારંભના સંસારમાં સંખ્યાબંધ મુસ્કેલીઓનો વરસાદ વરસાવતો બંધ થા!

"નોકરી મેળવવા માટેનાં ફાંફાં તો પુનઃ મારવાનાં જ રહ્યાં છે, પણ હું નિષ્કલંકિત હોવા છતાં નરોત્તમદાસ શેઠની આંખમાં કલંકિત દેખાયો છું તે મને બહુ લાગી આવે છે. શેઠને ખરી વિગતથી જાણીતા કરવાને હવે મારે શું કરવું? અત્યારે જો હું તેમને મળ્યો હોત તો સઘળું કહી દેત, પણ શેઠને મારૂં મ્હોં જોવાની જ ઇચ્છા ન હોય તેમ જણાય છે!" એમ વિચારતાં તેણે પોતાને નોકરી મેળવી આપનાર મિત્ર બ્રીજમોહનને મળવાનું ઉચિત માન્યું. તુરત તે મીલમાં ગયો અને બ્રીજમોહનને મળ્યો. તેને એક બાજુએ બોલાવીને પોતાને માથે ગુજરેલી આફતનો સઘળો વૃત્તાંત કહી સંભળાવ્યો અને કહ્યું: "ખરેખર, બ્રીજમોહન! આ તો ધર્મ કરવા જતાં માથે ધાડ આવી પડી છે; હવે શેઠને ખરી વિગત જણાવવા માટે શું કરવું? તું તેમાં કાંઇ મદદ કરી શકીશ?"

બ્રીજમોહન નિઃશ્વાસ નાંખીને બોલ્યો: "રતિશંકર! તેં ધર્મમાં અડગ રહેવાનું કામ તો ઉચિત જ કર્યું છે, પણ આવા સંયોગમાં યુક્તિપુરઃસર કામ લેવું જોઇએ તે તને આવડ્યું નથી' પણ તેમાં તારો વાંક નથી; તું બિચારો હજી નિશાળની જીંદગી પૂરી કરેલો એક નિશાળીયો જ છે અને તારામાં સંસારદક્ષતા ન હોય તે સ્વાભાવિક જ છે. જો તને યુક્તિ અજમાવતાં આવડી હોત, તો શેઠાણીના ક્રોધનો ભોગ થઇ પડત નહિ, તને નોકરી ગુમાવવાનો વખત આવી પહોંચત નહિ, શેઠની નજ-

રમાં તારી પવિત્રતા વધારે સારા રૂપમાં દેખાત અને વળી તારી નીતિને તું પવિત્ર રાખી શકત ! શેઠાણીના સહવાસમાં તું જે મુસ્કેલ સંયોગોમાં સપડાયો હતો તે સંયોગોમાંથી છટકી જવાને તે યુક્તિ તને કામ લાગત અને તેનું પરિણામ તારા લાભમાં આવત; પણ તેં તો ધર્મનો દાંડિયો પકડી રાખવાની એક જ બુદ્ધિથી આ કામ લીધું અને યુક્તિનો આશ્રય ન લીધો તેનું જ આ દુષ્ટ પરિણામ તને ભોગવવું પડે છે ! હવે સઘળો મામલો બગડી ચૂકયો છે. ખરી વિગત શેઠને જાહેર કરવી તે પ્રકારની હિંમત મારે માટે નાશકારક થઈ પડે. જેવી તારી ગતિ થઇ એવી મારી ગતિ થાય ! માટે આ બાબતમાં હું તને કાંઈ મદદ કરીશ નહિ. મને માફ કર. ”

“ હશે, પણ અત્યારે હવે હું નરોત્તમદાસ શેઠની નોકરીમાં નથી અને નોકરી વિના હું ચલાવી શકું તેમ નથી, તો બીજે ક્યાંય નોકરીની સગવડ થાય તેમ છે ? ”

થોડી વાર વિચાર કરીને બ્રીજમોહન બોલ્યો: “ હાલમાં તો ક્યાંય તારા લાયક નોકરી નથી; મીલમાં એકાદ બે જગ્યા છે, પણ શેઠની તારા પર અકૃપા થઇ એટલે તે તારા કામની નહિ; બીજે ક્યાંય તે માટે તજવીજમાં રહીશ. ”

રતિશંકર ઘર તરફ પાછો ફર્યો. હવે નોકરી મેળવવાને માટે શું ઉપાય લેવો તેનો મોટો વિચાર થઇ પડયો. પોતે નોકરીમાંથી નીકળી જવા પામ્યો છે તે ખબર જ્યારે કોમળ હૃદયની કિશોરી જાણશે, ત્યારે તેના અંતરને કેટલું દુ:ખ થશે તે વિષે વિચાર કરતાં રતિશંકર મોટા ગભરાટમાં પડયો.

---

# પ્રકરણ ૧૪ મું.

## 'નોકરી' 'નોકરી' ની ઝંખના!

રતિશંકર ઘેર આવ્યો. કિશોરીને પોતાના સ્વામીને આજે ઘેર વહેલા આવેલા જોઇને નવાઈ લાગી અને વહેલાં આવવાનું કારણ પૂછ્યું, પણ હતાશ બની ગએલા રતિશંકરમાં જવાબ દેવાની પણ આય રહી નહોતી! કિશોરીની પૃચ્છાનો કાંઇ જવાબ નહિ આપતાં તે કપડાં ઉતારીને શેતરંજી પાથરી તે પર પડ્યો. કિશોરીના મનમાં કાંઇક અમંગળ શંકાને સ્થાન મળ્યું અને તેણે પુનઃ પૃછ્યું: "કેમ આજે વેહેલા આવ્યા? શરીરે કાંઇ અસુખ છે?"

"કિશોરી!" રતિશંકર રડતાના જેવા અવાજે બોલ્યો: "ખરેખર! આપણું ભાગ્ય જ ફરી વળ્યું છે, નહિતો મારે માથે આવાં સંકટ ન પડે! અરેરે, શું મારા જેવા સઘળા નોકરી શોધનારાઓની આવી જ દશા થતી હશે?"

"પણ શું થયું છે તે તો કહો! શું શેઠને તમારૂં કામ પસંદ નહિ આવવાથી તેમણે રજા આપી?"

"અરે નહિ, અહીં તો વળી બીજો જ એક વિચિત્ર મામલો મચ્યો હતો." એમ કહી રતિશંકરે મનોરમા શેઠાણી સાથેના પરિચયની અને શેઠે પોતાને નોકરીમાંથી રજા આપ્યાની સઘળી વાત દુઃખમિશ્રિત સ્વરે કહી સંભળાવી. કિશોરી પણ તે સાંભળીને થોડી વાર અવાચ્ય બની રહી. પતિનું શીલવ્રત ગમે તેવી સ્ત્રીને પણ હમેશાં પ્રિય હોય છે. સ્વામીની પોતા પ્રત્યેની એકનિષ્ઠાની જિજ્ઞાસુ સ્ત્રી હમેશાં સ્વામીમાં રત રહીને આનંદ પામે છે. કિશોરી સમજી ગઈ કે એકપત્નીવ્રત પાળીને પોતાના શીલને સાચવવા જતાં સ્વામીને નોકરી ખોઇ દુઃખી થવાનો સમય

આવ્યો હતો. તેણે પતિને આશ્વાસન આપતાં કહ્યું: “ આપણું ભાગ્ય આડું છે એ તો ખરું, પણ હશે, તેને માટે કાંઇ દુઃખ લાવવું નહિ. તમે ધર્મ સાચવવામાં દૃઢ રહ્યા અને તેથી તમારે માથે આફત આવી તે ભલે આવી. ઇશ્વર કાંઇ ગાંડો નથી કે ધર્મને શરણે જનારાઓને હમેશાં દુઃખી જ કરે; આજે નહિ તો કાલે આપણે પુનઃ સુખનો સૂર્યોદય થએલો જોઇશું. શી ખબર કે તમને વધારે સારી નોકરી મળવાની હશે, તો તેથી જ તમને આ નોકરીમાંથી છૂટા થવાનું ઇશ્વરે નિર્માણ કરી રાખ્યું હશે તો? માટે તેને માટે મનમાં કાંઇ દુઃખ લાવશો નહિ!”

કિશોરીના આશ્વાસનથી રતિશંકરનું ચિત્ત કેટલેક અંશે શાન્ત થયું. તે એક નિઃશ્વાસ નાંખીને બોલ્યો: “ પણ વ્હાલી! અહીં ધર્મ કે અધર્મનું માપ ક્યાં રહ્યું? લૉંગ સાહેબ પાસે અધર્મ સેવવા જતાં દુખ પડ્યું અને અહીં ધર્મ સેવવા જતાં નોકરી ખોઇ! જો મેં મારા શીલની દરકાર કરી ન હોત, તો ખરેખર શેઠાણીનો માનીતો થઇ પડત અને મારો પગાર ઘણો મોટો થઇ જાત! પરંતુ હું અધર્મથી ડગ્યો અને ધર્મને સાચવી રાખી રહ્યો, તેને પરિણામે મને દુઃખ પડ્યું! મને તો લાગે છે કે દુનિયામાં ધર્મ કે અધર્મનું કાંઈ માપ જ નથી! ધર્મનો આશ્રય લેનારાઓ કરતાં અધર્મીઓ કે ખટપટીયાઓ સંસારમાં વધારે સુખી જોવામાં આવે છે, પછી ધર્મ અધર્મનું માપ ક્યાં રહ્યું?”

ધર્મપ્રિય કિશોરી બોલી: “ નાથ! એમ એકદમ ધર્મમાં અશ્રદ્ધાવાળા બનો નહિ! ધર્મ ફળે છે અને અધર્મ પણ ફળે છે. પરન્તુ તેનાં પરિણામો માણસોને તુરત મળતાં નથી. ધર્મનો જય તુરતમાં થતો નથી પણ છેવટમાં થાય છે. અધર્મીનો અંત દુઃખથી ઘેરાએલી દશામાં જ આવે છે તેવું શું ઘણી વાર નથી જોવામાં આવતુ?”

“ એ ઠીક, પણ પુનઃ મારે નોકરીને માટે ફાંફાં મારવાનાં જ રહ્યાં!

હું તો આથી બેજાર બની ગયો છું !”

“એમ કંટાળશો નહિ. ભલે તુરત નાહ તો થોડા દિવસ પછી નોકરી મળશે, પણ ગભરાઈ જશો નહિ. જુઓ, હમણાં ઘરખર્ચને માટે તમારી પાસે કાંઇ જોગવાઈ ન હોય તોએ મુંઝાશો નહિ ! મારી કંઠીને કામમાં લેજો.”

“ઠીક છે, જોઇશું, હજી તો કાંઇ જરૂર નથી. પણ એક બાબતમાં તારી સલાહ લેવાની છે. નરોત્તમદાસ શેઠની નજરમાં હું કલંકિત જણાયો છું, તે મારા દિલને બહુ દંશ દે છે; માટે મનોરમા શેઠાણીનું સઘળું પોગળ શેઠના જાણવામાં આવે અને હું તેમની નજરમાં નિષ્કલંકિત બનું તેમ કરવાને શું ઉપાય લેવો ? મારે કાંઇ હવે તેમની નોકરી જોઇતી નથી, પણ એક વાર તેમની પાસે ખરી વાત તો રજુ કરવી જ.”

“શેઠની પાસે રૂબરૂમાં જઇને સઘળું કહી દો.” કિશોરીએ એક સીધો ઉપાય દર્શાવ્યો.

“શેઠ તો મને મળશે જ નહિ. મને નોકરીમાંથી રજા આપવાને પણ તેમણે માણસને ચીઠી લખી આપી હતી. માણસને મેં ઘણુંએ કહ્યું પણ મને બગીચામાં જ પેસવા ન દીધો અને કહ્યું કે અંદર નહિ જવા દેવાનો શેઠનો સખ્ત હુકમ હતો. એટલે હવે શેઠ મારી મુલાકાત મંજુર રાખે તેવો સંભવ જ રહ્યો નથી.”

“તો પછી શેઠ ઉપર એક લાંબો પત્ર લખી વાળો ! તેમાં સઘળું વિસ્તારથી લખજો. એ રાંડને પણ તેના ખોટા કામનો બદલો મળી રહેશે.” કિશોરીએ શેઠાણી ઉપરના તિરસ્કારયુક્ત ભાવથી કહ્યું.

“હા, એ યુક્તિ બરાબર છે. શેઠ ઉપર પત્ર જ લખું અને વળી જો શેઠ વિચારશીલ હોવાથી મારી નિષ્કલંકિતતા સમજશે તો પુનઃ મને પોતાની નોકરીમાં રાખશે.” એમ કહી રતિશંકરે પત્નીની સલાહને મા-

ન્ય રાખી નરોત્તમદાસ શેઠ ઉપર એક પત્ર લખી વાળ્યો. તેમાં પોતાને શેઠાણીએ અંગ્રેજી પત્ર લખવાના બ્હાનાથી બોલાવ્યો, નોકર ચાકરને દૂર ખસેડી મેલ્યા, બંગલાને લાઇટથી શણગાર્યો, પોતાની સાથે શેઠાણીએ છૂટ લેવા માંડી, 'દોસ્તી' ની ખુલ્લી માંગણી કરી, પોતે ના કહેવાથી શેઠાણી ગુસ્સે થયાં, પોતાને કાઢી મેલ્યો અને નોકરીમાંથી કાઢી મેલવાની ધમકી આપી વગેરે સઘળું વર્ણન વિસ્તાર સાથે લખ્યું અને સાથે સાથે જણાવ્યું કે પુનઃ તમારી નોકરીમાં જોડાવાની ઇચ્છાથી નહિ, પણ હું નિષ્કલંકિત છતાં આપની નજરમાં કલંકિત થઇ પડયો છું તે ખરાબ અસર દૂર કરવાની ધારણાથી આ પત્ર લખું છું. પત્ર લખી રહ્યા પછી વળી સાંભર્યું કે પોતે એક દિવસ નોકરીપર હાજર રહ્યો નહિ તેથી શેઠનો વહેમ દઢીભૂત થયો હશે તો ? તે બાબત પણ પત્રના અંતમાં તાજે કલમ કરી કે તે દિવસે મારે ત્યાં મ્હેમાનો આવ્યા હોવાથી હું આવી શકયો નહોતો. પત્ર લખીને રતિશંકરે કાર્યેષુ મંત્રી રૂપ કિશોરીને વંચાવ્યો અને કિશોરીએ પત્રને ટપાલમાં નાંખી દેવાની સલાહ આપી. રતિશંકરે તે સલાહનો અમલ કર્યો.

'પણ હવે હું નોકરી મેળવવાને શું કરૂં' એ પ્રશ્ન તે જ ક્ષણે રતિશંકરની દષ્ટિની સામે આવીને ઊભો રહ્યો. વર્તમાનપત્રોમાં 'જોઇએ છે' ની ઘણીએ જાહેર ખબરો આવતી હતી, પરન્તુ તેમાંની કોઇ જગ્યાએ પોતાની નીમણુક થશે એવો વિશ્વાસ પૂર્વે મળેલા અનુભવ ઉપરથી તે રાખી શકતો ન હતો. વ્રીજમોહન જેવો બીજો કોઇ મિત્ર મળી જાય અને પોતાને અચાનક નોકરી બતાવી આપે એવું જો પાંશરૂં નસીબ હોય, તો હાથમાં આવેલી નોકરી જાય જ કેમ ? અત્યારસુધી નોકરીને માટે ફાંફાં મારીને રતિશંકર એટલો કાયર થઇ ગયો હતો કે હવે નોકરી મેળવવાને શું ઉપાય લેવો તે પણ તેને સૂજી શકતું નહોતું ! "વળી પાછો

છાપાંમાં જાહેર ખબરો વાંચીને અરજીઓ કરૂં ?" "નિશાળના મિત્રોને મળી તેમની સલાહ લઉં ?" "ખાનગી ટ્યુશન શોધીને તેથી ચલાવું ?" "પોસ્ટ ખાતામાં અરજી કરૂં ?" "રેવન્યુ ખાતામાં અરજી મોકલું ?" એવા એવા અનેક વિચારો કરી વાળ્યા પણ તેની મુંઝાઇ ગએલી મતિ કાંઈ પણ નિશ્ચય ઉપર આવી શકી નહિ. વિચારમાં ને વિચારમાં સાંજ પડી. રતિશંકર બાગસુધી એક લટાર મારી આવ્યો પણ વ્રીજમોહન જેવો કોઇ મિત્ર મળી આવ્યો નહિ. ઘેર પાછાં ફરીને રાત્રિભોજન કર્યું. રાત્રિના નવ વાગ્યા પહેલાં શોક અને ચિંતાને વશીભૂત થએલો યુવક બિછાનામાં પડ્યો.

સ્વામીની શોકવ્યગ્ર સ્થિતિએ કિશોરીને પણ મોટી ચિન્તામાં ડુબાવી હતી. સ્વામીને તુરત નોકરી મળે તે ચિન્તા કરતાં કરતાં તેના હૃદયની વધારે મોટી ચિન્તા સ્વામીના મુંઝાતા—ગભરાતા—અકળાતા મનની હતી. કિશોરી પોતાના હિંમતવાળા અને ઇશ્વિરપર આધાર રાખનારા સ્વભાવથી સ્વામીને ઘણુંએ આશ્વાસન આપતી, તોપણ રતિશંકરનું હૃદય તો ચિંતા અને શોકની જ્વાળાઓથી નિરંતર બળતું જ રહેતું. કિશોરીને આને માટે બહુ લાગી આવતું. અત્યારે પણ સ્વામીને પડી ગએલે વદને નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતા જોઇને કિશોરી ઘરકામમાંથી સત્વર નવરી પડી અને રતિશંકરને આશ્વાસન આપતી બોલી: "હુંમાં તમને શિખામણ આપવાનું ગજું નથી પણ કહું છું કે તમે આખો દહાડો ચિન્તા જ કેમ કર્યા કરો છો ? હોય, નોકરી ન મળે તો પાંચ દિવસ દુઃખ પણ વેઠવું પડે અને ઘરમાંથી ખાડો પાડીને ખાવું પણ પડે ! પણ તેથી આખો દિવસ હૃદય શામાટે બાળ્યાં કરવું ? તમે આમ બહુ ચિન્તા કર્યા કરશો તો તમારૂં શરીર લથડશે અને ઉલટી એકને બદલે બીજી પંચાત આવી પડશે !"

કિશોરીની શિખામણ રતિશંકર એક ચિત્તે સાંભળી રહ્યો. તેણે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. તેને તે શિખામણ ખરી લાગી પણ માથે દુઃખ હોવા છતાં ચિન્તામુક્ત રહેવા જેવી રતિશંકરની પ્રકૃતિ જ નહિ હોવાથી તે પોતાના શોકને કે ચિન્તાને દૂર કરી શક્યો નહિ. ઘણાં મનુષ્યો આવા સ્વભાવવાળાં હોય છે. ગમે તેટલી સમજાવણી છતાં તેઓના હૃદય ચિન્તામાંથી મુક્ત થઇ શકતાં નથી. રતિશંકરનું હૃદય પણ તેવું જ કોમળ અને જલ્દી અસર થઇ જાય તેવું હતું.

એ જ પ્રકારની ચિન્તાતુરતામાં રતિશંકર પત્નીના પાસામાં નિદ્રાધીન થઇ ગયો. કિશોરી પણ સ્વામીના નાજુક સ્વભાવનો દુઃખમય વિચાર કરતી નિદ્રામાં પડી. રતિશંકર પોતાના ચિન્તાયુક્ત સ્વભાવને લીધે નિરૂપદ્રવી નિદ્રા ભોગવી શક્યો નહિ. મધ્યરાત્રિ થતાં તેનું મગજ ચિત્ર વિચિત્ર સ્વપ્નાંઓથી ભરાઈ ગયું. કોઇ કોઇ વાર સ્વપ્નના ભયંકર પ્રસંગમાં તે ચમકી જતો, કોઈ વાર ડર ખાઇ જતો અને તેનું આખું શરીર કમ્પી ઉઠતું, તો કોઇ વાર તે સ્વપ્નમાં ને સ્વપ્નમાં બકવા મંડી જતો. “ઓ ઓ...પડી ગયો રે–મરી ગયો રે બાપ !” “સાહેબ, ખરેખર હું ધર્મમાંથી નથી ડગ્યો અને આ સઘળું મારી સામે તરકટ જ ઊભું કરવામાં આવ્યું છે.” “સાહેબ ! હું ગરીબ માણસ છું–બાર પંદર રૂપિયાની નોકરી આપશો તોપણ ચાલશે.” “હાય ! હાય ! નોકરી વિના હવે શું કરવું ? બિચારાં ડોશીનેએ ભૂખે મરવા વખત આવશે !” એવું એવું ઘણું તે બક્યો. નોકરીની ઝંખનાનાં સ્વપ્નોથી જ તેનું મગજ ભરાઇ ગયું અને “નોકરી” “નોકરી”ના ઉચ્ચારો કોઇ દૂરની ભૂમિમાંથી પોતાના કાન સાથે અથડાતા હોય તેવું તે સ્વપ્નમાં અનુભવવા લાગ્યો. સ્વામીના આ બકારાથી કિશોરી જાગી ગઇ અને તુરત ગભરાઇ, પણ ડરી ગઈ નહિ. “અરેરે ! દુષ્ટ નોકરી મારા પ્રિયતમને નિદ્રામાં પણ સુખ ભોગવવા દેતી

નથી ! ઓ પ્રભુ ! અમ ગરીબોપર હવે જરા નજર કર !" એમ દુઃખ પામતી અને પ્રભુપ્રાર્થના કરતી કિશોરીનાં નેત્રો અશ્રુજળથી ઉભરાયાં અને રાત્રિના અંધકારમાં પોતાની મેળે જ શોષાયાં.

---

## પ્રકરણ ૧૫ મું.

**"સાહેબ ! શેર બાજરી ખાઇ આપના હકમાં દુવા દઇશ !"**

પ્રભાત થયું કે નોકરીના નામની રડારોળ રતિશંકરના હૃદયમાં ચાલુ થઈ. મ્હોં પડી ગએલું, બુદ્ધિ કટાઇ ગએલી અને મતિ મુંઝાઇ ગએલી, એવી દશામાં આજે તે સ્હવારમાં જ પોતાના મિત્રોની મુલાકાતે નીકળ્યો. સૌથી પહેલાં શ્રીજમોહનને ત્યાં ગયો, તો એ સહેલાણી સાહેબ મળ્યા જ નહિ ! તેની સ્ત્રીએ જવાબ આપ્યો કે તેમના કોઇ મિત્રને ત્યાં ગયા હશે. ગુજરાત કૉલેજમાં પ્રીવિયસનો અભ્યાસ કરતા એક મિત્રને ત્યાં રતિશંકર ગયો. તેનું નામ કનકકુમાર હતું. કનકકુમારે રતિશંકરનો સત્કાર કર્યો અને કુશળ વર્તમાન પૂછ્યા. રતિશંકરે નોકરી નહિ મળવાથી પડતી મુસ્કેલી બાબે કહ્યું અને પૂછ્યું કે "તમે ક્યાંય તમારા ઓળખીતાઓમાં નોકરીને માટે જગ્યા હોવાનું જાણો છો ?"

કનકકુમારે કહ્યું: "ના ભાઈ, હું તો હજી અભ્યાસ કરૂં છું તે તમે જાણો છો, પણ રતિશંકર ! તમે તમારો અભ્યાસ આગળ કેમ ચલાવતા નથી ? તમને સ્કોલરશિપ મળી શકશે; કહો તો તેવી તજવીજ હું કરી આપું; પણ યાર, ચાલને કૉલેજમાં, આપણને સાથે અભ્યાસ કરવામાં ગમ્મત પડશે !"

"અભ્યાસ તો કરૂં, પણ પછી મારૂં, વાઇફનું અને ડોશીનું પેટ કેવી રીતે ભરવું, તેની ચિન્તાએ કરવી ખરીકની ? અને તેટલા માટે તો અ-

ભ્યાસ મૂકીને આ નોકરીની ઘાણીએ જોડાવા માટે નીકળ્યો છું!" રતિ-શંકર બોલી રહ્યો, એટલામાં કનકકુમારનો એક મિત્ર આવી લાગ્યો. કનકકુમારે તેનો સત્કાર કરતાં કહ્યું: "વાહરે, મોજીલાલ! આજ તો તું ઘણે દિવસે દેખાયો; કેમ કાંઇ નોકરી બહુ સખ્ત મળી છે કે શું?"

"નોકરી તો સખ્ત છે, પણ તું જાણે છેને કે ઘરકામમાંથી નવરો પડું ત્યારે તને મળવા આવુંકની? આજે જરા આ બાજુએ નીકળ્યો હતો એટલે વળી તારે ત્યાં આવ્યો; કેમ ઠીક ચાલે છે ને?"

"હા ઠીક જ ચાલે છે! ક્યાં તારી પેઠે પૈસા કમાવા છે કે ઠીક–અઠીક હોય?"

"પણ અભ્યાસમાં તો ઠીક છે ને?"

"હા, હજી તો પહેલી ટર્મ છે! સહેલસપાટા કરીએ છીએ; તું જાણે છે કે આપણને સંસ્કૃતપર જરા ઠીક ટેસ્ટ છે એટલે ધ્રુવ સાહેબનો કલાક એટેન્ડ કરીએ છીએ; પ્રોઝમાં તો કાંઈ સમજાતું નથી; કહે છે કે થોડા વખતમાં 'નોટ્સ' ની બુક છપાનાર છે તે છપાઇ રહેશે એટલે જરા મન દઇને વાંચીશું! બાકી તો બધું અગડંબગડં ચાલે છે!"

"હા ભાઇ, તમારા જેવા પૈસાદારને અગડંબગડં પોસાય. પણ આ મિસ્તર કોણ છે?"

"તે મારા એક મિત્ર છે. અમે બન્ને સાથે અભ્યાસ કરતા. હમણાં તે નોકરીની તલાશ કરે છે; કોઇ ઠેકાણે તારા જાણવામાં જગ્યા છે?"

"હા, દીવાની અને રેવન્યુ ખાતામાં એક એક અરજી મોકલી આપે, થોડા વખતમાં ટીકી લાગી જશે! તું જાણે છે કે હું પણ દીવાની ખાતામાં જ છું ને?"

કનકકુમારે રતિશંકરને કહ્યું: "હા, રતિશંકર! તમે એમ જ કરો!

સરકારી નોકરી, પેન્શનેબલ સર્વિસ: ચાન્સ સારો છે; કહે છે કે પોસ્ટ ખાતામાં પણ હમણાં નોકરોની તાણ છે!"

મોજીલાલે કહ્યું: "બળ્યું એ પોસ્ટ ખાતું! અમારા જેવી કાંઇ મજા છે? કહે જોઇએ, અમારી પેઠે ખાનગી આવક પોસ્ટ ખાતામાં મળે ખરી? જુઓ મી. રતિશંકર! મેં કહ્યું તે જ ખાતામાં અરજી કરો; જરૂર થોડા વખતમાં તમે નોકરીમાં જોડાઇ જશો!"

"વારૂ, ત્યારે તેમ કરૂં! અરજી તો અંગ્રેજીમાં જ લખું ને?" રતિશંકરે મોજીલાલને પૃછ્યું.

"અરે નહિરે મારા સાહેબ! અંગ્રેજીમાં લખવાનું શું કામ છે? અરજીમાં લખજો કે મેં આટલો અંગ્રેજી અભ્યાસ કર્યો છે, એટલે ચાલશે; પણ રહો, જો તમે મારૂં માનો, તો મારે ત્યાં જરા ચાલો: મેં જે અરજી કરી હતી તેની નકલ હું તમને આપું, તે પ્રમાણે તમે લખજો. તે અરજી એવી તો સરસ છે કે અમલદારના મનમાં તમારે માટે લાગણી ઉત્પન્ન થયા વિના રહે જ નહિ. એ અરજીથી જ મને તુરતમાં નોકરી મળી હતી."

"તો ભલે હું તમારે ત્યાં આવું છું." એમ કહી રતિશંકર કનકકુમારની રજા લેઇ મોજીલાલને ત્યાં જવા તૈયાર થયો. મોજીલાલ હાલમાં દિવાની કોર્ટમાં એક કારકુન હતો અને મહિને દહાડે પંદર રૂપિયા મેળવતો હતો. તેણે પણ ગયે વર્ષે મેટ્રિક અને સ્કુલ ફાઇનલની બેઉ પરીક્ષા એકી સાથે પસાર કરી હતી. આટલી અવસ્થામાં જ તે બિચારો વિસ્તારી થઇ પડયો હતો. તેને બે છોકરીઓ અને એક છોકરો હતો જ્યારે તેના મોટા ભાઇને કાંઇ સંતાન નહોતું. મોજીલાલનો વિચાર તો હજીએ આગળ અભ્યાસ કરવાનો હતો, પણ મોટી ભાભીએ રૂસણું લીધું કે "હું

તો પાંચ જણુના પરિવારને બેઠાં બેઠાં ખવાડનાર નથી !" એટલે બિચારા મોજીલાલને વિનાછૂટકે નોકરીનું શરણું લેવું પડયું હતું! રતિશંકરને પોતાને ત્યાં તેડી જઈને મોજીલાલે પોતાની અરજીની નકલ તેને આપી અને સૂચના કરી કે "આ પ્રમાણે જ તમે તમારી અરજી લખજો અને અહીંના જીલ્લા જડજની હજુરમાં ટપાલ રસ્તે મોકલી દેજો. તેમાં તમને અનુકૂળ ન હોય તેવી વિગત કાઢી નાંખજો; સમજ્યાને ?"

"જી હા." રતિશંકરે અરજીની નકલ હાથમાં લેતાં કહ્યું અને પછી તેણે મોજીલાલનો આભાર માની તેની રજા લીધી. ઘેર આવીને મોજીલાલવાળી અરજી વાંચી તો તેમાં નીચે પ્રમાણે મુસદ્દો કરેલો હતો:

મેહેરબાન, સદાકૃપાળુ, સુજ્ઞ સાહેબશ્રી—

જીલ્લા જડજ સાહેબ બહાદુરની માનવંતી હજુરમાં

મુ. અમદાવાદ.

હું નીચે સહી કરનાર મોજીલાલ અંબાલાલ રાવળની આપ નામદારની હજુરમાં અત્યન્ત નમ્રતાપૂર્વક અરજ એ છે કે હું ન્યાતે બ્રાહ્મણ છું અને ગયા વર્ષની મેટ્રીક્યુલેશન તથા સ્કુલ ફાઇનલની પરીક્ષામાં પાસ થયો છું. મારી ઉમર હાલમાં એકવીશ વરસની છે. હું આગળ અભ્યાસ કરવા ઇચ્છતો હતો પણ માતા પિતા મરણ પામ્યાં હોવાને લીધે ઘરસંસારનો સઘળો બોજો મારાપર પડવાથી આપ નામદારની હજુરમાં નોકરીને માટે અરજ ગુજારવાની આ દીન સેવકને જરૂર પડી છે. હું અત્યંત ગરીબ છું, ખાનદાન બ્રાહ્મણ કુટુંબમાં ઉછરેલો છું અને મારી સાથે જેઓને પરિચય પડેલો છે તેઓનાં સર્ટીફીકેટો રજુ કરી શકું તેમ છું. મહેરબાન સાહેબ, અત્યારે હું રંક અવસ્થામાં છું અને વળી બચરવાળ છું તો મને બાર-પંદર રૂપિયાની નોકરીવાળી કોઇ પણ જગ્યા

આપના અધિકાર હેઠળ હોય તો આપવા કૃપા કરશો જે માટે હું આ-પનો જન્મોજન્મ અહેશાનમંદ રહીશ અને સાહેબ! શેર બાજરી ખાઈ આપના હકમાં દુવા દઇશ.

લી. આપનો તાબેદાર
નમ્ર દાસાનુદાસ
**મોજીલાલ અંબાલાલ રાવળ.**

તા. ક. મને નોકરી આપવાથી આપ સાહેબને નિરાશ્રિતને આશ્રય આપવા જેટલું પુણ્ય હાંસલ થશે. એ જ વિનંતિ.

અરજીનો મુસદ્દો વાંચીને રતિશંકરે ઉંડો નિઃશ્વાસ નાંખ્યો અને વિ-ચાર્યું: "અરે પ્રભુ! આટલી લાચારી સાથે, આવી હદ ઉપરાંત ગરીબી ગાવી અને તે પણ શું માત્ર બાર–પંદર રૂપિયાની નોકરી માટે જ?! આટલું ભણ્યા ગણ્યા છતાં મહીને બાર–પંદર રૂપિયા મેળવવાને પણ આટલી ખુશામત કરવી, અને છતાં એ અરજી નામંજુર થાય તો સ-ઘળું ફોકટ! ઓ પેટ! તું કેટલી લાચારી કરાવે છે? તને તે બલીહારી કહું કે ધિક્કાર આપું? હશે, પણ હવે આ ચાન્સ પણ અજમાવવા જેવો છે ખરો. આવી અરજી કરતાંએ પણ જો પંદર રૂપિયાની નોકરી મળી જાય તો ઠીક જ છે; સરકારી નોકરી છે તો વળી પ્રમોશન પણ મળી રહેશે!" એમ વિચારી મોજીલાલની અરજીમાં ઘટતો ફેરફાર કરીને રતિ-શંકરે એક નવી અરજી તૈયાર કરી. વળી સારા ફુલ્સકેપ કાગળમાં સારા દસ્કતથી તેની બીજી નકલ પણ કરી અને જીલ્લા જડજનું સીરનામું કરી તેને ટપાલમાં નાંખી.

આ અરજી લખાઈ રહી તેટલો વખત કિશોરી ઘેર નહોતી. પડો-શમાં નૌત્તમલાલ નામનો વાણીયો રહેતો તેની સ્ત્રી ચંદ્રમતીની સાથે પડોશી દાવે થોડી ઓળખાણ થઈ હતી તેથી તેની પાસે તે બેસવા ગઇ

હતી. રતિશંકર અરજી લખીને ટપાલમાં નાંખી આવ્યો ત્યાં કિશોરી ઘેર આવી. રતિશંકરે અરજી લખ્યાના તેને ખબર આપ્યા.

કિશોરી બોલી: "પણ આપણી પડોશમાં પેલા નૌત્તમલાલ રહે છે ને, તે કહેતા હતા કે વીસેક રૂપિયાની નોકરી જોઇતી હોય તો હું અપાવું. અત્યારે હું તેમને ત્યાં બેસવા ગઈ હતી તે કહેતા હતા."

"શા ખાતાની નોકરી છે?"

"ખાતાની વાત તો તેમણે મને કહી નથી પણ એમ કહેતા હતા કે કાંઇ બહુ સખત કામ નથી. રોજ પાંચ દશ ઠેકાણે નિયમિત રીતે જઈ આવવાનું માત્ર છે; તમે તેની પાસે જાઓને જરા; અત્યારે નૌત્તમલાલ ઘેર છે."

"વારૂ, જઉં છું." એમ કહી રતિશંકર નૌત્તમલાલને ત્યાં ગયો. કિશોરી પોતાના મળતાવડા સ્વભાવથી પડોશમાં હળીમળી ગઈ હતી પણ રતિશંકર હજી તેટલો ઓળખીતો થયો નહોતો. નૌત્તમલાલને તે જોકે ઓળખતો હતો પણ કોઈ વાર તેની સાથે વાતચીત થઈ નહોતી. આજે નોકરી મેળવવાની ગરજે રતિશંકર તેને ત્યાં ગયો. નૌત્તમલાલે તેને આવકાર આપ્યો અને પાન બીડી આગળ ધર્યાં.

રતિશંકરે પૂછ્યું: "મારે માટે નોકરીની વાત તમે કહી, તે ક્યા ખાતામાં છે?"

નૌત્તમલાલે કહ્યું: "કોઇ સરકારી કે ઓફીશ્યલ ખાતું નથી. એક વેપારી છે, અને રોજ તેના આઠ દશ ગ્રાહકોને ત્યાં જઇ તમારે ઓર્ડરો મેળવવાનું કામ કરવાનું છે. સાંજે છ વાગે તમે આવજો એટલે આપણે તેને મળવા જઇશું અને તમારી ઇચ્છા હશે તો ચોકઠું બેસાડી દઇશું."

"શેનો વેપાર છે?" રતિશંકરે પૂછ્યું.

"એ સઘળું તમે સાંજે જાણશો."

" વારૂ, ત્યારે સાંજે તમે બહાર જાઓ, ત્યારે મને બોલાવજો." એમ કહી રતિશંકરે રજા લીધી.

સાંજના ૭ વાગ્યા. **નોત્તમલાલે** રતિશંકરને બોલાવ્યો અને બન્ને બજારમાં નીકળી પડયા. માણેકચોકમાં આવતાં **નોત્તમલાલે** રતિશંકરને એક બાજુએ ઊભા રાખીને કહ્યું: " તમે અહીં જરા ઊભા રહો, હું પેલાને બોલાવું છું."

**નોત્તમલાલ** ગયો અને પાંચેક મિનિટમાં પાછો આવીને બોલ્યો: " તે હમણાં આવે છે; જુઓ, નોકરી કાંઇ સખત નથી. હું તમને જે વાત કહું છું તે તમે ખાનગી રાખજો હો; કોઇને કહેશો નહિ. હું જે વાણીયાની વાત કહું છું તે વાણીયો ખાનગી રીતે," **નોતમલાલ** આસપાસ નજર કરતો ધીમેથી બોલ્યો: " કોકેન વેચે છે. તમારે રોજ તેના ગ્રાહકોમાં જઇને ખાનગી રીતે પડીકીઓ આપી આવવાની છે."

એટલામાં એક વાણીયો **નોત્તમલાલ** અને રતિશંકરની પાસે આવીને ઊભો રહ્યો. તે શરીરે જાડો અને તેથી કદમાં નીચો જણાતો હતો. આંખો ઝીણી અને દુ:ખવા આવી હોય તેવી પાણી ઝરતી અને લાલ દેખાતી હતી. માથે કાળી ટોપી, શરીરપર મલમલનું પહેરણ તથા મખમલનું જેકેટ અને ગજવામાં સોનાના છેડાની સાથે લટકાવેલું સોનાનું ઘડીયાળ જોવામાં આવતું હતું. રતિશંકરને તેની ઓળખાણ આપતાં **નોત્તમલાલ** બોલ્યો: " હું કહું છું તે ગૃહસ્થ આ જ છે. તેમનું નામ **ચિન્તુલાલ** છે."

# પ્રકરણ ૧૬ મું.

## કોકેનનું બજાર.

કોકેન ? અમદાવાદમાં કોકેન ? એ નુકસાનકારક ચીજનું અમદાવાદમાં કાંઇ ઓછું જોર નથી ! સોમલ કરતાં પણ વધારે ઝેરી એ સફેદ પદાર્થ તન મન અને ધનને એટલા મોટા પ્રમાણમાં ખુહાર મેળવે છે કે જેનું વર્ણન કરવાને લેખકની લેખિનીમાં શક્તિ નથી. કોકેન ખાનારાઓ જો અમદાવાદમાં હોય, તો તેને વેચનારાઓ પણ હોવા જોઇએ જ; તે વિના તે ખાનારાઓ તે વસ્તુને મેળવી શકે કેવી રીતે ? કોકેન ધીમે ધીમે અમદાવાદમાં પોતાનો વંશ વેલો વધારતું જ જાય છે અને તેના ચોર વેચનારાઓ તેની કમાણીથી માલેતુજાર બનતા જાય છે ! ચોકસી થતી હશે કે નહિ તે તો ખુદા જાણે, પણ એ નિશ્ચિત છે કે જેવી રીતે વ્યાપારમાં અમદાવાદ મુંબઈનું એક બચ્ચું લેખાય છે, તેવી રીતે કોકેનની વપરાશમાં પણ તે મુંબઈનું બચ્ચું જ લેખાય છે ! દુનિયાની કાળી બાજુના અનુભવ વિનાનો બિચારો રતિશંકર સમજતો નહોતો કે 'કોકેન તે શું હશે ?' તેણે તે વસ્તુનું નામ પણ કદિ સાંભળ્યું નહોતું તો તે વસ્તુ શું હશે, શા કામમાં આવતી હશે અને કેવી દેખાતી હશે તેની તો તેને માહિતી જ ક્યાંથી હોય ? તેણે ભોળે ભાવે નૌત્તમલાલને પૂછ્યું: "ત્યારે તે દુકાન માંડીને કોકન કેમ વેચતા નથી ? કોકન શું છે ?"

કોકેનની માહિતી વિનાના રતિશંકરના તે અજ્ઞાનનો લાભ લેવાનો નૌત્તમલાલે પ્રયત્ન કરવા માંડ્યો; તેણે કહ્યું: "કોકેન તે પાનની સાથે ખાવાનો મસાલો છે, પણ સરકાર તેના વેચનાર પાસેથી સખ્ત કર લે છે એટલે દુકાન માંડીને વેચી શકાય નહિ; સમજ્યાને ? છાની રીતે વેચ-

વાથી લાભ ઠીક મળે, માટે આમ વેચે છે; પણ આ વાત તમારે કોઇને કહેવાની નથી હોં ?"

"વારૂ, નહિ કહું. ત્યારે હવે આપણે પગારનું નક્કી કરીએ." રતિશંકરે કહ્યું:

"પગાર હાલ તો મહીને વીસ રૂપિયા આપીશ. બે મહિના પછી વળી કાંઇક વધારી આપીશ." ચિન્તુલાલે કહ્યું.

પગારનું નામ સાંભળીને રતિશંકરને સંતોષ થયો. તેણે પૂછ્યું: "મારે કામ શું કરવાનું ? મારે તમને કયે સ્થળે મળવાનું ?"

"મેં એક બેઠક રાખી છે અને તે પેલી મોટી હોટેલની પાસે જ છે. હું હમણાં તે તમને બતાવીશ. તમારે મને તે સ્થળે રોજ સ્હવારે નવ વાગે મળવું. ત્યાંથી હું તમને કોકેનનાં પડીકાં આપીશ તે તમારે મારા ઘરાકોને આપી આવવાં–ગુપ્ત રીતે આપી આવવાં હોં ! આપણો સઘળો વ્યાપાર છાનો જ છે તે હું તમને અગાઉ કહી ચૂકયો છું. ઘરાકોનાં ઘરનાં ચોક્કસ ઠેકાણાં હું તમને લખી આપીશ. કાળુપુર જતાં પોળોમાં અને માણેકચોકમાં જ આપણાં ઘણાં ખરાં ઘરાકો છે." ચિન્તુલાલે પોતાના નવા ગુમાસ્તાને સઘળું ટુંકામાં સમજાવ્યું.

"ઠીક. ત્યારે કાલે સ્હવારે જ હું તમને મળું કે ?" રતિશંકરે પૂછ્યું.

"વારૂ, પણ તે પહેલાં આજે રાત્રે આઠેક વાગે મને મળો તો ઠીક; મારા કેટલાક હમેશના ઘરાકોમાં હું તમને જાણીતા કરી દઉં, એટલે પછી તેઓ કાંઈ લેતાં દેતાં અચકાય નહિ."

"ત્યારે આ વાત કોઇ પોલિસના જાણવામાં આવે તો કાંઇ હરકત ખરી કે ?" રતિશંકરે એક શંકા કાઢી.

પોતાનો નવો ગુમાસ્તો એકાએક ડર ખાઇ જાય નહિ તેટલા માટે ચિન્તુલાલે કહ્યું: "પોલિસના જાણવા દેવામાં આવવું જોઇએ નહિ, પરંતુ

પોલિસનાં માણસોનો કાંઇ બહુ ડર રાખવા જેવુંએ નહિ; મને અમદાવાદની પોલિસ ઓળખે છે; ઘણાખરા આપણી બેઠકપર પાનપટ્ટી ખાવા પણ આવે છે. વારૂ ચાલો, હું તમને મારી બેઠક બતાવું." એમ કહી ચિન્તુલાલ આગળ ચાલ્યો અને નોત્તમલાલ તથા રતિશંકર તેની પાછળ ચાલ્યા. નાની ગલીમાંની પોતાની બેઠક ચિન્તુલાલે રતિશંકરને બતાવી અને કહ્યું: "આજ રાત્રે આઠ વાગે અને રોજ સહવારે નવ વાગે તમારે આ સ્થળે જ મળવાનું."

"વારૂ." એમ કહી રતિશંકર અને નોત્તમલાલ ચાલ્યા. નોત્તમલાલે રતિશંકરને આ નોકરી લેવાથી પોતાને લાભ થશે એવું ઘણું ઘણું સમજાવ્યું અને નોત્તમલાલપર મિત્રભાવે શ્રદ્ધા રાખી રહેલા રતિશંકરને તે સઘળું ખરૂં લાગ્યું.

* * * * *

રાત્રિના આઠ વાગતાં પુનઃ રતિશંકર ચિન્તુલાલની પાસે જવાને ઘેરથી રવાના થયો. હોટેલોનું જોર જ્યાં આગળ પૂરેપૂરી રીતે જામી રહ્યું છે તેવા રીચીરોડના રસ્તાપર થઇને માણેકચોકની નજીકમાં તે જઇ પહોંચ્યો. પાસેની એક સુશોભિત મોટી હોટેલમાંથી એક યુવાન દોડતો નીકળ્યો અને જાણે કે કાવરો–બ્હાવરો બની ગયો હોય તેવી રીતે પાસેની ગલીમાં પેઠો. તેણે માથે બેંગલોર કેપ, શરીરે આલપાકાનો કાળો કોટ અને ઝીણું મલમલનું ધોતીયું પહેર્યું હતું. દેખાવમાં તો કોઇ ખરેખરો ખાનદાન જણાતો હતો. જે ગલીમાં તે પેઠો તે જ ગલીમાં રતિશંકરને પણ જવાનું હતું એટલે તે પણ તેની પાછળ ચાલ્યો. બંને જણ એકી સાથે ચિન્તુલાલના મેડા ઉપર ચડ્યા. પેલો યુવાન રતિશંકરની સામે જરા આશ્ચર્યથી જોઇ રહ્યો અને પછી ચિન્તુલાલને પૂછ્યું: "આ મિસ્તર કોણ છે?"

ચિન્તુલાલે કહ્યું: "એ આપણા નવા ગુમાસ્તા છે; કાંઇ ફીકર જેવું નથી."

પેલો યુવાન બોલ્યો: "યાર ચિન્તુલાલ! આજે બે રૂપીયાની પાનપટ્ટી જોઇએ. ચાલે તેમ નથી."

ચિન્તુલાલ બોલ્યો: "મારા લ્હેણા રૂપિયા આપે તે પહેલાં હું તને વધારે ધીરવાનો નથી. પચીસ રૂપિયા લ્હેણા નીકળે છે એ કાંઇ ખબર છે?"

"આજે બે રૂપિયાનું આપ; કાલે તને સત્તાવીશે રૂપિયા આપી દઉં; આજે ચેન નથી. યાર! ગમે તેમ કરીને આપવું પડશે!" પેલો કરગરતો બોલ્યો.

"તું ગમે તેટલું કહેને! આજે હું તને નહિ જ આપવાનો. તારા એવા તો કેટલાએ વાયદા ગયા. હવેના તારા વાયદા ઉપર હું વિશ્વાસ કરવાનો નથી."

"પણ મારા આવા વખતમાં શું તું કામ નહિ લાગે? શું તારા રૂપિયા હું ખોટા કરીશ?"

"હું જાણું છું કે તારા બાપ પાસે પાંચ લાખ રૂપિયા છે, પણ તે મારે શા કામના? મને તો મારા હાથમાં આવે તે જ રૂપિયા કામમાં લાગે; માટે હવેથી તારે મારી પાસે આવવું જ નહિ; સમજ્યો? જા, રસ્તે પડ, મારાં બીજાં ઘરાક આવતાં અચકાશે."

"અરર, પણ મને કાંઈ કાંઇ થાય છે. આઠ આના-રૂપિયાનું તો આપ, યાર! એટલી તો મારાપર દયા લાવ! હું ખરૂં કહું છું કે તારા રૂપિયા કાલે હું તને જરૂર આપીશ. આપ, ચિન્તુલાલ! મહેરબાની કરીને અત્યારે આપ! કાલે તારા રૂપિયા ના આપું તો તારૂં ખાસડું અને મારૂં મ્હોં!"

"પણ નકામું માથું શાને પકવે છે? તુ માથું ફોડીશ, તોપણ હું તને આપવાનો નથી! ઝટ માર્ગે પડ, નહિતો સાંભળીશ."

"લે, આ ઘડીયાળ રાખીને તો આપીશને?"

"ઘડીયાળને હું શું કરૂં? મને તો રૂપિયા જોઇએ."

"આપ, ભાઇ! આપ! કાલે તને રૂપિયા આપીને ઘડીયાળ પાછી લેઈ જઈશ! પણ અત્યારે મને જીવનદાન દે! અત્યારે જો તું મને કોકેન નહિ આપે, તો હું ઘેર પહોંચી શકવાનો નથી!" આ પ્રમાણે જ્યારે પેલાએ બહુ કાલાવાલા કર્યા ત્યારે **ચિન્તુલાલે** પોતાના ગજવામાંથી ચશ્મા રાખવાનું ચામડાનું ઘર કાઢ્યું અને તેમાંથી થોડું કોકેન કાઢીને તે પેલા યુવાનને આપ્યું.

"લે, આ બે રૂપિયાનું છે; કાલે સત્તાવીશ રૂપિયા લેતો આવજે, નહિતો ભરબજારમાં આબરૂ ગુમાવીશ."

"વારૂ," એમ કહેતો તે યુવાન તે સઘળા કોકેનને એક પાનબીડીમાં નાંખી ખાઈ ગયો અને બોલ્યો: "**ચિન્તુલાલ**! થોડો ચૂનો આપ!"

**ચિન્તુલાલ** ગુસ્સો કરતો બોલ્યો: "જા સાળા, અહીં તારા બાપે ક્યાંથી ચૂનો રાખી મેલ્યો હશે?"

યુવાન ચાલ્યો ગયો અને **રતિશંકર** તે સઘળું જોઇને મોટા વિચારમાં પડ્યો: "આટલું થોડું કોકેન પેલો એક પાનમાં ખાઇ ગયો! ઓ બાપ! **અમદાવાદમાં** કોકેન પાછળ રોજ કેટલા રૂપિયાનું પાણી થતું હશે? અને વળી જેને વ્યસન ચોંટે તેને તો ચાલે જ નહિ! દારૂ અને અફીણ કરતાંએ આ તો ભુંડું વ્યસન!" **રતિશંકર** આમ વિચાર કર્યે જતો હતો એટલામાં **ચિન્તુલાલે** કહ્યું: "આ બે પડીકીઓ માણેકચોકમાં **ચીમનલાલ** અને **હરિલાલ** નામના બે માણસોને આપી આવો. દરેક પડીકી

ઉપર દુકાનનો નંબર લખેલો છે અને તે દરેકની પાસેથી એક એક રૂપિયો લેવાનો છે.”

રતિશંકર તે પડીકીઓ લેઇને માણેકચોક તરફ ચાલ્યો. માર્ગમાં પેલો જે યુવાન્ ચિન્તુલાલની પાસેથી કોકેન લેઇ ગયો હતો, તેને રતિશંકરે એક પાનવાળાની દુકાને હથેળીમાં કળીચૂનો લેઇને ચાટતો જોયો. એક બાજુએ રતિશંકર ઊભો રહ્યો અને તેને ચૂનો ખાતાં જોઇ રહ્યો. એટલામાં બીજો એક જણ તેની પાસે આવ્યો અને બોલ્યો: “આજે કેટલું?” પેલાએ જવાબ આપ્યો: “બે રૂપિયાનું.”

“ત્યારે ચાલ આજે નાટકમાં.”

“પૈસા ન મળે.”

“પૈસા હું આપીશ.” એમ કહી બન્ને પોતાના તાનમાં ને તાનમાં વાતો કરતા ચાલ્યા. રતિશંકર તેમને દુઃખભરી દૃષ્ટિએ જોઇ રહ્યો. સામેની બંધ દુકાનોના ઓટલાપર પણ કેટલાક કોકેન જમેલા શોખીનોને તાનમાં બેભાન બનેલા રતિશંકર જોઈ રહ્યો. કેટલાકોને પાનમાં પોતા પાસેની પડીકીઓ ખાલી કરીને પછી પાન મ્હોંમાં મારી જતા તેણે જોયા. એકાદ બે નાના છોકરાઓ ત્યાં બેઠેલાઓને ગુપ્ત રીતે પડીકીઓ આપી જતા પણ જોવામાં આવ્યા અને રતિશંકર મનમાં પોકારી ઉઠયો: “બાપરે! અહીં તો કોકેનનું મોટું બજાર ભરાય છે ને શું? ઓ પ્રભુ! ઉછરતી પ્રજાની આ પ્રમાણે થતી પાયમાલી તું કેમ જોઇ શકે છે?” એમ વિચારીને સત્વર તે ચિન્તુલાલની પાસે પાછો આવ્યો.

ચિન્તુલાલે પૂછ્યું: “કેમ? આપી આવ્યા?”

રતિશંકર બોલ્યો: “ના, સાહેબ! લોકોને ખુહાર મેળવતી આવી વસ્તુ વેચનારની નોકરી મને જોઈતી નથી! ‘કોકેન’ તે એક પ્રકારનું ઝેર છે અને ઝેર ખવાડનાર ઉપર પ્રભુ રાજી કેમ રહે? આપને વ્યર્થ

તસ્દી આપવા માટે મને માફ કરજો." એમ કહી તેણે કોકેનની પડીકીઓ ચિન્તુલાલને પાછી સોંપી.

"અરે, પણ મિસ્તર!—

"માફ કરો સાહેબ! કોકેન ખાનારાની દશા જોઇને મને જે ત્રાસ પેદા થયો છે તે હું કોઈ પણ રીતે સહન કરી શકું તેમ નથી. અરેરે! તે બિચારા અજ્ઞાનીઓની શી દશા થશે?" એમ કહી ચિન્તુલાલના જવાબની પણ રાહ જોયા સિવાય રતિશંકર ત્યાંથી સત્વર ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૧૭ મું.

---

### ધર્મ અને અધર્મનું માપ શું?

"ધર્મ અને અધર્મનું માપ શું?" એ પ્રશ્ન રતિશંકરના હૃદયમાં આજે મોટો ઝગડો મચાવી રહ્યો હતો. ચિન્તુલાલ જેવો માણસ કે જે સરકારનો ગુન્હો કરીને લોકોને ઝેર ખવડાવે છે, તે પૈસા પેદા કરે છે, અને પોતા જેવો એક સુશીલ અને પાપભીરૂ કેળવાયલો યુવક નોકરીને માટે ફાંફાં મારે છે છતાં કોઇ સ્થળે ફાવતો નથી, તો પછી આ વિચિત્ર સંસારમાં ધર્મ અને અધર્મનું માપ જ કયાં રહ્યું: ચિન્તુલાલથી છૂટા પડયા પછી આ જ વિચાર તે કર્યા કરતો હતો. ધર્મનો પરાજય અને અધર્મનો જ વિજય થએલો પોતાના સંબંધમાં તે એક કરતાં વધારે વાર અનુભવી શકયો હતો અને તેથી ક્ષણે ક્ષણે સદ્‌ગુણી વર્તનમાંથી જય મળી શકશે કે કેમ તે માટે તેના ચિત્તમાં સંશય ઉત્પન્ન થતો હતો. રાત્રે ઘેર આવ્યા પછી તેણે 'કોકેન' વાળાની નોકરી કરવામાં સમાએલા જોખમ વિષે કિશોરીને કાંઈ સંભળાવ્યું અને કિશોરીએ પણ અનુમતિ આપી કે "એવા પાપના પૈસા ખાનારની નોકરી ન કરવી: તે જ વધારે સારૂં!" નોકરી

મેળવવાને હવે શું કરવું તેના વિચારથી અર્ધનિદ્રિત અવસ્થામાં રતિશંકરે તે રાત્રિ ગાળી.

પ્રભાત થયું એટલે રતિશંકર પોતાના પડોશી નૌત્તમલાલની પાસે ગયો અને કહ્યુ: "નૌત્તમલાલભાઇ! ચિન્તુલાલની નોકરી કરવામાં તો મારૂં દિલ વધતું નથી. બહુ જોખમભરેલી નોકરી છે અને–"

"નહિ, નહિ, તેમાં જોખમ કાંઈ જ નથી."

"પણ બીજી રીતે પણ હું તે નોકરી કરવા ઇચ્છતો નથી અને તેથી મેં ચિન્તુલાલને ના પણ કહી દીધી છે. કોકેન જેવી નુકસાનકારક ચીજ લોકોને વેચીને તેમાંથી પૈસા પેદા કરવા તે કાર્યને હું અનીતિ લેખું છું અને તેવી અનીતિમાંથી પૈસા મેળવતાં હું ડરૂં છું." રતિશંકરે પોતાનું દિલ ખુલ્લું કર્યું.

"તમે પણ ભલા માણસ છો! એમાં અનીતિ શી છે? દારૂ શું નુકસાનકારક નથી? અફીણ શું ફાયદાકારક છે?"

"તે પણ નુકસાનકારક છે અને તેથી તો એક દારૂવાળાની નોકરીને મેં છોડી દીધી છે. વળી કોકેનને હું અફીણ અને દારૂ કરતાં વધારે નુકસાનકારક ગણું છું, દારૂ અને અફીણ તે ખાનારના શરીરને જેટલું નુકસાન કરે છે, તેટલું નુકસાન કરવા ઉપરાંત કોકેન એટલું વધારે નુકસાન કરે છે કે તેથી પૈસાની મોટા પ્રમાણમાં ખુહારી થાય છે! પાંચ રૂપિયાનું અફીણ એક માણસ ખાઇ શકતો નથી, પણ પાંચને બદલે દસ રૂપિયાનું કોકેન તે એક પાનપટ્ટીમાં ખાઇ જાય છે! કહો, એટલી નુકસાનકારક ચીજ વેચનાર દલાલ હું કેવી રીતે બની શકું?"

"વારૂ, ત્યારે જેવી તમારી મરજી. મેં તો મારાથી બન્યું તે કર્યું છે." નૌત્તમલાલે કહ્યું.

"તે માટે હું આપનો આભારી છું. બીજે કોઇ સ્થળે આપની જાણમાં નોકરી હોય તો મને બતાવજો." રતિશંકરે કહ્યું.

"વારૂ, જોઇશ. એક મીલમાં મારા એક મિત્ર મેનેજર છે, તેમને હું આજે મળવા જનાર છું. ત્યાં કોઈ ખાલી જગ્યા હશે તો તે માટે તેમને પૂછીશ. સાંજે મને પાછા મળજો."

"બહુ સારૂં; મળીશ." એમ કહી રતિશંકર ગયો. નોત્તમલાલ પાછળ મનમાં બરબડ્યો: "આવાં વેદિયાં ઢોર અને નીતિનાં પૂતળાં શું સંસાર ચલાવી શકવાનાં છે?"

* * * * *

સાંજ પડી અને રતિશંકર નોત્તમલાલને ત્યાં તેને ફરીથી મળવાને ગયો. નોત્તમલાલ તે વખતે તુરતમાં બહારથી આવેલો જણાતો હતો અને કપડાં ઉતારતો હતો. તેણે રતિશંકરને જોઇને કહ્યું: "આવો, મીસ્તર રતિશંકર!"

"જી હા, પછી આપ આપના મિત્રને મળ્યા હતા કે?"

નોત્તમલાલ સ્વસ્થતાથી ચટાઇ ઉપર બેસતાં બોલ્યો: "હા, હજી ત્યાંથી જ ચાલ્યો આવું છું. કાંઈક ગોઠવણ થઇ શકે તેમ છે ખરૂં. હું ધારૂં છું કે કાલે તમે મારી સાથે આવો; હું તમને મેનેજરની રૂબરૂ મુલાકાત કરાવી આપું."

"તો આપની મોટી મહેરબાની!" રતિશંકર ઉપકારવશ થતો બોલ્યો.

"એમાં મહેરબાની શાની? મારે કાંઇ તમને થોડું જ આપી દેવાનું છે? આ તો પડોશી અને મિત્રદાવે મારાથી તમારૂં જેટલું હિત થાય તેટલું કરવું એમ ધારી તમારે માટે બે આંટા ફેરા ખાઉં; આપણે તો મનુષ્ય પ્રાણી કહેવાઇએ; આપણાથી બીજાઓ ઉપર શું ઉપકાર થઈ શકવાના હતા ભાઇ?"

"તે આપની લાયકી છે, પણ ખરેખર આપે મારે માટે બહુ તસ્દી લીધી છે. હું આપનો આભાર ન માનું તો કૃતઘ્ન જ ગણાઉં."

"વારૂ, એ તો ઠીક; પણ હવે તમે કાલે સ્હવારે આઠ વાગતાં તૈયાર થઈ રહેજો. આપણે સાથે સાથે ત્યાં જઇશું અને તમને મેનેજરની ઓળખાણનો લાભ મળશે."

"વારૂ." કહી રતિશંકર ચાલ્યો ગયો. નોત્તમલાલના સુસ્વભાવને માટે તેના મનમાં ઘણી સારી લાગણી ઉત્પન્ન થઈ અને તેના પ્રયાસથી પોતે જરૂર કોઇ સારી નોકરીમાં જોડાઇ જશે તેવી તેને ખાત્રી થઇ.

બીજે દિવસે સ્હવારમાં નોત્તમલાલ અને રતિશંકર અમદાવાદમાં સુપ્રસિદ્ધ લેખાતી "હિંદ ઉદ્યોગ વિવર્ધક મીલ"ના મેનેજર મી. રામચરણદાસને મળવા જવા માટે નીકળ્યા. રામચરણદાસ મૂળ લખનૌના વાસી હતા અને અલાહાબાદ યુનિવર્સિટીના ગ્રેજ્યુએટ હતા. વ્યાપારી કેળવણી તેમણે મેળવી હતી અને છેલ્લા દશ વર્ષના અનુભવથી મીલની મેનેજમેન્ટ વગેરેના કામકાજમાં પૂરેપૂરા પ્રવીણ લેખાતા હતા. વયમાં ચાળીશેક વર્ષના દેખાતા હતા અને મીલનસાર તથા પ્રમાણિક હતા. નોત્તમલાલને રામચરણદાસ સાથે ગાઢ મિત્રાચારી જેવું કાંઇ નહોતું, પરન્તુ એક વાર લખનૌથી આવતાં રામચરણદાસ અને નોત્તમલાલનો ગાડીમાં સમાગમ થઇ ગયેલો તથા સંસારસુધારા વિષે વાદવિવાદ નીકળતાં વિધવાવિવાહની આવશ્યકતાની બાબતમાં બન્નેના વિચાર મળતા પડ્યા, ત્યારથી ટુંકો પરિચય સારી ઓળખાણના રૂપમાં ફેરવાયો હતો. નોત્તમલાલે એક વિધવા સાથે પુનર્લગ્ન કરીને સંસાર સુધારો કરી બતાવ્યો છે એમ જાણવાથી રામચરણદાસના મનમાં તેને માટે તથા તેના સુસ્વભાવ વિષે કાંઇક ખાત્રી પડી હતી. ત્યારપછી કોઈ કોઇ વાર નોત્તમલાલ રામચરણદાસને મળવા જતો અને તે ભલો ગૃહસ્થ નોત્તમલાલનો સત્કાર કરી ગુજરાતી

મંડળમાં સંસારસુધારાની કેવી ગતિ ચાલે છે તે વિષે ખબર અંતર પૂછતો.

આજે નૌત્તમલાલ પોતાની સાથે રતિશંકરને લેઇને રામચરણદાસની પાસે જઇ પહોંચતાં જ રામચરણદાસે તેનો સત્કાર કર્યો. રતિશંકરે સલામ કરી અને રામચરણદાસે પણ મસ્તક નમાવી તેનો સત્કાર કર્યો. નૌત્તમલાલ અને રતિશંકર રામચરણદાસની સામે જ ખુરશીપર ગોઠવાયા. નૌત્તમલાલે પોતાની વાતના મુદ્દાથી જ શરૂઆત કરતાં કહ્યું: "જે ગૃહસ્થને માટે આપને ગઇ કાલે મેં વાત કરી હતી તે જ આ પોતે છે. તે મેટ્રીક્યુલેટેડ છે અને કામકાજમાં પ્રવીણ છે. તેમને જ નોકરીની જરૂર છે."

"હા, કાલે તમે તે બાબત મને કહ્યું હતું ખરૂં. પણ મેં હજી સેક્રેટરીને તે બાબત કાંઇ પૂછી જોયું નથી; કઇ જગ્યા ખાલી છે, કેવાં માણસની જરૂર છે તે સઘળું મારે તેમને પૂછવું જોઇએ." રામચરણદાસે કહ્યું.

"હા, બરાબર છે, હું તો એમને આપની ઓળખાણ માટે જ અત્યારે લાવ્યો છું; ભલે, તપાસ ન કરી હોય તો હવે પછી તપાસ કરીને ખબર આપજો." નૌત્તમલાલે કહ્યું: "વારૂ; પછી આપને લખનૌની પેલી વિધવા સુધારિણી સભાના કાંઇ ખબર મળ્યા કે?"

"શું ખબર આવવાના હતા? એનું કપાળ! વિધવાઓને પુનઃ ઘરસંસારમાં જોડયા વિના તેઓ શું વિધવાઓની સ્થિતિ સુધારી શકવાના હતા વળી?" રામચરણદાસ બોલ્યા.

"એ તો એક નિશ્ચય જ છે કે વિધવાઓ જ્યાંસુધી પુનર્લગ્ન કરતી થશે નહિ, ત્યાંસુધી આર્ય સંસાર પોતાનું પ્રાચીન સ્વરૂપ ધારણ કરી શકવાનો નથી." રતિશંકર તરફ ફરીને નૌત્તમલાલે કહ્યું: "ત્યારે, રતિશંકર! તમે હવે જાઓ. ભાઇ સાહેબ આપણને તપાસ કરીને ખબર આપશે."

"વારૂ" કહી, રામચરણદાસને સલામ કરી, રતિશંકર ગયો. નૌત્તમલાલ વાતચીત કરતો ત્યાં જ બેસી રહ્યો.

* * * * *

સાંજ પડી. નૌત્તમલાલે ઘેર આવતાં જ રતિશંકરને પુનઃ પોતાની પાસે બોલાવ્યો. રતિશંકર ઉત્સુકતા સાથે તેની પાસે ગયો અને કહ્યું: "કેમ, મારૂં શું કામ છે?"

"તમને એક વાત કરવાની છે." એમ કહી નૌત્તમલાલ સ્વસ્થતા સાથે ચટાઇપર બેઠો અને રતિશંકરની સામે જોઇને ધીમેથી બોલ્યો: "આજે તમે રામચરણદાસ પાસેથી ગયા ત્યારપછી મને તેમણે એક વાત કહી. મીલમાં જગ્યા તો રૂ. ૪૦ ના પગારની ખાલી છે. મેં તમને પહેલાં પણ નહોતું કહ્યું કે એક જગ્યા છે? વાંધો એ છે કે નોકરી આપતાં રામચરણદાસના પોતાના જ પેટમાં દુઃખે છે. તમે ગયા પછી તેમણે મારી પાસે પોતાનું પેટ ખુલ્લું કર્યું."

"એમાં એમને શામાટે પેટમાં દુઃખવું જોઇએ? એ વાત કાંઇ મારા સમજવામાં આવી નહિ." રતિશંકર ઉત્સુક ભાવથી બોલ્યો.

"પેટમાં દુઃખવાનું તો એમ કે મેનેજર સાહેબ જરા મોટા મ્હોંના છે. મહીને ત્રણસો રૂપિયા પગાર મળે છે, તોએ લોભનો થોભ નહિ!" નૌત્તમલાલે મ્હોં હાવકું રાખીને કહ્યું.

"મને નોકરી આપવાના સંબંધમાં એમનો શું લોભ છે?"

"લોભ તે બીજો શો હોય? તમને નોકરી આપે તેમાંથી કાંઇક પાનપટ્ટીની આશા રાખે. જુઓને, મેટ્રિક થએલા તો ઘણાએ રખડે છે; એકદમ કાંઈ ચાળીસ રૂપિયાની નોકરી થોડી જ મળે છે?" નૌત્તમલાલ બોલ્યો.

આ સાંભળીને રતિશંકરનું મ્હોં લેવાઇ ગયું. તે બોલ્યો: "અરેરે!

નોત્તમલાલભાઇ! દુનિયા બહુ સ્વાર્થી અને કપટી છે હોં! આટલો પગાર મળે, મોટા ઓદ્ધાપર હોય, કેળવણીમાં ગ્રેજ્યુએટ થયા હોય, તોપણ મારા જેવા ઓછા પગારના નોકર પાસેથી પણ લાંચ લેવાની આશા કરે! એવાં પાપી કામો કરે, છતાંએ પ્રભુ તેમને જ શ્રીમંત બનાવે છે, તેમને જ બુદ્ધિ આપે છે અને સર્વ વાતે તેમને જ સુખી કરે છે! કહો, હવે ધર્મનું અને અધર્મનું માપ શું?"

"ખરેખર, દુનિયા પાપીઓથી જ ભરેલી છે અને તેથી બીજાઓને પણ સંસારમાં વધતું ઓછું પાપ કરી વ્યવહારમાં રહેવાની જરૂર પડે છે! શું કરીએ? સારી નોકરી મેળવવાને લોભે કોઇને પાંચ-પચીસ લાંચના પણ ખવરાવવા પડે! પાપીઓથી પાનું પડયું તો થોડું પાપ પણ કરી લેવું પડે!"

"ભલે ત્યારે, તમારી સલાહ હું કબૂલ રાખું છું. વરસ દહાડા સુધી મારા પગારમાંથી હું તેમને પાંચ પાંચ રૂપિયા આપતો જઇશ." રતિશંકરે કહ્યું.

"અરે, તેમ માનતા હોય તો જોઇએ શું? તમે તો પાંચ કહો છો, પણ હું તો દશ કહી ચૂકયો તોએ તેમણે માન્યું નહિ. મારા મનમાં એમ કે જાણે ચાળીસને બદલે ત્રીશનો જ પગાર મળતો હતો એમ સમજશે; પણ એમ તો તેમણે લેવાની જ ના કહી. નોકરી આપ્યા પહેલાં આગળથી રૂ. ૩૦૦ ની આખી રકમ માગે છે, તેનું હવે કેમ કરવું?"

"તો થઇ રહ્યું; મારા ભાગ્યમાં એ નોકરી મેળવવાનું નહિ જ લખ્યું હોય અને આપની મહેનત પણ વ્યર્થ જવાની લખી હશે; નહિતો રામચરણદાસ જેવા માણસને આવું પાપકર્મ કેમ સૂઝે? મારી પાસે જો ત્રણસો રૂપિયા લાંચ આપવા માટે હોય તો પછી હું આવી નોકરી જવા દેવાને શામાટે તૈયાર થઉં?"

"એ તો ખરૂં; પણ જો કાંઇ જોગવાઇ કરો તો સારૂં, કારણકે ત-

મને ફરીથી આવી સારી નોકરી મળી શકવાની નથી." નૌત્તમલાલે આગ્રહ કરતાં કહ્યું.

"પણ તમે જ કહો કે હું શું જોગવાઇ કરૂં ? પારકી મદદ મેળવીને હું ભણ્યો છું અને નોકરી પણ પહેલવહેલી જ કરવા બહાર પડ્યો છું, તો મારી પાસે કેવી રીતે જોગવાઈ હોઈ શકે ?"

"એમ તો સૌ કાંઈ નાણાવટીની પેઠે રૂપિયા બાંધીને તો થોડા જ બેઠા છે ? કાંઈ આડી અવળી જોગવાઇ કરો તો વળી બને. દેશમાંથી મંગાવો, કે કોઇ મિત્રના ઉછીના લો, એમ કાંઇક કરો."

"દેશમાં તો મારી ડોસીને અનાજના પણ વાખા છે. પૈસા આપે એવો મારો કોઇ મિત્ર અહીં છે નહિ. ઘરેણામાં ફક્ત મારી સ્ત્રીની એક કંઠી છે અને તે પણ ફક્ત બસો રૂપિયાની કીંમતની છે. બીજું ઘરેણું પણ કાંઇ નથી."

"સો રૂપિયા ઓછા હશે, તે બાબત તો હું રામચરણદાસને શરમાવીને મનાવીશ. પણ જો તમે તેમને કંઠી મોકલી આપવાની હિંમત ધરી શકતા હો, તો રોકડા રૂપિયાની જ કાંઇ જરૂર નથી."

રતિશંકરે ઉંડો નિઃશ્વાસ નાંખ્યોઃ "અરેરે ! બિચારી કિશોરીનું એકનું એક ઘરેણું પણ મારે લૂંટી લેવું ! અને તે ન લઉં તો ચાળીસ રૂપિયા જેવી સારી નોકરીનો ચાન્સ ગુમાવું !" એમ મનમાં વિચારી તેણે નૌત્તમલાલને કહ્યું: "તે બાબત તો હું તમને ઘરનો મત લેઇને ચોક્કસ જણાવી શકું."

"ભલે, તેમ કરો. પણ એટલું ધ્યાનમાં રાખજો કે સારા પગારની નોકરીમાં તમે જોડાશો, એટલે પછી તેવી જ કંઠી તમે માત્ર એક વર્ષમાં નવી મેળવી શકશો અને નોકરી તો કાયમની મળી ગઇ સમજો. આ સઘળી વાત હું માત્ર તમારા જ લાભની કહું છું."

"તે બાબત તો મારી ખાત્રી છે અને તમે મારા પર જે ઉપકારો કર્યા છે, તેનો બદલો હું કોઈ પણ રીતે વાળી શકું તેમ નથી." રતિશંકર બોલ્યો.

"મારા મનમાં તો માત્ર એટલું જ કે આટલી મહેનત કરતાંએ જો તમે નોકરી ભેગા થઇ જાઓ તો સારૂં; ભલા, મારી મહેનત બર આવે અને તમારૂં પણ કામ થાય."

"જી હા." એમ કહી રતિશંકર ઘેર ગયો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### છેલ્લું સાધન!

ઉત્સુક કિશોરી સ્વામી તરફથી કાંઇ પણ નવીન ખબર મેળવવાને હમેશાં આતુર ને આતુર રહેતી. નોત્તમલાલ જેવા પરોપકારી અને સજ્જન પડોશીની મહેનતથી પોતાના સ્વામી ક્યાંક નોકરીપર ચડી જશે એવી તેને દૃઢ આશા હતી અને તેથી નોત્તમલાલે સ્વામીને શામાટે બોલાવ્યા હશે તે ખબર જાણવાને રતિશંકર ઘેર આવતાં જ તેણે પૂછ્યું: "કેમ, શું કામસર તમને બોલાવ્યા હતા?"

દુર્ભાગી રતિશંકરનું વદન અમદાવાદમાં આવ્યા પછી દશ બાર દિવસને બાદ કરતાં બાકીના સઘળા દિવસ ગમગીનીમાં જ રહ્યું હતું. અત્યારે પણ પુનઃ તેના વદન ઉપર ગમગીની જોવામાં આવી, પણ તે ગમગીની કોઇ વિશેષ કારણને લીધે હશે એમ કિશોરી સમજી શકી નહિ. કિશોરીના પ્રશ્નના ઉત્તરમાં "વળી એક બીજી મુશ્કેલી આડી આવી છે" એમ રતિશંકરે કહ્યું અને કિશોરીની જવાબ સાંભળવાની ઉત્સુકતા શોકાતુરતામાં ફેરવાઇ ગઇ.

ધીરેથી અને કાંઇક નિરાશાસુચક સ્વરથી તે બોલી: "એની વળી શું મુસ્કેલી આવી છે?"

નોત્તમલાલે પોતાને કહેલી સઘળી વાત રતિશંકરે કિશોરીને ટૂંકામાં કહી સંભળાવી, અને કહ્યું: "ચાળીસ રૂપિયાની નોકરીનો ચાન્સ છે અને ત્રણસો રૂપિયા એ રામચરણદાસ પોતે જ જે નોત્તમલાલના મિત્ર છે તે લાંચના માગે છે; બોલ, હવે તે બાબતમાં તું શું સલાહ આપે છે?"

"જ્યારે રામચરણદાસ નોત્તમલાલના મિત્ર છે, ત્યારે નોત્તમલાલ તેમને સમજાવી શકે નહિ? આપણી પાસે તો ક્યાં પૈસા છે કે આપણે લાંચ આપીને નોકરી લઇએ?" કિશોરી ઓશિઆળું મ્હોં કરીને બોલી.

"નોત્તમલાલ કહે છે કે ઘણું સમજાવ્યા છતાં રામચરણદાસ માનતા નથી. તે તો કહે છે કે ત્રણસોમાં થોડા ઘણા ઓછા હોય તો ભલામણ કરીને ચલાવી શકું, પરન્તુ બિલકુલ તો નહિ ચાલે."

"ત્યારે આપણે એ નોકરી નથી જોઇતી. લાંચ આપવી એ પણ પાપનું કામ તો ખરૂંસ્તો!" કિશોરીએ સલાહ આપી.

રતિશંકર તે સાંભળીને જરા ચીડાયો. તે બોલ્યો: "મોટી ધર્મની ઢીંગલી બની ગઇ છે, પણ આમ ને આમ નોકરી વિના ક્યાંસુધી ચલાવવું તે હવે કહીશ? મને તો નથી લાગતું કે અમદાવાદમાં કોઇ પણ ધર્મનો પૈસો પેદા કરતું હોય; સૌમાં થોડો-ઘણો અધર્મ-અનીતિ તો ખરાં જ ખરાં."

"એમ કાંઇ હોય? સૌ અધર્મ આચરતું હોય તો દુનિયા ટકે જ નહિ."

"પણ તું મારો પોતાનો જ દાખલો જોને? જ્યાં જ્યાં હું નીતિ અને ધર્મને રસ્તે ચાલવા ગયો, ત્યાં ત્યાં હું નોકરીમાંથી પાછો જ પડ્યો છું! લોંગ સાહેબ, રૂમજ્જોરજી કડાકુટીયા, નરોત્તમદાસ શેઠ, ચિન્તુલાલ

એ સૌને ત્યાં નોકરીમાં રહેવા ગયો પણ ત્યાંથી નાસીપાસી મળી તેનું કારણ મોટે ભાગે તારી ધર્માનુસાર ચાલવાની સલાહ જ હતી. દુનિયામાં ધર્મ અને અધર્મનું માપ જ ક્યાં છે તે મને કહીશ ?"

"નાથ, તમે ધર્મને એટલો બધો ઉતારી પાડો નહિ. કોઇ પ્રસંગે ધર્માચરણ કરનારો ખત્તા પણ ખાય, પરન્તુ છેવટે ધર્મનો વિજય જ થવાનો એ નક્કી સમજજો." કિશોરીએ પોતાની દલીલને આગળ લંબાવી.

રતિશંકર તિરસ્કારથી બોલ્યો: "જોયો જોયો હવે ધર્મનો વિજય! મને તો તેમાં હવે જરાએ આશા રહી નથી. મારા મનમાં તો એમ છે કે આ લાંચ આપતાં પાછી પાની કરવી નહિ અને ચાળીસ રૂપિયાનો નોકરીનો પ્રસંગ ખોવો નહિ."

"પણ તમારી પાસે રૂપિયા ક્યાં છે કે તમે લાંચ આપશો ?"

"રૂપયા નથી, પણ તારી કંઠી છે ને ? તે આપ અને તેથી ચાલી શકશે એમ નોત્તમલાલ કહે છે." રતિશંકરે પોતાનું હૃદય ખુલ્લું કર્યું.

"પણ–પણ–" કિશોરી આગળ બોલતાં અટકી.

રતિશંકર બોલી ઉઠ્યોઃ "એમાં પણ–પણ શું કરે છે ? તારા પિયેરની કંઠી છે અને તે આપવી પડશે. જો ન આપવી હોય તો ના કહે: મારી કંઠીને કામમાં લેજો એમ કહેતી વખતે શી ખબર કે તારા મનમાં શુંએ હશે ?"

પોતાની ઉપર સ્વામીએ કરેલા આ અચાનક હુમલાથી કિશોરી કમ્પી ઉઠી. સ્વામીના શબ્દો સાંભળીને તેની આંખમાં જળજળીયાં ભરાઇ આવ્યાં: "નાથ ! મેં તમને કંઠી આપવાની ક્યારે ના કહી છે કે તમે મને આમ એકાએક ઉતારી નાંખો છો ? મારા પિયરની તે કંઠી તો મારી કોટમાં હોય ત્યાંસુધી જ મારી છે; તમારે તે ઉપયોગની હોય તો તમારી જ છે; પણ હું તમને ફરી ફરીને કહું છું કે આ કામમાં છેવટે વિજય નહિ

મળે હોં ! શું નોત્તમલાલ જેવા સજ્જને પણ તમને લાંચ આપવાની સલાહ આપી છે ?"

"ત્યારે શું હું તારી પાસે જૂઠું જ બોલું છું ? જો મને કંઠી આપવામાં તારે કાંઇ વાંધો નથી, તો પછી શામાટે મારી મરજીની વિરૂદ્ધ તું સલાહ આપે છે ?" રતિશંકર ભ્રકુટી ચડાવતો બોલ્યો.

"તે સલાહ તમને ગેરવાજબી લાગે તો તેને ન ગણકારો; પણ તમારી પાસે એ શબ્દો બોલવાનો મને જે અધિકાર છે, તે ખૂંચવી લેવા જેટલા કઠોર તમે ન થાઓ !"

રતિશંકર ચીડાઇને વ્યંગમાં બોલ્યોઃ "હા, હું કઠોર છું, તું કોમળ છે; એ દોઢડહાપણ મને જોઇતું નથી. કંઠી ન આપવાનાં આ બધાં વલખાં છે તે હું સારી પેઠે સમજી શકું છું. ઠીક, રહેવા દે; મને તેની કાંઇ જરૂર નથી. મને ખબર નહિ કે રતિશંકર કંઠીની બસો રૂપિયાની કીંમત કરતાં પણ હલકો હશે !"

કિશોરી રડી પડી. તેની આંખોમાંથી ચોધાર આંસુ ઝરવા લાગ્યાં. તે આંખો લૂછતી બોલીઃ "શી ખબર, તમે આજ કેમ આટલા નિર્દય બની ગયા છો ? કંઠી હું આપીશ; નાથ ! હું સ્વાર્થી અને કંઠીની સગી છું એમ કહીને હવે મને વધુ રડાવશો નહિ ! એ કંઠી મારી નહિ પણ તમારી જ છે અને તે હું તમને આપીશ, પણ આ જીંદગીની મુસ્કેલીના વખતમાં જીવનને ટકાવી રાખવાનું તે માત્ર એક જ સાધન છે અને છેલ્લું છે ! તમારી પાસે બીજી કાંઇ સંપત્તિ નથી; મારી ગરીબડી માતા એથી વધારે મને બીજું કાંઇ આપી શકી નથી; તે છેલ્લું સાધન પણ આપણે આમ નાંખી દઇશું તો પછી મુસ્કેલીના વખતમાં આ અજાણ્યા પ્રદેશમાં આપણે શું કરીશું ?"

કિશોરીનાં નેત્રામાંથી ખરતાં અશ્રુઓએ કઠોર બનેલા રતિશંકરને



"લ્યો, આ કંઠી, આ આપણું છેલ્લું સાધન, આ મારી ગરીબડી માતાની એકની એક પ્રસાદી!"

પૃષ્ઠ ૧૧૩.

કાંઇક કોમળ બનાવ્યો. તે મૃદુ ભાવપૂર્વક બોલ્યો: “ઘેલી! ચાળીસ રૂપિયાના પગારમાંથી આપણે થોડા વખતમાં પાછી તેવી કંઠી ખરીદી લેઇ શકીશું. હું સમજું છું કે આપણી જીંદગીનું એ એક છેલ્લું સાધન છે, પણ જ્યારે આપણને તેની જરૂર જ પડી ત્યારે પછી બીજો શું ઉપાય? જો કોઇ મિત્ર તરફથી મને એટલા રૂપિયા કરજપર મળી શકે તેમ હોત, તો હું એ છેલ્લું સાધન આમ નાંખી દેવા કદિ તૈયાર થાત નહિ.”

“એ ખરૂં; પણ હવે શાંતિપૂર્વક મારૂં થોડું કહેવું સાંભળશો? આટલો વખત તમે નોકરી વિના રહ્યા; ઘણી નોકરીઓ ગુમાવી, અને મારૂં માનીને આ વખતે પણ આ અધર્મી નોકરીને જવા દો. ધ્યાનમાં રાખો કે આપણે આપણું ભાગ્ય વેચી ખાધું નથી; પણ આ જોખમમાં અને પાપમાં પડવું રહેવા દો; મારી ગરીબડી માતાની એકની એક પ્રસાદીથી મને વિખૂટી નહિ પાડો!”

“ધર્મ અધર્મની વાત તું હવેથી મને કદિ સંભળાવીશ નહિ; હવે હું તે નહિ માનું. કહે જોઇએ તેમાં હું શું પાપ કરૂં છું? લાંચ લેનાર પાપી ગણાય, પણ તેથી મને શું?”

“અને પાપ કરવાના સાધનરૂપ થનાર પાપી ન ગણાય?” કિશોરીએ પ્રશ્ન કર્યો.

“એ બધું તત્ત્વજ્ઞાન તું ભણી હોય તો સાચવીને બેસી રહે; મારે તે નથી જોઇતું; કંઠીથી વિખૂટાં ન પડાતું હોય તો ના કહી દે, એટલે થયું!”

“અરેરે!” પુનઃ છલકાતી આંખે કિશોરી બોલી: “શું હજીએ તમે એમ માનો છો કે હું કંઠી આપવામાં આનાકાની કરૂં છું? લ્યો, આ કંઠી, આ આપણું છેલ્લું સાધન, આ મારી ગરીબડી માતાની એકની એક પ્રસાદી!” એમ કહીને એકદમ કિશોરીએ કંઠીને પોતાની કોટમાંથી કાઢી

સ્વામીની કોટમાં પહેરાવી દીધી! પહેરાવતાં તેની આંખોમાંથી ઝરેલાં અશ્રુએ સ્વામીના પગનું પ્રક્ષાલન કર્યું.

રતિશંકર ત્વરા સાથે તે કંઠી લેઇને નૌત્તમલાલની પાસે ગયો અને કંઠી તેને આપીને કહ્યું: "લ્યો, નૌત્તમલાલ! મારી જીંદગીનું આ છેલ્લામાં છેલ્લું સાધન અને હું ગરીબનો તે મોટામાં મોટો દ્રવ્યસંચય! ખરેખર, મને આ કંઠી આપતાં બહુ દુઃખ થાય છે; મારી સ્ત્રીના દુઃખનો તો પાર નથી; પણ શું કરૂં? નોકરીને અર્થે અને વળી એક હિતસ્વી તરીકેની તમારી સલાહને માન્ય રાખીને હું આમ કરૂં છું."

"કાંઇ ફીકર નહિ, સારા પગારની નોકરીમાંથી તમે ભવિષ્યમાં એવાં સેંકડો સાધનો મેળવી શકશો. એમાં ગભરાઓ છો શાને? આ કંઠીની સાથે સ્હવારે જ હું રામચરણદાસ પાસે જઇશ અને ત્રણસો રૂપિયાને બદલે બસો રૂપિયાની આ કંઠીથી જ ચલાવી લેવાને યોગ્ય ભલામણ પણ કરીશ. તમારે સાથે આવવું હોય તો સ્હવારે તૈયાર થજો."

"નહિ, નહિ, આ કામ એવું છે કે મારી રૂબરૂમાં ન થવું જોઇએ, કારણકે લાંચ હમેશાં એવી હોય છે કે માણસ માત્ર તે લેવાને હાથ લંબાવતાં શરમાય છે. માટે તમે એકલા જ જજો. તમે પૂછતા આવજો એટલે પછી હું તેમને મળીશ અને તે કહેશે ત્યારે નોકરીપર હાજર થઇશ."

"વારૂ, તેમ કરીશું; ત્યારે કાલે બપોરે જ તમે મને મળજો. તે જે ઉત્તર આપશે તે હું તમને કહીશ." નૌત્તમલાલે કહ્યું.

બન્ને જણ છૂટા પડયા. કિશોરીને તે રાત્રિ શોકમાં ગઇ. ગમગીન બાળાને તે રાત્રે રતિશંકરે બોલાવી નહિ. પ્રભાત થયું. જોત જોતાંમાં બપોર થયા. રતિશંકર નૌત્તમલાલને મળવાને તેને ઘેર ગયો, પણ બારણે ખંભાતી તાળું વાસેલું હતું!

# પ્રકરણ ૧૯ મું.

## આફતનો આંચકો.

નૌત્તમલાલના ઘરને બારણે મોટું તાળું વાસેલું જોઇને રતિશંકરને કાંઇક નવાઇ લાગી. તેણે અનુમાન કર્યું કે નૌત્તમલાલ હજી રામચરણદાસને ત્યાંથી પાછો ફર્યો નહિ હોય અને તેની સ્ત્રી બીજે કયાંય કાંઇ કામસર ગઇ હશે. તે ઘેર પાછો આવ્યો. કિશોરી સ્વામી ઉપર ગુસ્સે થઇ નહોતી, પરન્તુ પોતાની માતાની પ્રસાદી—એકની એક કંઠીના વિયોગથી તેના અંતઃકરણમાં બહુ દુઃખ થતું હતું, અને તેથી તે ઘણી ઘણી વાર હૃદય ભરાઈ આવતાં રડી પડતી હતી. કિશોરીના આ મનોદુઃખને માટે રતિશંકરને લાગી આવતું હતું ખરું, તોપણ તેના દુઃખનિવારણનો કાંઇ પણ ઉપાય હાથ લાગે તેમ નહોતું.

બે કલાક વધારે ગયા અને બપોરના બે વાગ્યા; પુનઃ રતિશંકરે નૌત્તમલાલના ઘરની તપાસ કરી, તોપણ તે બંધ જ માલૂમ પડયું ! આ વખતે તે કાંઇક ચમકયો. "શું કાંઇ કારણસર નૌત્તમલાલ રામચરણદાસને ત્યાં જ રોકાઇ ગયો હશે ?" "શું ચંદ્રમતી પણ તેવે જ કોઈ સ્થળે રોકાઇ ગઇ હશે ?" "પણ ત્યારે અત્યારસુધી બન્નેમાંથી કોઈ પણ પાછું ન ફરે એ કેમ બને ?" આવા આવા તરંગો સાથે તે પુનઃ ઘેર પાછો ફર્યો. મનમાં કાંઇક ગભરાટ પેસવા લાગ્યો. "નૌત્તમલાલ દાગીના સાથે ક્યાંય સપડાઇ ગયો હશે ?" "રામચરણદાસે કબૂલ ન કરવાથી કાંઇ વધારે આગ્રહ કરવાને તેને રોકાવું પડયું હશે ?" એવા એવા અનેક વિચારો મગજમાં ઉઠયા પણ કોઇ પ્રકારના નિર્ણય ઉપર અવાયું નહિ. વળી બે કલાક રોકાઇને તેણે પુનઃ તપાસ કરી, તોપણ મકાન બંધ જ હતું ! નૌત્તમલાલના ઘરની સામે એક વૃદ્ધ ગરીબ ડોસી રહેતાં હતાં તે

પોતાને ઓટલે બેઠાં બેઠાં દાળ વીણતાં હતાં. રતિશંકરે તેમને પૂછ્યું: "નૌત્તમલાલને ઘેર તાળું કેમ વાસ્યું છે?"

ડોસી બોલ્યાં: "શી ખબર પડે? આજ તો ધણીધણીઆણી કોઇ દેખાયું નથી. હું પરોઢમાં નાહીને મહાદેવની પૂજા કરવા ગઇ ત્યારે પણ ઘેર તાળું વાસલું હતું. રાત્રે ક્યાંક ગયાં હોય તેમ લાગે છે!"

રતિશંકર ચમક્યો: "શું ખરેખર તમે પરોઢિયે પણ તાળું જ જોયું હતું?"

"હા, મારી આંખે મેં તાળું જ જોયું હતું; રતિશંકરભાઇ! હું ઘરડી થઈ છું ખરી પણ મહાદેવજીની કૃપાથી મારી આંખોનું તેજ તો જરાએ ઘટયું નથી હોં!"

રતિશંકરના ચિત્તમાં એક નવીન ગભરાટ પેઠો. નૌત્તમલાલની વર્તણુકને માટે તેના ચિત્તમાં મોટો સંશય પેઠો. પોતાની કંઠી રામચરણદાસને નહિ આપતાં નૌત્તમલાલે જ ખાઇ જવાનો પ્રયત્ન કેમ કર્યો ન હોય, તેવો વિચાર પણ ઉઠયો અને ભયથી શરીર કમ્પી ઉઠયું. મગજમાં ભ્રમણા પેઠી અને "ઓ પ્રભુ! હવે મારૂં શું થશે?" એવા અંતરૂના પોકાર સાથે તે ઘેર આવ્યો. લાગલો જ કપડાં પહેરીને તે રામચરણદાસની પાસે જવા નીકળ્યો. માર્ગમાં નૌત્તમલાલ જે ઘરમાં રહેતો હતો તે ઘરના માલેકનું ઘર આવ્યું ત્યાં રતિશંકરે પૃચ્છા કરી પણ ત્યાંથી નૌત્તમલાલનાં કાંઇ ચોક્કસ ખબર મળી શક્યા નહિ.

અર્ધી કલાકમાં તે રામચરણદાસને ઘેર પહોંચ્યો પણ ત્યાંથી ખબર મળ્યા કે રામચરણદાસ ઓફીસમાં હતા. રતિશંકર ઓફીસમાં ગયો અને ઓફીસમાં સઘળે તેની તીવ્ર આંખ ફરી વળી પણ ક્યાંય નૌત્તમલાલ જોવામાં આવ્યો નહિ. રામચરણદાસને સલામ કરીને તે એક બાજુએ બેઠો અને રામચરણદાસે માથું હલાવી તેની સલામનો સ્વીકાર કર્યો.

થોડી વારે રામચરણદાસે પોતાના લખવાના કામમાંથી નવરા પડીને પૂછ્યુંઃ "કેમ, મી. રતિશંકર! ખુશીમાં છો ને?"

"જી હા. આપની સાથે મારે કેટલીક ખાનગી વાતચીત કરવાની છે." રાતશંકરે નમ્રતાપૂર્વક કહ્યું.

"ભલે કહો."

"પણ તેને માટે એકાંતની જરૂર છે." રતિશંકરે કહ્યું.

"ત્યારે ચાલો મારા મકાને." એમ કહી રામચરણદાસ ઉઠયા અને તેની પાછળ રતિશંકર પણ ઉઠયો. રામચરણદાસનું રહેવાનું મકાન મીલના કમ્પાઉન્ડમાં જ બાંધેલું હતું. બન્ને ત્યાં ગયા અને રામચરણદાસ પોતાના દિવાનખાનામાં જઇને બેઠા. રતિશંકરે એક ખુરશીપર બેઠક લેતાં કહ્યુંઃ "સાહેબ! અહીં આપના મિત્ર નોત્તમલાલ આવ્યા હતા?"

"ના, નથી આવ્યા; પણ આજે હું તમારી તરફ ખબર કહેવરાવવાનો હતો કે નોકરીને માટે જે જગ્યા ખાલી હતી તે વહેલી ભરાઇ ગઇ છે; એટલે હવે તમારે માટે સગવડ નહિ કરી શકવાને માટે હું દિલગીર છું." રામચરણદાસે જવાબ આપ્યો.

"સાહેબ! પણ મારા તરફથી મોકલાવવામાં આવેલી બક્ષીસ આપને મળી?"

"બક્ષીસ? મને બક્ષીસ? શેની બક્ષીસ? તમારૂં કહેવું હું કાંઇ સમજી શકતો નથી!" રામચરણદાસે એકદમ ચમકી જઇને પૂછ્યું.

ગભરાટનું એક વિશેષ કારણ રતિશંકરના હૃદયમાં સ્ફૂર્યું. તે બોલ્યોઃ "સાહેબ! અવિનય માફ કરશો, પણ હું મારો અહેવાલ જરા વિસ્તારથી કહું છું. નોત્તમલાલે મને એવું સમજાવ્યું હતું કે આપને જો હું ત્રણસો રૂપિયા લાંચના આપું તો આપ મને ઓફીસમાં ચાળીસ રૂપિયાના પગારની નોકરી આપી શકો તેમ છો."

"શું ? નૌત્તમલાલને મેં લાંચ લેવાનું કહ્યું હતું ? મોટો બદમાશ !" રામચરણદાસે ક્રોધથી આંખો કાઢીને કહ્યું.

રતિશંકરે નિઃશ્વાસ નાંખી કહ્યુંઃ "ઓ પ્રભુ ! ત્યારે હું પાયમાલ થઈ થઇ ગયો છું ! નૌત્તમલાલે મને ઠગીને ખુહાર મેળવ્યો છે ! સાહેબ ! ત્યારે મારૂં સર્વસ્વ એ બદમાશે લૂંટી લીધું છે ! મેં મૂર્ખાએ લુંટાવી દીધું છે !"

"પણ શું થયું ? તે હરામખોરે તમને કેવી રીતે ઠગ્યા ? મને આપવા માટે એ હરામખોરને શું તમે ત્રણસો રૂપિયા સોંપ્યા છે ?"

"નહિ સાહેબ ! પણ હું ગરીબનું અમૂલ્ય દ્રવ્ય જે બસો રૂપિયાની એક કંઠી હતી તે મેં નૌત્તમલાલને ગઇ રાત્રે આપી હતી અને આજે તે અમદાવાદમાંથી નાસી ગએલો જણાય છે !"

"ઓ ગૉડ ! તે હરામખોર મને પણ તમારી પાસે બદનામ કરી ગયો !"

"સાહેબ ! પણ હું તો હવે આ ગભરાટથી મરી જ જવાનો ! મારી જીંદગીનું એકનું એક સાધન તે દાગીનો હતો અને તે પણ મારી સ્ત્રીનો હતો જે તેને તેની માતા તરફથી મળેલો હતો ! તેના મતની વિરૂદ્ધ થઇને મેં લાંચ આપી નોકરી લેવાની આ મૂર્ખાઈ આદરી અને હું તે ભયંકર ઠગાઇનો ભોગ થઈ પડયો છું !" રતિશંકરના હૃદયપર ગભરાટનો બોજો એકાએક વધી પડયો. છાતી ભરાઈ આવી. કંઠ રૂંધાઈ ગયો. આંખમાંથી અશ્રુ-બિંદુઓ ખરી પડયાં. શરીર ચેતનહીન થવા લાગ્યું અને ગાત્રો નરમ થઇ ગયા. કપાળપર સ્વેદ-બિંદુ ઝમી આવ્યાં. રતિશંકરની આ ગભરાટભરેલી સ્થિતિને માટે કોમળ હૃદયના અને કેળવાએલા સજ્જન રામચરણદાસને બહુ જ દયા આવી. નોકરીના ઉમેદવાર એક બિચારા ગરીબ યુવકને એક મીઠાબોલો બદમાશ ઠગી ગયો અને તેમ કરવામાં તેણે પોતાના નામને અને પોતા સાથેની ઓળખાણને સાધનભૂત બનાવી, તેથી રામચરણદાસને લાગી આવ્યું.

રતિશંકરને આશ્વાસન આપતાં રામચરણદાસે કહ્યું: "હશે, મીસ્તર! જે થયું તે થયું! અલબત્ત તમને તમારી મૂર્ખાઇનો જ બદલો મળ્યો છે, પણ તમારી સ્થિતિ ખરેખર મને દયા ઉપજાવે છે."

આંસુથી છલકાતી આંખે તે મેટ્રિક થએલો યુવક બોલ્યો: "સાહેબ! દુનિયાની કાળી બાજુનો અનુભવ મેં મેળવ્યો નથી અને તેથી જ નોત્તમલાલના મીઠાબોલાપણા ઉપર વિશ્વાસ મેલીને હું ઠગાયો છું. તેમ જ લાંચ આપવા હું તૈયાર થયો તે પણ મારી મૂર્ખાઇ જ. પરન્તુ આ હતાશ થએલું હૃદય હવે તૂટી જ પડશે. આ ગરીબ સેવકની આપને દયા આવતી હોય, તો કૃપા કરીને મને આપના હાથ નીચે નોકરી આપો. બન્ને તરફની નાસીપાસીમાં જીવન ટકાવવાનું હવે મારે માટે મુસ્કેલ છે!"

તે યુવકની આજીજીથી રામચરણદાસનું હૃદય પણ ભરાઇ આવ્યું. દુઃખથી તેમનું મ્હોં પણ ઓશિઆળા સરખું બની ગયું. તેમણે કહ્યું: "મી. રતિશંકર! તે માટે હું દિલગીર છું. નોકરીની જગ્યા નહિ હોવાથી હું તમને નોકરી આપી શકતો નથી. એક માણસ નકામી રીતે વધારે રાખવો અને તેના પગાર જેટલું ખર્ચ શેઠને નકામું કરાવવું તેવી લુણહરામી કરવાની મને ટેવ નથી; પરન્તુ મને તમારી સ્થિતિની ખરેખર દયા આવે છે, અને તેથી તમારી બસો રૂપિયાની કંઠી ગઇ તે બસો રૂપિયા હું તમને મારા પદરના આપવા તૈયાર છું! ધન ગુમાવવાથી તમને જે દુઃખ થાય છે તે દુઃખમાંથી તમને મુક્ત કરવાને હું તમને એટલી બક્ષીસ આપવા ધારૂં છું અને તે બક્ષીસ લેઇને તમારી ગમગીનીને તમે દૂર હાંકી કાઢો."

ઉપકારના બોજા તળે દબાએલો રતિશંકર એકદમ રામચરણદાસને પગે પડ્યો અને બોલ્યો: "માફ કરો, સાહેબ! હવે આપની સજ્જન-

તાનો અવધિ થયો! આપ ખરેખરા દયાળુ છો અને તે માટે હું આ-પનો આભારી છું; પરન્તુ આપની પાસેથી મારી મૂર્ખાઈની ઉલટી કીં-મત લેવા હું નથી ઇચ્છતો. આપ મને નોકરી આપી શકો નહિ, તો થયું! પણ આપની પાસેથી મારી કંઠીની કીંમત જેટલા રૂપિયા હું લઉં, તે અન્યાય હું નહિ કરી શકું; મને માફ કરો."

"રતિશંકર! તે બક્ષીસ તમે લો, તેમાં તમે કાંઇ ખોટું નથી ક-રતા. પ્રભુકૃપાથી મને એટલું મળે છે કે તેમાંથી બસો રૂપિયા તમને આપ્યે કાંઇ મોટો ખાડો પડી જવાનો નથી!"

"નહિ સાહેબ! હું મૂર્ખાને બદલે કોઇ અપંગ જીવોને દાન–પુણ્ય કરવામાં જ તે રકમ ખર્ચશો તો તેનું સાર્થક્ય થયું લેખાશે! હવે હું જ-ઇશ, સાહેબ! મારૂં ભાગ્ય સઘળી દિશાએથી ફરી વળ્યું છે તેમાં આપ શું કરો?" એમ કહી રતિશંકર ત્યાંથી ઉઠીને ચાલતો થયો. રામચરણ-દાસ તેની દયાજનક સ્થિતિનો વિચાર કરતા કરતા ઓફીસમાં ગયા.

* * * * *

સાંજ પડી ગઇ હતી. ગામ બહાર સંધ્યાના અજવાળાનો કિંચિત્ ભાસ હતો પણ રતિશંકર પોતાની દુઃખભરેલી સ્થિતિનો વિચાર કરતો કરતો ધીમે પગલે શહેરમાં પેઠો તે વખતે અંધકાર ફેલાઇ ગયો હતો. મ્યુનિસિપાલીટીના દીવા થઇ ગયા હતા. મીલના મજુરોનાં ટોળેટોળાં ગામમાં પેસતાં હતાં અને ગામના લોકો ગામ બહાર ફરવા જવાને ચાલ્યા જતા જોવામાં આવતા હતા. આથી આવનાર જનારને જલદીથી માર્ગ પસાર કરી જવામાં જરા મુશ્કેલી નડતી હતી. સાંકડા જાહેર રસ્તાવાળું અમદાવાદ અને ગાડીઓ તથા સાયકલો બેશુમાર; એટલે રાહદારીઓને જવા આવવામાં વધારે મુશ્કેલી પડે તે સ્વાભાવિક છે. પોતાની સ્થિતિના જ વિચારમાં મશગુલ થએલો રતિશંકર નિઃશ્વાસોપર નિઃશ્વાસો નાંખતો

એક ધ્યાનમાં ચાલ્યો જતો હતો એટલામાં ધમધમાટ કરતી એક મોટોર પાછળ દોડી આવી. ડ્રાઇવરે બ્યુગલ બજાવ્યું કે તુરત રાહદારીઓ બાજુએ થઈ ગયા અને શ્રીમંતોની સગવડ સાચવવાને પોતે અગવડ વેઠવા જેટલી નમનતાઇ બતાવવાને તૈયાર થયા. મોટોરને પાછળ આવતી જોઇને લોકો બાજુએ થઇ ગયા પણ રતિશંકરનું ધ્યાન તે તરફ નહોતું. તે તો પોતાના દુઃખમય ધ્યાનમાં ને ધ્યાનમાં ચાલ્યો જતો હતો. મોટોર પૂરસપાટામાં દોડી જતી હતી અને રતિશંકર જાણે કે બેભાન બની ગયો હોય તેમ રસ્તામાંથી દૂર ખસ્યો નહિ, તેમ જ પાછું વાળીને નજર પણ કરી નહિ ! ડ્રાઇવર વિશ્વાસમાં રહ્યો કે બ્યુગલ સાંભળીને તે દૂર ખસી જશે એટલે તેણે મોટોરની ઝડપમાં જરા પણ ઘટાડો કર્યો નહિ અને જોતજોતાંમાં રતિશંકરને આંચકો લાગતાંથી સાથે તે ભોંયપર અથડાઇ પડયો. એક પગ અને એક હાથપર થઇ મોટોર ચાલી ગઇ અને સખ્ત પછાડ સાથે મોટોરનો માર લાગવાથી તે આંતર્ દુઃખ સાથે શારીર દુઃખનો પણ ભોગ થઇ પડયો ! મોટોર પોતાની ઝડપ વધારીને બમણા જોરથી નાસી ગઇ. કોની મોટોર હતી તે પણ કોઇ લોકના ધ્યાનમાં રહ્યું નહિ અને લોકો રતિશંકરને પડેલો જોતાં જ તેને મદદ કરવાને આસપાસ ફરી વળ્યા.

---

## પ્રકરણ ૨૦ મું.

---

### ઠકાવટીના બ્રાહ્મણોની ન્યાત.

નૌત્તમલાલની ઠગાઇના સંશયથી ગભરાએલો રતિશંકર કપડાં પહેરીને જેવો બહાર નીકળ્યો કે તુરત જ તારખાતાનો સિપાઇ રતિશંકરના નામના તારના પરબીડીયા સાથે તેને ત્યાં આવી પહોંચ્યો. કિશોરીએ સહી

કરી આપી અને તાર લીધો. એક અંગ્રેજી ભણેલા પડોશી પાસે વંચાવ્યો તો તારમાં નીચે પ્રમાણે લખેલું માલુમ પડયું:

"ન્યાત આવતી કાલે મળશે; તમારો ચુકાદો હાથ ધરાશે; માટે તુરત આવો. લી. રામબાઇ."

કિશોરી સમજી કે તે તાર પોતાની મા તરફથી આવ્યો હતો અને ન્યાત આગળ નિર્દોષ ઠરવા માટે પોતાના સ્વામીને બોલાવવામાં આવ્યા છે.

* * * * *

આજે સ્હવાર થતાં જ ધાંચજો કુંકાવટીમાં બ્રાહ્મણોનાં જેટલાં ઘર હતાં તે દરેક ઘેર ફરીને સમાચાર આપી આવ્યો કે રાત્રે ચોરામાં રામબાઇના જમાઇ બાબત વિચાર કરવાને ન્યાત મળનાર છે. કુંકાવટીમાં બ્રાહ્મણોનાં ૨૧ ઘર હતાં અને તેમાં મોટો ભાગ ખેતી કરતો હતો. થોડાં ઘર ગોરપદા ઉપર અને યજમાનવૃત્તિ ઉપર નિર્વાહ કરતાં હતાં અને તેઓ આખી કુંકાવટીમાં પવિત્ર અને વિદ્વાન્ મનાતા હતા. ગામના લોકો કહેતા કે "રામભટના શાસ્તરી ગેનાન આગર તો કારીદા કવિએ પાણી ભરે!" જોકે રામભટ ન્યાતના પટેલિયા નહોતા, પણ એમની વાકચાતુરી, હાજરજવાબી અને સંસ્કૃતનાં પ્રમાણો આગળ સૌ કોઇ દબાઇ જતા અને તેથી રામભટનો બોલ કોઇથી ઉથાપી શકાતો નહિ. ન્યાતનો પટેલ રામભટને મળતા આ માનથી મનમાં બળતો, પણ તેનાથીએ રામભટની સામે થઇ શકાતું નહિ.

અમદાવાદથી બપોરે નીકળતી ગાડી કુંકાવટીથી ચાર માઇલપર આવેલા એક સ્ટેશનપર બપોરે ત્રણ વાગતાં પહોંચતી એટલે લગભગ ચારથી પાંચ વાગ્યાને સુમારે રતિશંકર કુંકાવટી પહોંચવો જોઇએ એવું રામબાઇએ અનુમાન કરી રાખ્યું હતું. જો રાત્રિની ગાડીએ રતિશંકર નીકળે તો સ્હવારમાં જ તે કુંકાવટી પહોંચી જાય, પણ રાત્રના વખતે નીકળવાનું

જો રતિશંકર પસંદ ન કરે, તો મોડામાં મોડો સાંજના પાંચ વાગતાં તો તે પહોંચવો જ જોઇએ. વળી રાત્રે ન્યાત એકઠી થવાની એટલે રતિશંકરે સાંજે તો ત્યાં આવી પહોંચવું જોઇએ. જોતજોતાંમાં બપોર થયા. રામબાઇ પોતાના જમાઇના આગમનની આતુરતાથી રાહ જોઇ રહી. “વખત થયો છે, હવે રતિશંકર આવી પહોંચવા જોઇએ.” એવો વિચાર કરતાં કરતાં રામબાઈ કેટલીક વાર ખડકીની બહાર નજર કરી જતી પણ રતિશંકર નજરે પડતો નહિ એટલે નિરાશા સાથે પાછી ફરતી. એક વાર પાણી ભરવાને તે તળાવપર ગઇ તો અર્ધો કલાક સુધી તળાવની પાળ ઉપર ઊભી રહીને દૂર દૂર પાધરમાં નજર કરી, પણ રતિશંકર તો આવતો જણાયો નહિ. સાંજ પડી જવા આવી હતી, અને રાત પડતાં જ ન્યાત એકઠી થવાની હતી. આ વખતે રતિશંકર આવી પહોંચવો જ જોઇએ, છતાં આવ્યો નહિ તેથી રામબાઇને ચિંતા થવા લાગી.

“મેં ઠરાવી ઠરાવીને કહ્યું હતું કે મારો તાર મળે કે તુરત આવજો, પણ આવ્યા નહિ! શી ખબર, શા કારણથી કે શું સમજણથી નહિ આવ્યા હોય! કાગળની પેઠે તાર પણ ક્યાંય ગેરવલ્લે તો નહિ પડ્યો હોય? ઠેકાણું તો મેં બરાબર લખાવ્યું’ તું: પણ પરભુ જાણે શું થયું હશે!” એવા વિચારો સેંકડો વાર રામબાઇના મનમાં ઉભરાઇ આવ્યા. રાત પડવા આવી પણ રતિશંકર ન આવ્યો! રામબાઇને અંગ્રેજી ભણેલા જમાઈ ઉપર જરા ક્રોધ પણ ચડ્યો! તે બિચારીને શી ખબર કે પોતાના જમાઇ ઉપર અમદાવાદમાં આફતોનો વરસાદ વરસી રહ્યો છે?

છેવટે રાત પડી અને ચોરામાં કંકાવટીના બ્રાહ્મણોની ન્યાત મળી. રામબાઇ પણ એક ખૂણામાં ઘુમટો તાણીને બેઠી. ત્યાં રામબાઇ વિના બીજું કોઈ બૈરું નહોતું. ન્યાતમાં બૈરાંઓ આવે એવો રીવાજ હોતો નથી,

પરન્તુ જ્યારે આરોપી તરીકે બૈરૂં પોતે હોય અથવા આરોપીની સાથે બૈરાંને નિકટનો સંબંધ હોય, અને કોઈ પુરૂષ બૈરાં તરફથી જવાબ આપવા આવી શકે તેમ ન હોય, ત્યારે પોતે ન્યાતમાં આવે અને ઘુમટો તાણીને ન્યાતની સમક્ષ જવાબ આપે. આવી રીતે રામબાઈ પણ ન્યાતમાં હાજર થઇ હતી.

રામભટને દક્ષિણા તરીકે પોતાની એક કંઠી રામબાઇ આપી ચૂકી હતી એટલે પોતાનો જમાઈ નિર્દોષ ઠરશે, એવી તેના મનમાં ખાત્રી હતી. રતિશંકર વખતસર આવી પહોંચ્યો હોત તો વધારે સારૂં હતું, પરન્તુ ન આવ્યો તોપણ રામભટ તેનો સારી પેઠે બચાવ કરશે એવી રામબાઇને આશા હતી. ન્યાત મળવાની હતી તે પહેલાં રામભટને તેના પુત્ર કામેશ્વરે પૂછ્યું હતું કે “ બાપા ! રતિશંકરને બરાબર સપડાવ્યો છે ને ? ”

“ હા, બેટા ! તારા બાપમાં તે કાંઇ ખામી આવે ખરી કે ? બરાબર સપડાવ્યો છે. ત્રણ ન્યાતો જમાડે નહિ, તો તેને પાવન થવા દેવો નહિ એમ મેં તો ધાર્યું છે. ”

“ ના બાપા ! પાંચ ન્યાત અને એક તીર્થયાત્રા થવી જ જોઇએ. દારૂ પીવાનું પાપ કાંઇ નાનું સૂનું સમજો છો ? ”

“ એ તો તું જોને, વખત આવ્યે જોઇ લેવાશે; હું કાંઇ એ બચ્ચાજીને છોડવાનો નથી. ” રામભટ બોલ્યા.

ન્યાત એકઠી થઇ રહી એટલે ધાંયજાને ન્યાતના પટેલે હુકમ કર્યો કે આજની કોરટ (!) એકઠી થવાનું અને તેમાં નીકળનાર મુકર્દમાનું વર્ણન ન્યાતમાં જાહેર કરવું ! એટલે ધાંયજો બોલ્યો: “ આજની કુંકાવટીના બામણની નાત એકઠી થૈ સે તેમાં રામબાઇના જમૈયે આમદાવાદમાં દારૂ પીધેલો તે બાબત નીવેડો લાવવાનો સે. ”

પટેલ બોલ્યા: “ રામબાઈ ! તમારા જમાઇ રતિશંકર તો અહીં

આવ્યા જણાતા નથી એટલે તેમના બચાવની બાબતમાં તમારે જે કાંઇ કહેવું તે અમે સાંભળીશું. પણ તમે જાણો છો કે તમારા જમાઇએ અમદાવાદમાં પારસી દારૂવાળાની દુકાનમાં પેસીને દારૂ પીધો અને તેના બે સાક્ષી છે.”

કામેશ્વર બોલી ઉઠયો: “પહેલો સાક્ષી હું અને બીજો દાનો. રતિશંકરને અમારી દીવા જેવી આંખોએ કાચના પ્યાલામાંથી રાતું પાણી પીતાં જોયો છે.”

“પણ એ બાબતની ચોકસી કરવાને તો રામભટને ન્યાતે અમદાવાદ મોકલ્યા’તા; તે શું ખબર લેઇને આવ્યા?”

કામેશ્વર ઉતાવળો થઇને બોલી ઉઠયો: “એમાં તે શી ખબર બીજી લાવવાની હતી? દારૂ પીધો તેની કોણ ના પાડી શકે તેમ છે?”

રામબાઈ બોલ્યાં: “કેમ રામભટ! તમે અમદાવાદ જઇને શું તપાસ કરી?”

ન્યાતના પટેલ બોલ્યા: “હા, ખરી વાત છે! તપાસ કરવાનું કામ આપણે ભટજીને સોંપેલું; તેમની વાત સાંભળ્યા વિના આપણાથી કાંઇ નક્કી થાય નહિ.”

રામભટ બોલ્યા: “સાંભળો! હું તો અહીંથી ગાડીએ બેઠો. મુસાફરી કરવાને માટે ગાડી એ બહુ મજાનું સાધન છે, પણ વાંધો એ છે કે તેમાં મુસલમાનો, ઢેડ, ચમાર સૌ એકઠા બેસે છે એટલે આભડછેટનો વાંધો આવે છે; પરન્તુ સૌ જાણો છો કે **सर्वं खल्विदं ब्रह्म** એટલે આખું જગત્ બ્રહ્મસ્વરૂપ હોવાથી આપણે ગાડી જેવા સુખરૂપ સાધનનો લાભ લેતાં માણસ માણસમાં કાંઇ ભેદ સમજતા નથી, એટલે ગાડીમાં બેસવામાં મેં કાંઇ વાંધો જોયો નહિ.”

બ્રાહ્મણોની ન્યાતની ચર્ચા સાંભળવાને રસ્તે જતા બે-ત્રણ ઢેડીયા

ચોરાના ઓટલા પાસે ઊભા રહેલા, તેમાંનો એક બોલી ઉઠયો: "હાચું કો'છ મોંબાપ!"

રામભટ પોતાની મુસાફરીનું વર્ણન આગળ લંબાવતા બોલ્યા: "પછી તો થોડી વારમાં હું અમદાવાદને સ્ટેશને ઉતર્યો. શું બહાર? **जयति जयति देवी गुर्जरी राजधानी** ગુજરાત દેવીની એ રાજધાનીમાં શું ખામી હોય? રાત્રિનો વખત, વિજળી જેવા દીવા ઝળકી રહે, આકાશમાં ચંદ્ર ચળકી રહે, ગાડી ઘોડા અને સાઇકલનો પાર નહિ, મારા મનમાં તે એમ કે હું સ્વર્ગમાં આવીને બેઠો છું!"

કામેશ્વર અધીરો થતો બોલ્યો: "પણ બાપા, ઝટ કહોને પછી તમે શું કર્યું?"

"પછી તો હું અમદાવાદની રચના નિહાળવા લાગ્યો. શહેરના માર્ગો એવા કે જાણે સોપારી ભાંગી શકાય! માર્ગોની ગુંચવણી એવી કે જાણે વૃંદાવનની કુંજની ભુલભુલામણી જોઇ લો! પોળોનાં નામ એવાં કે યાદ રહે તો એના જ બાપના સમ! વળી તે નામોમાંએ **यथा नामा तथा गुणाः** નું પ્રમાણસિદ્ધ વચન સાચું જ પડે!"

આ નકામા વર્ણનથી કાયર થઇ ગએલો એક બ્રાહ્મણ બોલી ઉઠયો: "પણ ન્યાત કાંઇ અમદાવાદનો ઇતિહાસ સાંભળવા બેઠી નથી! માટે મુદ્દાની વાતપર આવો."

રામભટ ઘાંટો કાઢીને બોલ્યા: "ન્યાતે પોતે મને અમદાવાદ મોકલ્યો'તો અને તે મને બધો અહેવાલ કહેવા સૂચવે છે માટે મારે અથથી તે ઇતિસુધી સઘળું વર્ણન કહેવું પડશે; તમારે ન સાંભળવું હોય, તો જાઓ હું કાંઇ કહેતો નથી. **मौन्यं सर्वार्थसाधनम्** એવું પ્રમાણસિદ્ધ વચન છે."

ન્યાતનાં પટેલ બોલ્યા: "ના, ના, ભટજી! એમ તમે ગુસ્સો શાને

કરો છો ? પણ જરા મુદ્દાની વાત કરો તો ઠીક, સમજ્યાને ? નકામી વાત લંબાવવામાં શું માલ ?"

ભટજી વધારે ગુસ્સો કરતા અને પટેલની સામે વાઘ જેવું મ્હોં કરતા બોલ્યા: "ઠીક, ઠીક, અમને તો બધું નકામું જ આવડે છે, ત્યારે મોકલવો'તો કોઇ કામગરાને ! જાઓ, મારે કાંઇ ન્યાત આગળ કહેવું જ નથી; મુદ્દાની વાત આવડશે એ હવે ન્યાતની આગળ કહી સંભળાવશે ! ખરૂં છે કે **अंधस्य दीपो बधिरस्य गीतम्** બ્હેરા આગળ ગીત ગાવું અને તમારી આગળ વાત કહેવી તે બરાબર છે."

પટેલ આ સાંભળીને છેડાયા. તેમણે જરા ભવાં ચડાવીને કહ્યું: "ભટજી ! જરા મ્હોં સંભાળીને બોલો ! તમે આખી ન્યાતને બ્હેરી કહીને તેનું તમે અપમાન કર્યું છે, માટે તે વિષે પણ વિચાર કરવો પડશે."

ન્યાત વચ્ચે ભટજીનો બહુ કરપ પડતો અને આજ તેમનું આટલું અપમાન થયું તેથી તેમને બહુ લાગી આવ્યું. રામભટ એકદમ ઊભા થયા અને બોલ્યા: "બહુ સારૂં બહુ, મોટો પટેલિયો થઇને ડરાવવા આવ્યો છે તે ? ઓળખછ મને ? બેટાજી ! કોઈ વાર દાવમાં આવીશ તો–"

કામેશ્વરે પોતાના પિતાને વધારે આડું અવળું નહિ બોલવા દેવાને મ્હોં આડા હાથ દીધા અને તેમને હેઠા બેસારવાને બહુએ પ્રયત્ન કર્યો પણ ભટજી બેઠા નહિ. કેટલાક ઊભા થઇ ગયા અને કેટલાક બેસી રહ્યા. અને થોડી વારમાં હોહા વધી પડી. સૌ ભટજીને સમજાવવા લાગ્યા પણ ભટજી બોલવા મંડી ગયા: "બસ, મારે ન્યાતને કાંઇ કહેવું જ નથી; ભલે તે એકલો ન્યાય કરી વાળે; બસ, તમે મને જવા દો, હવે હું ન્યાતની વચ્ચે નહિ બેસું."

"અરે, ભટજી ! પણ એમ તે થાય ? જરા શાંત થાવ. મારૂં સાંભળો તો ખરા. ન્યાત તો ગંગા છે—"

"બસ હું જઇશ, મને ઘેર જવા દો." એમ કહેતા ભટજી ન્યાતની વચ્ચેથી ચાલ્યા જવા લાગ્યા અને કેટલાકો તેમને સમજાવીને બેસાડવાને ગડમથલ કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૨૧ મું.

---

### બાપ દીકરા વચ્ચે ઝગડો.

ભટજીને બહુ બહુ સમજાવીને—બહુ બહુ મનાવીને છેવટે ન્યાતની વચ્ચે લાવીને બેસાડ્યા. મ્હોં ચડી ગયેલું, નસકોરાં ફૂલી ગએલાં, આંખો લાલ બનેલી, ક્રોધથી શરીર કમ્પી ઉઠતું, એવી સ્થિતિમાં રામભટનું સ્વરૂપ બહુ જ વિકરાળ દેખાવા લાગ્યું. પટેલ પણ ગુસ્સાના માર્યા કાંઇક બોલવા જતા હતા, પણ બીજા બ્રાહ્મણોએ તેમને વારી રાખ્યા એટલે તે મુંગા બેસી રહ્યા. થોડીક વાર સુધી સૌ ચુપકીથી બેસી રહ્યા, એટલામાં એક વૃદ્ધ બ્રાહ્મણે કહ્યું: "ભટજી! હવે તમારો અહેવાલ ફરીથી શરૂ કરો."

બીજા એકાદ બે જણાઓએ પણ ભટજીને બહુ બહુ આગ્રહ કર્યો, ત્યારે પુનઃ ભટજીએ પોતાનું લાંબું કથાનક કહેવાનું શરૂ કર્યું: "અમદાવાદની પોળોનાં નામ પૂછતો હું તો એક ઉંડી ગલીચીવાળી પોળમાં ગયો, ત્યાં રતિશંકરનું ઘર મને જડ્યું. રતિશંકર ઘેર નહોતો, એટલે તેની પત્ની કિશોરી તે આપણા ગામનાં રામબાઇની પુત્રીએ મારો સત્કાર કર્યો. પતિની ગેરહાજરીમાં સ્ત્રીએ પતિનું કાર્ય કરવું જોઇએ, કારણ કે સંસારમાં પતિને સ્ત્રી **કાર્યેષુ મંત્રી, કરણેષુ દાસી** રૂપ છે એવું પ્રમાણસિદ્ધ વચન છે."

"વારૂ પછી?" કોઇએ પ્રશ્ન પૂછ્યો.

"રતિશંકરે દારૂ પીધો છે એટલે તે અપવિત્ર થઇ ગયો છે એમ મેં સાંભળ્યું હતું, એટલે તેનું ઘર પણ અપવિત્ર બનેલું લેખાય. એવા અપવિત્ર ઘરમાં કિશોરીએ બહુ આગ્રહ કર્યો છતાં મેં ઉતારો કર્યો નહિ. રાતની રાત ધર્મશાળામાં પડી રહ્યો પણ તેને ત્યાં તો મેં ઉતારો કર્યો જ નહિ. બીજે દિવસે એના પડોશીના ઘરમાં મને ઉતારો આપવામાં આવ્યો ત્યારે જ હું ત્યાં રહ્યો! અપવિત્ર સ્થાનમાં નિવાસ કરવો તે પાપ કર્મ છે એવું પ્રમાણુસિદ્ધ વચન છે."

કામેશ્વર અધીરાઇથી એકદમ બોલી ઉઠયો: "પણ બાપા! તમે જે વાત કહેવાની છે તે કહેતા નથી; જલ્દી કહોને કે પછી રતિશંકરની બાબતમાં તમે તપાસ શું કરી?"

રામભટ એકદમ પુત્ર ઉપર ગુસ્સો કરતા બોલ્યા: "બેસને હવે, દોઢડાહ્યલીના! બહુ ડહાપણદાર થયો છે તે વચ્ચે શું બોલે છે? તારા કરતાં અમારામાં કાંઇક વધુ ડહાપણ હશે!"

એક જણ બોલ્યો: "પણ ભટજી! રતિશંકરને ઘેર તમે ઉતારો ન કર્યો પણ સીધું તો તેના ઘરનું જ જમ્યા કે નહિ?"

ભટજી ગભરાયા, તોપણ તે ગભરામણ બહાર નહિ દર્શાવતાં એકદમ બોલી ઉઠયા: "અરે નારે ના! જેનું ઘર અપવિત્ર થયું તેના ઘરના સીધું તે જમાય જ કેમ? 'જેવું અન્ન તેવો ઓડકાર' એવું પ્રમાણુસિદ્ધ વચન છે: તેનું અપવિત્ર અન્ન ખાઇએ તો આપણે પણ અપવિત્ર થઇએ."

"ખરી વાત કહી, પછી શું બન્યું?"

"પછી તો ગામમાંથી વેચાતુ સીધું લાવીને હું જમ્યો. સાંજે રતિશંકર ઘેર આવ્યો, એટલે મારે તેની સાથે વાતચીત કરવી પડે તેમ હતું પણ **न पश्येत् मद्यपीडलम्** એવું પ્રમાણુસિદ્ધ વચન હોવાથી મેં મારી આંખો આડો પડદો રાખીને તેની સાથે વાતચીત કરી."

કામેશ્વર બોલ્યોઃ " શું વાતચીત કરી ? "

" વાતચીત તો ઘણીએ કરી. પહેલાં તો મેં તેના ખબર અંતર પૂછ્યા. ક્યાં નોકરી છે, શું પગાર મળે છે વગેરે પૂછ્યું. વાતચીત કરતાં તો તે બહુ જ ભલો યુવક જણાયો. બોલતાં તો મ્હોંમાંથી ફૂલ ઝરે એવી મીઠી તેની વાતચીત. સંસ્કૃત અને ધર્મના જ્ઞાનમાં તો બહુ આગળ વધેલો જણાયો. મારા મનમાં તો એમ થઇ આવ્યું કે આવો હુશિયાર અને ડાહ્યો બ્રાહ્મણનો છોકરો દારૂ પીએ એ તો કળિયુગનો ચમત્કાર જ કહેવાય ! "

કામેશ્વર બોલી ઉઠયોઃ " પણ બાપા ! એ અંગ્રેજી ભણેલો ખરોને ? એટલે પીએ તેમાં શું નવાઇ ? "

" પછી મેં તેને દારૂ પીવા સંબંધી વાત પૂછી. ન્યાત તરફનો ઘણો ડારો દીધો. ઝટ વાત માની જાય તો થોડી સજામાં છૂટકારો થઇ જશે અને પછીથી તો સોવાર તીર્થયાત્રા કરવી પડશે અને ન્યાતો જમાડવી પડશે એવું ઘણું કહ્યું. પહેલાં તો સામના ઉપાયથી તેને સમજાવવા માંડયો, પછી દામના ઉપાય જેવી લાલચો બતાવી અને છેવટે દંડરૂપી ડારો બતાવ્યો; પણ પોતે દારૂ પીધાની વાત કોઇ પણ રીતે તે માન્યો નહિ. "

" હં, એમ તે કેવી રીતે માને ? ન્યાતનો ડર લાગે ખરોકની ? " એક બ્રાહ્મણ વચમાં બોલી ઉઠયો.

" પછી તો મેં ધાર્યું કે ભેદ કર્યા વિના આ જુવાનિયો ખરી વાત માનનાર નથી, એટલે મેં શઠતા વાપરવાનો નિશ્ચય કર્યો કારણકે शठ शाठ्यं समाचरेत् એવું પ્રમાણસિદ્ધ વચન છે. "

કામેશ્વર બોલ્યોઃ " બરાબર છે, પણ પછી તેને પકડયો કેવી રીતે તે ઝટપટ કહી દોને. "

" કહેવાય છે, ઉતાવળો થા નહિ. પછી તો મેં રતિશંકરને ધીરે ધીરે સમજાવવા માંડયો અને કહ્યુંઃ જુઓ રતિશંકર ! તમે દારૂ પીવો

હોય તો તે માની જવામાં લાભ છે. પૂર્વે ઋષિમુનિઓ પણ સોમરસ પીતા હતા તે દારૂનું નામાંતર જ છે. આજકાલ દવામાં પીવાતો દ્રાક્ષાસવ પણ ઉતરતા પ્રકારના કેફવાળો એક દારૂ જ છે, અને દેવીભકતો પણ અત્યારે ક્યાં દારૂ પીતા નથી? વળી મેં કહ્યું કે હું પણ જુવાન હતો ત્યારે અમારા ગામના ઠાકરડા ગામની સીમમાં છાનોમાનો દારૂ ગાળતા તે હું પીતો એટલે તે પીવામાં કાંઇ મોટું પાપ નથી, પણ આજકાલ ન્યાતનો દાબ જરા વધ્યો છે એટલે દારૂ પીવામાં હરકત આવી પડી છે. તમે દારૂ પીધો હોય તો મને કહી દો; તેથી તમે કાંઇ મોટો વાંક કર્યો લેખાશે નહિ અને વળી ન્યાત પાસે હું તે વાત નહિ જણાવું."

"હં, હં, પછી તો પોતે દારૂ પીધાની વાત તે માની જ ગયો હશે!" એક જણ બોલી ઉઠયો.

"ના રે ના! એમ પણ તે માન્યો નહિ; પછી તો મેં બીજી યુક્તિ કરી. આવી યુક્તિ હું જયાંથી ને ત્યાંથી શોધતો જ રહું છું એટલે હાલમાં મારી પાસે યુક્તિઓનો મોટો ભંડાર ભર્યો છે. **युक्तियुक्तमुपादेयं वचनं बालकादपि** એવું પ્રમાણસિદ્ધ વચન છે."

"બીજી યુક્તિ શું કરી?" કોઇ બોલી ઉઠયું.

"બીજી યુક્તિ તો મેં એવી કરી કે સાંજ પડતાં મેં રતિશંકરને કહ્યું કે જુવાનીમાં કોઇ કોઇ વાર હું દારૂ પીતો તેથી અત્યારે મને દારૂની તલપ થઇ આવી છે, માટે મારી સાથે મને દારૂનું પીઠું દેખાડવા ચાલો. પહેલાં તો રતિશંકરે બહુએ આનાકાની કરી, પણ પછી તે મારી સાથે આવ્યો અને ત્રણ દરવાજાની બહાર મને તે એક દારૂની દુકાનમાં લઈ ગયો."

પોતે વિજય પામ્યો હોય એવી રીતે કામેશ્વર બોલી ઉઠયોઃ "હાં બાપા! બરાબર છે; તે દિવસે મેં એને ત્યાં જ દારૂ પીતાં જોયો હતો.

પોતાની નિત્યની ઓળખાણવાળા દારૂ વેચનારને ત્યાં જ તે તમને પણ તેડી ગયો હશે! વારુ, પછી શું થયું ?"

"ત્યાં જઇને મેં તો બે પ્યાલીઓ દારૂની ભરાવી! એક રતિશંકરને આપી અને બીજી મેં લીધી!"

રામભટને આમ બોલતાં સાંભળીને રામબાઇના કાળજામાં ચીરો પડચો! "હાય, હાય, પીટચાને સવાસો રૂપિયાની કંઠી આપી, તોએ ઉંધું મારવા બેઠો જણાય છે! આ તો કેવળ ખોટી અને કલ્પિત વાત જ કહેવા બેઠો છે અને રતિશંકરને દારૂબાજ ઠરાવતો જાય છે! હાય, હાય, મેં તો કંઠી પણ ગુમાવી અને નાક પણ ગુમાવ્યું!"

રામભટ આગળ બોલ્યોઃ "મેં માન્યું કે હું દારૂ પીવા તૈયાર થયો છું એટલે રતિશંકર હવે દારૂ પીવામાં કાંઈ વાંધો લેશે નહિ. મારા મનમાં એમ કે 'તેરી બી ચુપ ને મેરી બી ચુપ' એમ રતિશંકર સમજી જશે."

કામેશ્વર બોલ્યોઃ "એટલે પછી ભાઇશ્રી દારૂ ગટગટાવી ગયા હશે!"

"ના, ના, તેણે તો તે દારૂ પીધો નહિ, પ્યાલી ફેંકી દીધી, મારા પર લાલચોળ થઇ ગયો, મને ધિક્કારવા લાગ્યો, હું પણ શરમાઇ ગયો અને મારી યુક્તિમાં હું પોતે ફસાઈ પડચો. મારી ખાત્રી થઈ કે રતિશંકર બિચારો ખરેખરો પવિત્ર છે, તેણે દારૂ પીધો નથી, પણ કદાપિ ગામમાં દારૂની દુકાન ક્યાં છે તે તે જાણતો હશે એટલે જ મને તે ત્યાં તેડી ગયો હશે! તે દારૂની દુકાનમાં ગયો હતો અને તેણે દારૂ પીધો હતો એવી સાક્ષી આપનાર સૌ કોઈ જૂઠા છે અને રતિશંકર કેવળ નિર્દોષ છે; ભાઇઓ! હવેથી બીજાના કહેવા ઉપરથી એવા કોઇ પવિત્ર માણસ ઉપર આરોપ મેલતાં વિચાર કરજો, નહિતો ન્યાતને પોતાની આબરૂ ગુમાવવી પડશે!"

આવી વાત સાંભળતાં જ કામેશ્વર તાતોઉનો થઈ ગયો અને તે સા

લાલા પટેલના સાથી દાનાની આંખો પણ લાલચોળ બની ગઇ. કામેશ્વર એકદમ ન્યાત વચ્ચે ઊભો થઇને બોલ્યોઃ "બાપા! તમારૂં મગજ તે ભમી ગયું છે કે શું? રતિશંકરને મેં અને આ દાનાએ નજરોનજર દારૂ પીતાં જોયો અને તમે અમને જૂઠાબોલા કેવી રીતે કહો છો?"

"તમે બધું જૂઠું જ બોલ્યા છો; મારી ખાત્રી થઈ છે કે રતિશંકરે દારૂ પીધો નથી! જા, શું કરૂં, તું મારો દીકરો છે, નહિતો આવું હડહડતું જૂઠું બોલવાને માટે હું તને ઘરની બ્હાર હાંકી મેલત! મૂર્ખા, જરા તો વિચાર રાખ કે सत्यमेव जयते એવું પ્રમાણુસિદ્ધ વચન છે."

દાનો ગુસ્સો કરતો બોલ્યોઃ "ફટ સે અલ્યા બામણા! અમે અમારી આંછોએ જોયું તે ખોટું ને તું બોલે તે હાસું?"

રામભટ ગુસ્સો કરતા બોલ્યાઃ "ચૂપ રહે હરામખોર! બિચારા ગરીબ બ્રાહ્મણને મારી નાંખવો ધાર્યો છે કે શું? જો બહુ બોલ્યો તો ભોડું જ મરડી નાંખીશ."

કામેશ્વર પોતાના પિતાની સામે ધાઇ આવતો બોલ્યોઃ "બાપા! તમારૂં જ્ઞાન રસાતાળ ગયું; તમે અધર્મી અને પાપીનો ખોટો બચાવ કરો છો તે નહિ ચાલવા દઉં."

"મૂંગો રહે, સાળા કપૂત! તું પોતે જ અધર્મી છે!"

રતિશંકર પાસે ન્યાત કરાવીને લાડુ જમવાની લાલચમાં પડેલો એક વૃદ્ધ બ્રાહ્મણ બોલ્યોઃ "રામભટ! તમે તો સત્યાનાશ વાળી નાંખ્યું છે! અધર્મીને ઉત્તેજન આપ્યું છે." વળી ધીમેથી કહ્યુંઃ "ન્યાતના મોદકનું શામાટે અળસાવો છો?"

ભટજી ત્રાડ મારીને બોલ્યાઃ "જાઓ, અધર્મીઓ! તમારૂં પાપ તમને જ ખાશે. धर्मे जय અને अधर्मे क्षय એવું પ્રમાણુસિદ્ધ વચન છે."

જોતજોતાંમાં હોસાતોંસી વધી અને સૌ કરતાં મોટો ઝગડો બાપ

દીકરા વચ્ચે જાગ્યો. રામભટની મરણ પામેલી સ્ત્રીને પેટે કામેશ્વર ઉત્પન્ન થએલો હતો અને હાલમાં ભટજી નવી પરણ્યા હતા, એટલે જૂની સ્ત્રીના પુત્ર ઉપર મૂળે જ ભટજીનો ભાવ ઓછો હતો. રામબાઈ પાસેથી મળેલી કંઠી નવી ભટાણીને પુત્રથી છાનીમાની આપવાની ભટજીની ઇચ્છા હતી એટલે પુત્રથી તે વાત છાની રાખીને ભટજીએ ઘરમાં ઝગડો પેદા કર્યો! ત્યારથી બાપ દીકરા વચ્ચે એવું વેર ચાલ્યું કે બન્ને જૂદા રહીને એક બીજાની સામે પણ જોતા નહિ! રામબાઈની કંઠીએ રતિશંકરને ન્યાત-બહાર મેલાતો અટકાવ્યો! सर्वे गुणाः कांचनमाश्रयन्ते એવું પ્રમાણસિદ્ધ વચન છે!

---

## પ્રકરણ ૨૨ મું.

---

### પુરુષચરિત્રનો પ્રથમ પ્રયોગ!

મનોરમા શેઠાણી અને નરોત્તમદાસ શેઠને અત્યારસુધી આપણે સંભાર્યાં નથી, પરન્તુ તેમને છેક જ વિસરી જવાં તે ઉચિત નથી. કિશોરીની સૂચનાથી મનોરમા શેઠાણીના મનોવિકારની વાર્તાને ખુલ્લી પાડી નાંખનારો જે પત્ર રતિશંકરે નરોત્તમદાસ શેઠ ઉપર લખ્યો હતો તે પત્ર વાંચતાં જ શેઠને વહેમ ઉત્પન્ન થયો હતો. રતિશંકરે લખેલો વૃત્તાંત ખરો હશે કે કેમ એ એક મોટો પ્રશ્ન હતો અને તેના ખરાપણાની શોધમાં રહેવાનું તે જ વખતથી શેઠે વાજબી માન્યું. મનોરમાનું ચિત્ત પરપુરુષ પર ચોંટેલું હશે તેની ખાત્રી કર્યા વિના કાંઇ પણ બોલવું કે સાહસિક પગલું ભરવું તે શેઠને વાજબી લાગ્યું નહિ. નરોત્તમદાસ જેવી રીતે વયમાં પ્રૌઢ હતા, તેવી જ રીતે બુદ્ધિમાં અને ચંચળતામાં પણ તેટલા જ પ્રૌઢ હતા. ચાણાક્ષ રીતે અને શેઠાણી સમજી જાય નહિ તેવી રીતે તેના

મનની પરીક્ષા કરી લેવી એવો શેઠે વિચાર કર્યો. રતિશંકરનો પત્ર વાંચતાંની સાથે જ શેઠના ચિત્તમાં મનોરમાની વર્તણુકને માટે વહેમ પેઠો હતો અને તેથી મન ઉદ્વિગ્ન થઇ ગયું હતું, પરન્તુ તે ઉદ્વિગ્નતા શેઠે કોઈના જાણવામાં આવવા દીધી નહિ. જે મનોરમાને પહેલાં પ્રીતિની પૂતળીરૂપ જોઇને નરોત્તમદાસ આનંદ પામતા હતા, તે જ મનોરમાને જોતાંની સાથે હવે શેઠને રતિશંકરનો પત્ર સાંભરી આવતો અને તેની દરેક કૃતિમાં વહેમ પડતો. છતાં પણ પોતાના સ્વભાવની ગંભીરતાથી પોતાની મનોવૃત્તિ કોઇના કળવામાં ન આવે, તેટલા માટે શેઠ બહુ જ સાવધાન રહેતા હતા. શેઠાણી સાથેની વાતચીતમાં કે હમેશના કોઇ પણ પ્રસંગમાં શેઠે જરા પણ ફેરફાર પડવા દીધો નહિ.

આજે શનિવારનો દિવસ હતો. અમદાવાદમાં ઊભી થએલી એક નવી નાટક મંડળીએ પોતાનો પહેલો જ ખેલ નાંખ્યો હતો અને તે કમ્પનીને ખુલ્લી મેલવાની ક્રિયા કરવાને માટે નરોત્તમદાસ શેઠને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. લાગવગ અને ઓળખીતાઓના આગ્રહથી શેઠે તે માનનો સ્વીકાર કર્યો હતો. શેઠાણીને પણ નાટક જોવા આવવા માટે શેઠે પૂછ્યું પણ તેણે જવાબ આપ્યો કે: “ના વ્હાલા! નાટક જોવાનો ઉજાગરો મને બહુ હેરાન કરે છે, માટે હું તો નાટક જોવા માટે નહિ આવું.”

શેઠે કાંઇ બહુ આગ્રહ કર્યો નહિ; પણ મનમાં પેઠેલા વહેમને દૃઢીભૂત થવાનું એક વિશેષ કારણ પ્રાપ્ત થયું. શેઠે મનોભાવ જણાવા દીધો નહિ. શેઠ તો ગાડી જોડાવી નાટકમાં ગયા. કંપની ખુલ્લી મેલવાની મંગલ ક્રિયા કરી. કંપનીના મેનેજરે શેઠનો આભાર માન્યો. શેઠે વળતો જવાબ આપતાં કંપનીની આબાદી ચાહી અને નાટક શરૂ થયું. પહેલવહેલું નાટક હોવાથી રાત્રિના સાડાબાર વાગતાં પેહેલો અંક પૂરો થયો. નરોત્તમદાસ શેઠના મનમાં વહેમનો નિવાસ હોવાથી આખું નાટક જો-

વાનું ગમ્યું નહિ. ગાડી જોડાવીને શેઠ બંગલા તરફ પાછા ફર્યા. શેઠના આશ્ચર્યની વચ્ચે મનોરમા હજી જાગતી હતી! "ઉજાગરાથી બ્હીતી મનોરમા હજી શું જાગતી છે?" એમ વિચાર થતાંની સાથે વહેમની દઢીભૂતતાને વળી એક વિશેષ કારણ પ્રાપ્ત થયું. શેઠ તો કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના બિછાનામાં પડયા. શેઠાણીએ સહેજ પૂછયું: "કેમ, આટલું વ્હેલું નાટક પૂરું થઇ ગયું?"

"ના, પણ તે નાટક જોવાથી મારા ચિત્તને એટલો ખેદ થયો કે હું તે વધારે વખત જોઈ શકયો નહિ." શેઠે પ્રત્યુત્તર આપ્યો.

"નાટકમાં એવો તે શું વિષય હતો?" શેઠાણીએ જિજ્ઞાસુ વૃત્તિથી પૂછયું.

શેઠ કાંઇ પણ ઉત્તર નહિ આપતાં બિછાનામાં મ્હોં છુપાવીને સૂતા. શેઠાણીએ પૂછયું: "શું કાંઇ કરૂણારસિક નાટક હતું? કેમ બોલતા નથી? તે જોયાથી શું તમે બહુ દિલગીર બની ગયા છો?"

છતાં પણ શેઠે કાંઇ જવાબ આપ્યો નહિ. શેઠાણીએ વધુ આગ્રહ કરતાં પૂછયું: "બોલોને વ્હાલા, એવું તે કેવું નાટક હતું?" એમ કહેતાં મ્હોંને તળાઇ સાથે છુપાવી સૂતેલા સ્વામીને શેઠાણીએ પાસાભેર સૂવાડવા હાથ લંબાવ્યો. શેઠ એકદમ બિછાનામાં બેઠા થઇ ગયા અને મનોરમાને પોતાના બન્ને બાહુઓથી પકડી એક મિષ્ટ ચુંબન કરી, અંકમાં સુવાડી દયાર્દ્ર વદન કરીને શેઠે મનોરમા તરફ જોયું અને પૂછયું: "વ્હાલી! મને નાટક જોવાથી એવો વિચાર થઇ આવ્યો છે કે તારા જેવી સુકોમળ બાળાથી મારા જેવા વૃધ્ધે લગ્ન કરીને તને અન્યાય આપવાનો મને શું જરા પણ હક હતો? નાટકમાં આજે બુઢ્ઢા પતિની તરૂણ સ્ત્રીના દુઃખનો ચિતાર જોઇને મારૂં હૃદય ઉથલાઇ આવ્યું છે; અને તેથી મને આવો વિચાર એકદમ સૂજી આવ્યો છે!"

શેઠે પુરૂષચરિત્ર ભજવવાનો જ પ્રયોગ શરૂ કર્યો હતો, પણ તે એવી કુશળતા સાથે શરૂ કર્યો હતો કે શેઠાણી તેને સમજી શકી નાહ. શેઠે પૂછેલા પ્રશ્નનો શું ઉત્તર આપવો તે વિચારતાં તેને જરા ગુંચવણ પડી, પરન્તુ તુરત જ તે ગુંચવણ તેણે ઉકેલી નાંખી અને કહ્યું: “ નાથ ! સ્ત્રીને પતિ પરમેશ્વર તુલ્ય છે, પછી તે બાળ હો, યુવાન હો, કે વૃદ્ધ હો. સ્ત્રીનું અંતર્ તો પોતાના સ્વામીમાં હમેશાં દ્રવ્યાં જ કરે છે; તમારા મનથી તમે માનતા હો કે તમે મને અન્યાય આપ્યો છે, પરન્તુ મારા મનથી હું નથી માનતી કે મને અન્યાય મળ્યો છે ! સ્વામીની પ્રીતિ તે અમો સ્ત્રીઓનું જીવન છે અને તેવી તમારી પ્રીતિથી હું સંતુષ્ટ જ છું. ”

“ પરણેલી સ્ત્રીનો જે ધર્મ છે તે તેં બરોબર કહ્યો છે, પરન્તુ મારૂં હૃદય તો મને દંશ જ દે છે. જોકે સંતતિને માટે જ મેં આ અવસ્થામાં લગ્ન કર્યું છે, તોપણ આ બે ત્રણ વર્ષ વીતી ગયાં છતાં કાંઇ આશા રહી નથી, અને હવે તો મને મારી મૂર્ખાઇ માટે તિરસ્કાર જ છૂટે છે ! વ્હાલી ! ખરેખર, મેં તારી સુકોમળતાને–તારી યુવાવસ્થાને અન્યાય આપ્યો છે ! ” એમ ક્હેતાં તો શેઠની આંખોમાંથી અશ્રુની ધારા સરી પડી અને અંકમાં સૂતેલી મનોરમાના કપોલને ભીંજવી રહી. શોકના ઉભરાથી ગભરાએલા હૃદયવાળા નરોત્તમદાસ શેઠ એમ ને એમ બિછાનામાં પડી ગયા. મનોરમા આ જોઇને વિચારમાં પડી ગઇ અને શેઠ નિદ્રાધીન થઇ ગયા. પુરૂષચરિત્રનો પ્રથમ પ્રયોગ એ પ્રમાણે સમાપ્ત થયો !

* * * * *

પરન્તુ તે રાત્રિથી શેઠાણીને મોટો વિચાર થઇ પડ્યો. તે સમજી કે પોતાને હજીસુધી કાંઇ સંતતિ થઇ નહિ હોવાથી શેઠને આ પ્રમાણે પસ્તાવો થાય છે અને પોતે આ અવસ્થામાં કરેલાં લગ્ન ઉપર તિરસ્કાર ઉત્પન્ન થાય છે. મનોરમાએ વિચાર્યું: “ આજે શેઠની પ્રકૃતિ બહુ જ વિ-

ચિત્ર જણાઇ આવી. કોઇ પણ વૃદ્ધ પુરૂષ લગ્ન કર્યા પછી આવો પસ્તાવો કરતો હશે શું ? પણ તે ભોળા દિલના છે અને તેથી તેમણે મારી આગળ પોતાનું દિલ ખુલ્લું કરી બતાવ્યું ! તે ગમે તેમ હો, પણ આ સઘળો શ્મશાન વૈરાગ્ય ફક્ત સંતતિની નિરાશામાંથી જાગેલો હોવો જોઇએ ! સ્ત્રીને સંતતિ થાય તે પુરૂષના ભાગ્યની કહેવાય છે; અત્યારસુધી મને કાંઈ આશા રહી નહિ; કાળાં ધોળાંએ કર્યાં; શેઠ તરફથી મળતું માન કાયમ સુધી ટકી રહે તેટલા માટે મને પુત્રપ્રાપ્તિની અગત્ય પણ ખરી; પણ તેનો ઉપાય શું ?...... " એવા સારા માઠા અનેક વિચારો શેઠાણીના મનમાં જન્મ પામ્યા.

પુનઃ વળી સાંભર્યું: " શેઠે કહ્યું કે મેં તને અન્યાય આપ્યો છે; હું એ સમજું છું કે વૃદ્ધ વર સાથે પરણવું તે યુવતીઓને અન્યાયરૂપ છે અને મારી સુકોમળ કાયાને શેઠ તરફથી ન્યાય મળતો નથી, એટલે પર......હા, એ બધું ખરૂં, અને જ્યારે શેઠ સમજ્યા છે કે તેમણે મને અન્યાય આપ્યો છે, ત્યારે હવે યથેચ્છ છૂટ ભોગવવામાં મારે તેમનો બહુ ભય રાખવાની જરૂર પણ કાંઇ રહેતી નથી. સારૂં થયું કે પેલા રતિશંકરની વાત શેઠની આગળ મેં કેવળ ઉલટા જ સ્વરૂપમાં રજુ કરી; નહિતો તે વહેમે ભરાત; અને વહેમે ભરાઇને પણ શું ? તે સમજે છે કે મને તેમણે અન્યાય આપ્યો છે, માટે મારે કોઇની પણ પાસેથી ન્યાય મેળવવો જોઇએ ! "

એવા એવા અનેક વિચારોના તરંગોમાં મનોરમાનું મન રમણ કરવા લાગ્યું. તે મનોરમણનું અનિષ્ટ પરિણામ જોવાનું હજી ભવિષ્યને માટે બાકી રહ્યું છે, પ્રિય વાચક !

# પ્રકરણ ૨૩ મું.

## દીકરો આપનાર દેવી!

"ધણી તણું સાચું ઘર, શોધો રે વીરા,
"આ ઘર પડી તો જશે, હંસલો ઉડી રે જશે,
"આ ઘર સૂનું તો થશે, આ ઘર જુનું તો થશે! ટેક.
"પાયા વિનાનું આ ઘર, સુંદર બન્યું છે વીરા,
"રેતીના ગઢ પેરે ખરશે રે વીરા. આ ઘર.
"જુવાની વાડી તારી; સુકાઇ જવાની વીરા,
"વાને વંટોળે વાની ઉડશે રે વીરા. આ ઘર.
"માન ગુમાન મૂકી, નિજ સ્થાન સેવો વીરા,
"સ્વરૂપ જ્યોતિ અખંડ, જાગશે રે વીરા. આ ઘર.
"આતમજ્ઞાન દરિએ, મોતીડા ભરીઆ વીરા,
"મુક્તાવલિ વિનય કંઠ ધરશે રે વીરા,
"વિજયાનંદ બંસી વાગશે રે વીરા." આ ઘર.

સાબરમતીને પેલે પાર નદીના કીનારાથી કેટલેક દૂર અને સરખેજના રસ્તાની એક બાજુએ આવેલા ખેતરમાં થોડા દિવસથી બાંધવામાં આવેલી જણાતી એક મઢૂલી પાસેથી ઉપરનું ભજન મંજીરાની ધૂન સાથે સંભળાતું હતું. સમય સાંજનો હતો. સૂર્યાસ્ત થવાને બહુ વાર નહોતી અને સૂર્યની તડકી ગાડાના ચીલામાં માત્ર સુવર્ણની આછી રજ વેરી રહી હતી. ફરવા આવનારાઓનો કે ગાડીઘોડાનો અવરજવર એ બાજુએ બહુ નહોતો અને સંધ્યાનો શીતળ સમય હોવાથી હૃદયમાં શાંતિ રેડતું ભજન મધુર લાગતું હતું. એલીસબ્રીજ ઉપર ફરવા જનારાઓનાં કર્ણદ્વાર સુધી ભજનના કોઇ કોઇ નિર્ઘોષ પડતા હતા અને સરિતાના શીતળ જળના

મન્દ ધ્વનિ સાથે મિશ્રિત થઇ ક્ષણભર કુદરતી, ગ્રામ્ય અને પહાડી દેખાવનો ભાસ કરાવતા હતા.

ભજન પૂરૂં થયું એટલામાં મઢૂલીમાંથી એક રૃષ્ટ પુષ્ટ અને પ્રચંડ શરીરવાળો બાવો બહાર આવ્યો. તેની આંખો આખો દિવસ ગાંજો ફૂંકવાથી રક્તવર્ણીય બની ગએલી જણાતી હતી. શરીર કાળું અને પુષ્ટ તથા આંખો લાલ હોવાથી તેનું સ્વરૂપ ભૈરવ જેવું ભયંકર ભાસતું હતું. કપાળ ઉપર સિંદુરની બીંદી, કંઠમાં પરવાળાની માળા, હાથ ઉપર સિંદુરનાં જ ટીલાં ટપકાં અને જમણા હાથ પર કુમારિકાના માથાના કેશની દોરડીવડે સોનાનું નાનું માદળીયું બાંધેલું હતું. તેની મઢૂલીની મધ્યમાં સિંદુરથી રંગેલું એક ત્રિશૂળ ઊભું કરેલું હતું અને તેની આસપાસ ધૂપ, નૈવેદ્ય અને મદિરાનાં પાત્રો ભરેલાં હતાં. એક બાજુએ ધૂપની તૈયારી માટે છાણાં અને લાકડાંનો બળતો ઢગ પડેલો હતો અને તેમાંથી નીકળતી ધૂણીથી હરકોઇ માણસ દૂર રહીને અનુમાન કરી શકતો કે ત્યાં કોઈ બાવો પડાવ નાંખીને રહ્યો હોવો જોઇએ.

બાવાએ મઢૂલીમાંથી બહાર નીકળતાં કહ્યું: “ દેખો ભૈયા ! માતાજીની પાસે માતાજીનો શૃંગાર અને મહિમાનાં ભજન ભલે ગવાય, પણ આવાં ભજન ન જ ગવાવાં જોઇએ, સમજ્યા ? માટે આવાં ભજનો હવેથી બંધ કરવાં.”

“હાચું કો’છ બાપજી ! માતાજીને પરશન ન્હૈ તે ચ્યમ બોલાય.” એક ભગત બોલ્યો અને તેણે માતાજીના ત્રિશૂળની સામે માથું નમાવીને માફ માંગી.

“ વારૂ ભગતો, આજ તો તમારે સૌએ અહીંથી વહેલાં જવું પડશે. રોજ તો મધરાત સુધી માતાજીનો મહિમા ગવાતો, પણ આજે હું સંધ્યાકાળથી માતાજીની ગુપ્ત પૂજામાં બેસનાર છું; માટે તમારે સૌએ હવે વિદાય થઇ જવું જોઇએ.”

"ભલે બાપજી." એમ કહી ભગતો એક પછી એક ઉઠીને માતાજીને વંદન કરી વિદાય થયા. મહારાજે મઢૂલીમાં પેસીને તેનું દ્વાર બંધ કર્યું. ત્રિશૂળની બરાબર સામે એક નાનો બાજઠ ગોઠવ્યો અને તેની ઉપર લાલ વસ્ત્ર પાથર્યું. બાજઠ ઉપર કેવી રીતે બેસવું, પલાંઠી કેવી રીતે વાળવી, જમણા પગનો અંગુઠો અમુક સ્થળે કેવી રીતે રહે તેને લગતી સઘળી કવાયત કરી જોઇ અને જ્યારે સઘળી ગોઠવણ થઇ રહી ત્યારે બાવાજી મઢૂલીનું દ્વાર ઉઘાડીને બહાર આવ્યા અને એલીસ બ્રીજ ભણી નજર કરી. બ્રીજપરનાં ફાનસોમાં દીવા થઇ ગયા હતા, તોપણ ખુલ્લી આંખે જોઇ શકાય તેટલું અજવાળું હજી હતું. થોડી વારમાં એક બંધ ગાડી પોતાની મઢૂલી તરફ દોડી આવતી જોઇને બાવાજી એકદમ મઢૂલીમાં પેસી ગયા અને બાજઠપર ગોઠવાઇને આંખો મીંચી એક ધ્યાનમાં પડ્યા.

મઢૂલીવાળા મહારાજનું નામ કાલીપ્રસન્ન હતું. તે સ્થળે પોતાનો પડાવ નાંખ્યાને કાલીપ્રસન્નને દસેક દિવસ થયા હતા, અને તેટલા દિવસમાં અમદાવાદમાં કેટલેક સ્થળે તેની ખ્યાતિ થઇ ચૂકી હતી. લોકોમાં કાળી દેવીના અનન્ય ભક્ત તરીકે તે વખણાવા લાગ્યો હતો. મંત્ર જંત્રમાં અને કીમિયામાં પણ તે બીનહરીફ છે એમ લોકોમાં કહેવાતું હતું. કાળી દેવી તેને હાજરાહજુર છે અને તેથી વાંઝણીઓને દીકરા પણ આપે છે એમ સ્ત્રીઓમાં વાતચીત થતી હતી. કોઈ કોઇ સ્ત્રીઓ એવી વાત પણ કરતી કે દેવી પોતે કાલીપ્રસન્નની સાથે વાતચીત કરે છે અને અમુક સ્ત્રીને તે દીકરો આપશે કે નહિ તેનો ખુલ્લો જવાબ આપે છે. આથી ઘણાએ લોકો અવારનવાર કાલીપ્રસન્નની મુલાકાતે આવતા. કોઈ ધનના લોભથી આવતું તો કોઈ સંતતિના લોભથી આવતું. કોઇ પોતાનું ભવિષ્ય જાણવાને તો કોઇ કાલીપ્રસન્નના મિત્ર બની મદિરાપાન કરવાને પણ આવતા.

કાલીપ્રસન્ન બાજઠપર ધ્યાનનિમગ્ન અવસ્થામાં બેઠો હતો, એટલામાં પેલી ગાડી ત્યાં આગળ આવીને થોભી. ગાડીનું બારણું ઉઘાડીને એક ચાકરડી બહાર આવી અને તેની પાછળ મનોરમા શેઠાણી પણ બહાર નીકળ્યાં! ગાડી ત્યાંથી ચાલી ગઇ અને પૂલપર જઇને થોભી. મનોરમા પેલી ચાકરડીની સાથે મઢીમાં ગઇ અને બન્ને જણીઓ ધ્યાન ધરી બેઠેલા કાલીપ્રસન્નની સામે ગોઠવાઇને બેઠી.

કેટલીક વારે કાલીપ્રસન્ને પોતાનાં નેત્રો ઉઘાડયાં. દારૂનો ડોઝ તુરતમાં ચડાવેલો હોવાથી લાલ બનેલી આંખો કપાળપરની સિંદૂરની બીંદીની સાથે હરિફાઇ કરતી હતી. મનોરમાની સાથે આવેલી ચાકરડી તેને સંબોધીને બોલીઃ "મહારાજ! અમારાં શેઠાણી પધાર્યાં છે."

મહારાજે કાંઇ જવાબ ન આપ્યો અને પુનઃ આંખો મીંચી દીધી. વળી થોડી વાર રહીને નેત્રો ઉઘાડી જમણા હાથની તર્જની નસકોરે અરાડી કેવો શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેની તપાસ કરી, અને પછી પૂછ્યુંઃ "વારૂ, અત્યારે સ્વર અનુકૂળ છે એટલામાં જલ્દીથી પૂછી વાળો. શેઠાણીની શું મનોવાંચ્છા છે?"

ચાકરડી બોલીઃ "અમારાં શેઠાણીને પરણ્યાં બહુ વખત તો થયો નથી; પણ શેઠ જરા વૃદ્ધ છે. શેઠાણીને પુત્રપ્રાપ્તિની ઇચ્છા છે પણ આજસુધી કાંઇ આશા રહી નથી."

"જો માઇ! પુત્ર કાંઇ મારી પાસે નથી કે જલ્દી ઝોળીમાંથી કાઢીને આપી દઉં. માતાજીને પૂછું અને તેની મરજી હોય તેમ પ્રયત્ન કરૂં."

"ભલે માતાજીને પૂછી જુઓ." મનોરમાએ કહ્યું.

કાલીપ્રસન્ને પ્રારંભમાં ૐ હ્રીં શ્રી ઇત્યાદિ ઉચ્ચારો કરીને મંત્ર જપવા જેવો ડોળ કર્યો અને પછી પ્રશ્ન કર્યોઃ "હે દેવી! આ શેઠાણીને તું પુત્ર આપશે કે નહિ?"

તુરત જ શેઠાણીના આશ્ચર્ય વચ્ચે માતાજીનું ભોંયમાં ખોસેલું ત્રિશૂળ જમણી બાજુએ જરા નમ્યું અને પુનઃ પાછું ઊભું થઇ ગયું ! કાલી-પ્રસન્ને જાણે કે મોટો જય મેળવ્યો હોય તેમ ગર્જના કરીને કહ્યું: “ બોલો શ્રી કાલી માતકી જય ! શેઠાણી ! માતાજી તમારી મનોવાંચ્છા પૂરી કરશે ! પરન્તુ તમારે રોજ માતાજીની પૂજા કરવાને સાત દિવસ સુધી આવવું પડશે !

“ કયે વખતે ? ”

“ બરાબર મધ્યાહ્નને, સુંદર વસ્ત્રાલંકારો ધારણ કરીને, અભ્યંગ સ્નાન કરીને અને પુત્રપ્રાપ્તિની વાંચ્છના હૃદયમાં ધારણ કરીને અહીં આવવું એટલે માતાજી તમારી મનઃકામના સફળ કરશે. ”

“ દહાડે તો આવી ન શકાય. ” શેઠાણીએ કચવાતે મને જવાબ આપ્યો.

“ મધ્યાહ્નને આવી ન શકાય તો મધ્ય રાત્રિએ આવવું જોઇએ. ”

“ મધ્ય રાત્રિએ આટલે દૂર આવવાનું પણ કેમ બને ? ” શેઠાણીએ વાંધો લીધો.

“ તો ગામમાં જ કોઇ સ્થળે હું સગવડ કરી રાખું ત્યાં પધારજો. ”

“ હા, તે ઠીક છે. ” શેઠાણીએ કહ્યું.

“ આ તમારી ચાકરડીને કાલે અહીં મોકલજો. આજે ગામમાં જ કોઇ સ્થળની હું તપાસ કરાવી રાખું છું તે સ્થળ હું તેને બતાવીશ અને પછી બરાબર મધ્ય રાત્રે તમારે લાગટ સાત દિવસ સુધી ત્યાં આવવું. ” કાલીપ્રસન્ને કહ્યું.

“ વારૂ. ”

“ પણ જોજો, ગાડી બાડી સાથે લાવશો નહિ. એકલાં જ આવજો.

એકાદ ચાકરડી ભલે સાથે હોય, પણ બહુ માણસો નહિ. તેમ જ આ વાત બહુ માણસોને જણાવશો પણ નહિ."

ચાકરડી બોલી: "અમારે જણાવવાનું કાંઈ કારણ નથી."

"જણાવવામાં કાંઇ હરકત તો નથી; પણ વાંધો એ છે કે બધા લોકો માતાજીનો આવો ચમત્કાર જાણે, તો પછી સૌને દીકરા આપવાની જોગવાઈ માતાજી પાસે ક્યાંથી હોય? એટલે એ સઘળા ત્રાસમાંથી બચવાની ખાતર હું કહું છું કે આ વાત લોકોમાં બહુ ન ચર્ચાય તો ઠીક. જુઓ શેઠાણી! આશા રહ્યા પછી માતાજીને સવા રૂપિયાનો થાળ ધરાવજો"

ચાકરડી બોલી: "અરે, આશા રહેશે તો સવાને બદલે સવાસો રૂપિયાનો થાળ કરશે અને તમને પણ બક્ષીસ આપશે, પછી શું?"

"ના, હું તો માતાજીનો સેવક છું; મારે કાંઈ પણ ન જોઇએ." કાલીપ્રસન્ને વિવેક કર્યો.

*   *   *   *   *

"અલી! દેવીનો ચમત્કાર તો કાંઈ અવનવો જોયો હોં." ગાડીમાં ઘર તરફ પાછાં ફરતાં શેઠાણીએ ચાકરડીને કહ્યું.

"હું નહોતી કહેતી કે એને તો માતાજી હાજરાહજુર છે? જુઓને, આપણા દેખતાં દેવીએ જવાબ આપ્યો કે નહિ?"

"પણ મહારાજે સાત રાત સુધી એકલાં માતાજીની પૂજા કરવા આવવા કહ્યું તેમાં કાંઈક ભેદ જેવું લાગે છે!" શેઠાણીએ શંકાનું નિવેદન કર્યું.

"હવે ભેદ ને બેદ, મારી બાઇ! ભેદ હોઇનેએ શું? માતાજીની પ્રસાદીથી પુત્ર તો થશે! શેઠની ઇચ્છા પૂરી થશે અને વળી વંશ વેલો બમણો વધશે! બહુ ચાપચીપીયાં શું થતાં હશો?" ચાકરડીએ એ રીતે વાત ઉરાડી દીધી અને ગાડી બંગલે પહોંચી.

## પ્રકરણ ૨૪ મું.

---

### લાડીલી લલનાનું ચરિત્ર.

નરોત્તમદાસ જેવા વિચિક્ષણ પુરૂષને ઠગીને મધ્ય રાત્રિને સમયે સાત દિવસ સુધી કોલી દેવીની પૂજા માટે જવું, તે મનોરમાને માટે કાંઈ ઓછું મુસ્કેલ નહોતું. શેઠ મનોરમાની ચાલ તપાસતા રહેવાને પોતાની ગતમાં રમવાનું ધારતા હતા, ત્યારે મનોરમા પોતાનું મન ધાર્યું કરવાને પૂરતી હિંમત ચલાવતી હતી. સ્ત્રીચરિત્ર પુરૂષચરિત્રને મ્હાત કરે તેમાં શું નવાઇ?

રાત્રિ પડી. શેઠનો નિદ્રાધીન થવાનો સમય રાત્રિના દશ વાગતાંનો હતો. આજે મધરાત થઈ જવા આવી, પણ શેઠ બિછાને આવ્યા નહિ. દિવાનખાનામાં જ બેસી રહીને મીલના હિસાબ–કીતાબના કાંઈ કાગળો હતા તે તેમણે મોડી રાત સુધી તપાસ્યા કર્યા. મધરાત થઇ અને ઘડીઆળમાં બાર ટકોરા થયા ત્યારે શેઠે શય્યાગૃહમાં પગ મેલ્યો. મનોરમા નિદ્રાધીન નહોતી, પણ નિદ્રાધીન થવાનો ઢોંગ કર્યો. મ્હોંને જરા ઉદાસ દેખાવવાળું કર્યું. શેઠ કળી ગયા કે તે જાગૃત હોવા છતાં કાંઇક રોષમાં હોય તેમ જણાય છે.

“આજે કેમ વ્હેલી નિદ્રા આવી ગઈ?” શેઠે પ્રશ્ન કર્યો.

ઉત્તર ન મળ્યો.

પાસું વાળી સૂતેલી સુંદરીનો હસ્ત પકડી પાસું બદલાવ્યું અને કહ્યું: “એટલી વારમાં નિદ્રા આવી ગઇ?”

નિરૂત્તર.

શેઠે રમૂજની ખાતર ગાલ ઉપર એક ઝીણી ચૂંટી ખણી અને આંખો મીંચીને જાગતી પડેલી મનોરમાથી મુખ મલકાવી દેવાયું! “મોડા મોડા

આવો છો અને વળી પૂછો છો કે એટલી વારમાં નિદ્રા આવી ગઇ? જાઓ, આજે તો તમારી સાથે અબોલા લેવાના છે–હા, હવે તો હમે શાંને માટે જ એવું તો?" એમ કહી રોષયુક્ત વદન કરી મનોરમા પાસું બદલાવી સૂતી.

"કેમ, આજે કાંઇ મારો અપરાધ થયો છે?" શેઠે પ્રશ્ન કર્યો.

"અપરાધ થયા વિના હું કહેતી હોઇશ?" શેઠની સામે નજર કર્યા વિના મનોરમાએ જવાબ આપ્યો.

"પણ શું અપરાધ તે તો કહે."

"કાલે કહીશ; અત્યારે હવે નિરાંતે ઉંઘવા દો. મધરાત થઈ ગઇ છે."

"ના, મારે મારો અપરાધ તો અત્યારે જ જાણવો જોઇએ; તહોમતનામું અત્યારે ફરમાવી દે; શિક્ષા ભલે પાછળથી કરજે."

મનોરમાથી પુનઃ હસી જવાયું. "ત્યારે હું ન્યાયાધીશ અને તમે અપરાધી, કેમ?"

"અલબત્ત! તેની કોણ ના કહી શકે? તું મને શિક્ષા કરે તો મારે તે ખમવી જ જોઇએ! કેમ ખરૂં કે નહિ?"

"પણ તે શિક્ષા આનંદપ્રદ હોય તો?" શેઠાણીએ શેઠની સાથે વાતચીતમાં પડતાં કહ્યું અને પાસું બદલાવ્યું.

"વાહ! શિક્ષા તે વળી કદિ આનંદ આપનારી હોતી હશે? અને જો તે આનંદ આપનારી હોય, તો તે શિક્ષા જ નહિ!"

"પણ તમને શિક્ષા કરતાં મને જ શિક્ષા થવા જેવું હોય તો?"

"તો તું ન્યાયાધીશ નહિ પણ તું પોતે જ અપરાધી છે!"

"વાહ રે! તમે તો મને બોલતાં જ બાંધી વાળો છો; હવે તમારા બંધમાંથી કેવી રીતે છૂટું?"

"મારો અપરાધ મને જણાવી દે એટલે તું છૂટી થઇશ."

"ના, આજે નહિ જણાવું; કાલે જણાવવાનું કહ્યું છે તે મારા શબ્દો હવે હું નહિ ફેરવું!"

"તો હું તને શિક્ષા કરીશ; નિદ્રાને દેશવટો આપવો પડશે."

"ઉલટા મને શિક્ષા કરશો? અરેરે! પ્રબળ પુરૂષો પાસે અમ અબળાઓનું કાંઇએ ગજું છે? અપરાધી ન્યાયાધીશને શિક્ષા કરે એવો ઉલટો જમાનો તો આજે જ જોયો."

"ત્યારે હવે સઘળી વાત ખુલ્લી કરો; અમારે ત્યાં તો ઉંધો ન્યાય છે!" શેઠે મજાકની ટોચે ચડતાં કહ્યું.

"ત્યારે સાંભળી લ્યો તમારો અપરાધ; આવતી કાલથી તમારે આ શય્યાગૃહમાં પણ મેલવો નહિ, પરમેશ્વરને ત્યાંથી એવી ચિઠ્ઠી આવી છે અને તેમાં મનાઇ કરી છે."

"કારણ?" શેઠે શાંતિથી અને ગંભીરતાથી પ્રશ્ન કર્યો.

"કારણ એ કે સીમંતિની સ્ત્રીની શય્યા પૃથક્ હોવી જોઇએ."

"એમ? ત્યારે એ આનંદપ્રદ શિક્ષા અમે સહન કરીશું." શેઠ સમજ્યા કે શેઠાણીને કાંઇક આશા હશે.

"અને મને મારે પિયેર જવાની પરવાનગી મળવી જોઇએ."

"ના; એવી પરવાનગી અમે આપતા નથી; અમોને પૃથક્ શય્યા કબૂલ છે; પૃથક્ નિવાસ કબૂલ નથી; એટલી સખ્ત શિક્ષા ન હોય. એક પૈસાની ચોરી કરનાર ગુન્હેગારને દેશનિકાલની સજા ન થાય."

"પણ આ શિક્ષા કરતાં મને પોતાને શિક્ષા થાય છે તે?"

"કુદરતે મોકલેલી એ આનંદપ્રદ શિક્ષા તમે પણ સહન કરો." શેઠે કહ્યું અને આનંદમાં ગરક થએલી લાગણીઓને વહન કરવા દીધી.

* * * * *

બીજા દિવસથી શેઠ અને શેઠાણીનાં બિછાનાં બે જૂદા જૂદા

ઓરડામાં થયાં. શેઠને મન એક પ્રકારનો આનંદ હતો કે પોતાનો ભાગ્યશાળી દિવસ નજીક આવતો જાય છે. પરન્તુ પહેલાં જે વહેમે ચિત્તમાં નિવાસ કર્યો હતો તેથી મન ચગડોળે ચડ્યું. મનોરમા પોતાને ઠગવાને કાંઇ ચરિત્ર કરતી હશે કે વસ્તુતઃ તે સઘળું ખરૂં હશે તે સવાલનો નિર્ણય શેઠનું મન કરી શક્યું નહિ. જે વહેમ મનમાં પેઠો હતો તે દિવસે દિવસે વધતો જતો હતો બલકે તે વહેમનો કીડો શેઠનું કાળજું કોરી ખાતો હતો. પોતાનો વહેમ ખુલ્લો કરવા જેવી શેઠની સ્થિતિ નહોતી અને કાંઈ ચોરી પકડવાનો પ્રસંગ હાથ આવતો નહોતો. શું યુક્તિથી શેઠાણીના હૃદયની પવિત્રતાની ખાત્રી કરવી તે બાબત સલાહ લેવા જેવો અંતર્નો માણસ પણ શેઠને માટે નહોતો.

એ દિવસ શું કરવું તે ને તે વિચારમાં ચાલ્યા ગયા. ત્રીજે દિવસે શેઠે કાંઈક તપાસ કરવાનો પોતાના મનથી નિશ્ચય કર્યો. બરાબર મધ્ય રાત્રિ થઈ એટલે શેઠ પોતાના શય્યાગૃહમાંથી બહાર આવ્યા. બહાર ચાલીમાં એક નોકર સૂતો હતો અને દાદરવાળા ખંડમાં ચાકરડી સૂતી હતી. શેઠ ગુપચુપ આખા બંગલામાં ફરી વળ્યા. કોઇ સ્થળે દીવો બળતો હોય તો જરા અજવાળું પડતું પણ મોટે ભાગે સર્વત્ર અંધારૂં જ હતું. શેઠાણીના શય્યાગૃહનાં બારણાં પણ બરાબર તપાસી જોયાં, ધક્કો મારી જોયો તો અંદર સ્ટોપર વાસેલી જણાઈ અને થોડો ખડખડાટ થયો. ચાકરડી તે અવાજથી જાગી ઉઠી અને પોતાની ઓરડીની બહાર આવી તો ચાલીમાં શેઠને પોતાના શય્યાગૃહ ભણી ચાલ્યા જતા જોયા. શેઠને કાંઈક વહેમ પડ્યો હોવો જોઇએ એવું અનુમાન કરતી તે ગભરાઈ, પણ પુનઃ સાવચેત રહેવાને ભાનમાં આવી.

બીજી રાત્રે તે જ વખતે શેઠ પુનઃ ઉઠ્યા અને આખા બંગલામાં તપાસ કરી. પાછા શેઠાણીની શય્યાગૃહ પાસે આવી પહોંચ્યા. નજીકમાં સૂ-

તેલા નોકરને શેઠે જગાડ્યો અને શેઠાણીને જગાડવા માટે તેને સૂચના કરી. નોકરે "બા સાહેબ, બા સાહેબ" એવી બે ત્રણ બૂમો મારી, તે સાથે ચાકરડી પણ ત્યાં આવી પહોંચી. નોકરને બૂમો મારતો અટકાવીને તેણે શેઠાણીને જગાડવા માટે બારણું ઠોકવા માંડ્યું તથા બૂમો પાડવા માંડી. દસેક મિનિટ ચાલી ગઈ પણ શેઠાણી જાગ્યાં નહિ. શેઠનું હૃદય ધડકવા લાગ્યું. વહેમ દૃઢીભૂત થવા લાગ્યો: "આટલો ઘોંઘાટ ગરબડાટ થાય છે છતાં કોઇ ન જાગે એમ બને ખરૂં? કાંઇક કપટ હોવું જોઇએ." શેઠે ચાકરડીને કહ્યું: "કેમ, હજી પણ ઉંઘ ઉડી નહિ કે?"

ચાકરડી બોલી: "પણ રહો, હું અગાશીમાં જોઇ આવું; કદાચ ધ્રા-મને લીધે ત્યાં પવનમાં સૂઇ રહ્યાં હોય." એમ કહી તે ચાલી ગઇ અને શેઠ વિચારના કોકડામાં ગુંચવાતા ત્યાં જ ઊભા રહ્યા. દસેક મિનિટ વધારે ચાલી ગઇ અને ચાકરડી પાછી આવી બોલી: "ખરેખર, અગાશીમાં જ સૂઇ રહ્યાં છે! હમણાં અહીં આવે છે."

એટલામાં મનોરમા આવી. તેનાં વસ્ત્રોમાંથી સુગંધી બ્હેકી રહી હતી. પહેરેલાં વસ્ત્રો સૂઇ જતી વખતનાં નહોતાં. સુંદર પોલકું અને રેશમી સાડી તેણે પહેરેલાં હતાં. આવતાં જ તે બોલી: "કેમ અત્યારે મને સંભારી? આજે મને જરા ગભરામણ થતી હતી એટલે હું તો સાંજે ફરીને આવી અને જમીને તુરત જ કપડાં પણ બદલાવ્યા વિના અગાશીમાં સૂઇ રહી હતી!"

ખુલાસો થઈ ગયો. શેઠનું મગજ પુનઃ વળી ગોટાળે ચડ્યું. "શું આ ખરૂં કહે છે? કદાચ હોય પણ ખરૂં." એવો વિચાર ઉદ્‌ભવી આવ્યો એટલે વધુ ખુલાસો માંગવાની શેઠની હિંમત ચાલી શકી નહિ. શેઠ બોલ્યા: "તને સંભારવાનું કારણ કાંઇ નથી; આજે જરા મોડો આવ્યો હતો અને ઉંઘ આવતી નહોતી એટલે થોડી વાર તારી પાસે બેસવા

આવતો હતો; કેમ, હવે તો હૃદયમાં ગભરામણુ થતી નથી ના ?"

"ના, જરા ઉંઘ લીધા પછી ઠીક છે." એમ કહી મનોરમા શેઠની સાથે તેમના શય્યાગૃહમાં ગઇ. વહેમની આગ તે ક્ષણે તો શમી ગઈ.

## પ્રકરણ ૨૫ મું.

### ઇસ્પિતાલમાં.

રતિશંકરની સ્થિતિ જાણવાને અધીરા થએલાઓને હવે વધારે નિરાશ કરવાની જરૂર નથી. દોડતી મોટોરનો આંચકો લાગવાથી તે પડી ગયો, બેભાન બની ગયો, એક હાથ અને એક પગપર થઇને મોટોર પસાર થઇ ગઈ, લોકો એકઠા થઇ ગયા, પણ સૌ કોઈ ગભરાટમાં હોવાથી તેને તાત્કાલિક મદદ આપવાનું કોઇને સૂજ્યું નહિ. એટલામાં દરવાજાપરથી પોલિસનાં બે માણસો આવી પહોંચ્યા અને તેમણે એકઠા થએલા લોકોને દૂર કરી પાણી મંગાવી રતિશંકરના મ્હોંપર છંટાવ્યું. અંતરના દુઃખથી પીડાએલો રતિશંકર શરીરના દુઃખનો પણ ભાગી થયો હોવાથી તે એકાએક ભાનમાં આવી શક્યો નહિ. પોલિસના માણસોએ એકઠા થએલા લોકોને કોઈ તેને ઓળખતું હોવા વિષે પૂછ્યું પણ કોઇએ કાંઈ જવાબ આપ્યો નહિ, એટલે તેને એક ખાટલીમાં નાંખી સિવિલ હોસ્પિટાલમાં મોકલી આપ્યો.

ઇનડોર પેશન્ટ અથવા ઇસ્પિતાલમાં રહેનાર દર્દીઓની સારવાર કરનાર નર્સે રતિશંકરને થએલા અકસ્માતની તપાસ કરી અને તુરત જ તેણે મુખ્ય ડાકટરની સલાહ લીધી. ઇસ્પિતાલની સાથે સંયુક્ત રાખવામાં આવેલી 'મેડીકલ સ્કૂલ' ના ચાર પાંચ વિદ્યાર્થીઓ પણ ત્યાં આવી

લાગ્યા. તેમાંનો એક આશ્ચર્યથી દિગ્મૂઢ બનતો બોલ્યો: "ઓહ! આ તો બિચારો રતિશંકર! તેને વળી આ અકસ્માત્ ક્યાંથી થયો?"

ડાક્ટરે તે વિદ્યાર્થીની તરફ જોઇને કહ્યું: "કેમ મી. નર્મદાશંકર! તમે તેને ઓળખો છો?"

"હા, સાહેબ! તે બિચારો એક ગરીબ બ્રાહ્મણ છે અને મારી સાથે મેટ્રિક્યુલેશનમાં અભ્યાસ કરતો હતો! મારો મિત્ર છે; તેને શાની ઇજા થઇ છે સાહેબ?"

"મોટારની અડફેટમાં આવી જવાથી એક હાથ અને એક પગને ઇજા થઇ છે. પગને બહુ ઇજા નથી થઇ, પણ હાથનું કાંડું ઉતરી ગયું છે; અંદરથી ફ્લેશ ચીરાઇ ગયું છે; પણ મને કાંઇક બીજો જ ભય જણાય છે. તેનો શ્વાસ રૂંધાઇ જતો હોય એમ જણાય છે. હૃદય જેમ બ્હી ગએલ હોય તેમ કોઇ વાર બહુ જ ઉછળે છે!"

સઘળા વિદ્યાર્થીઓ ડાક્ટરની તપાસ તરફ નજર કરી રહ્યા હતા. રતિશંકર હજી ભાનમાં આવ્યો નહોતો એટલે તેને થએલી ઇજાનો કાંઈ પણ ઉપચાર કર્યા પહેલાં તેને ભાનમાં લાવવાના ઉપચાર કરવા માંડયા. એક કલાકે તે કાંઇક ભાનમાં આવ્યો અને હાથમાં થતી પીડાથી બૂમેબૂમ મારવા મંડી ગયો. ડાક્ટર અને તેના મિત્ર નર્મદાશંકર બન્નેએ તેને ધીરજ આપી. રતિશંકર જ્યારે પૂરેપૂરા ભાનમાં આવ્યો ત્યારે ડાક્ટરે તેને ક્લોરોફોર્મ આપીને ઇજા થએલા કાંડાનો ઉપચાર શરૂ કર્યો. કાંડાપર સખ્ત માર લાગ્યો હતો પણ લોહી નીકળ્યું નહોતું. ડાક્ટરે નસ્તર મૂકી બગડેલું લોહી કાઢી નાંખ્યું અને તે પર પાટા પીંડી કરી. પગના નળાને સહેજ ઇજા થઈ હતી તેનો પણ યોગ્ય ઉપચાર કર્યો. નર્મદાશંકર પોતાના મિત્રધર્મને વળગી રહીને તેની સારવારમાં રહ્યો.

બીજા દિવસની સ્હવારસુધી કિશોરીને પોતાના સ્વામીની આ સ્થિ-

તિની ખબર મળી નહિ. તે બિચારી મોટા ગભરાટમાં પડી હતી, પણ અમદાવાદ જેવડા મોટા શહેરમાં શું કરવું તે તેને સૂઝ્યું નહિ. ચોકીપર પણ પોલિસને ખબર આપે, પણ રતિશંકર કાંઇ એક બાળક નહોતો કે ખોવાઇ જાય! આખો દિવસ અને રાત ભૂખ તરસ અને ચિંતામાં વી-

ત્યારે બીજે દિવસે સ્હવારે નર્મદાશંકર તેને તેના સ્વામીના ખબર આપવા આવ્યો!

તે ગરીબડી બાળા ગભરાઈ, રડી પડી, પણ નર્મદાશંકરે તેને ધીરજ આપી અને તેને પોતાની સાથે ઇસ્પિતાલમાં તેડી લાવ્યો. સ્વામીને બિછાનામાં જોતાં જ તેનાથી ઠૂઠવો મૂકી દેવાયો. ઇસ્પિતાલની પારસી નર્સ માયાળુ હતી, તેણે કિશોરીને આશ્વાસન આપતાં કહ્યુઃ “ બેહેન! એવણને કાંઇ બહુ સીરીયસ ઇજા થઇ નથી; તમે ઘબરાઓચ સાને ? હોવ, ઇન્સાનપર દુઃખ તો પરતાં આવીયાં જ છે ના ? થોરા દિવસમાં તેવણ સાજા થઇ જસે હું કે બેહેન!”

પરન્તુ નિર્દોષ અને સરલ હૃદયો ઉપર આવા દેખાવો જે કાંઇ અસર કરે છે તે એવા આશ્વાસનથી ભુંસાતી નથી. રતિશંકરમાં પણ હવે બોલવાની શક્તિ આવી હતી, એટલે તેણે પણ કિશોરીને ધીરજ આપી. કંઠી નોત્તમલાલ ઠગી ગયો છે, એ વાત આ વખતે કિશોરીને કહેવાનું તેણે વાજબી માન્યું નહિ. સાંજસુધી કિશોરી સ્વામી પાસે રહી અને રાત દહાડો ત્યાં જ રહેવાની તેણે નર્સ પાસે માંગણી કરી. નર્સે કાંઈ વાંધો લીધો નહિ, પણ સમજાવ્યું કે “ જુઓની બેહેન! હમો સઘલાં માંદાંઓની માવજત કરવાને જ રયાં છૈએ. તમો કાંઇ જાસ્તી કરવાનાં નથી; હા, તમારૂં દિલ માનતું ન હોય તો ભલે રેહેવો, પન તમે નહિ હોવો તો બી હમો કાંઇ તમારા હસબંદને ઉણું નહિ પરવા દેઇએ, હું કે બેહેન!”

નર્મદાશંકરે કિશોરીને સમજાવી અને રતિશંકરે પણ તેને ઘેર રહે-વાની સૂચના કરી. છતાં રોજ સ્હવાર–સાંજ તે ઇસ્પિતાલમાં આવતી અને સ્વામીની તબીયત જોઇ જતી. કિશોરીએ પોતાની માને પત્ર લખ્યો હતો અને ત્રીજે દિવસે રામબાઇ પણ લોહી નાંખતાં અમદાવાદ આવ્યાં ! રોયાં, કકળ્યાં, રતિશંકર પાસે ધોધે આંસુ પાડયાં, પણ વિધિની ઘટ-નાને કોણ નિવારી શકે છે ?

* * * * *

પાંચ–છ દિવસ ચાલ્યા ગયા. તે દર્મ્યાન મોટોર ગાડી, બાઇસીકલો અને ઘોડાની ગાડીઓ ચલાવવામાં તેના હાંકનારાઓ જે બેદરકારી બ-તાવતા હતા તે માટે વર્તમાનપત્રોએ બૂમ મચાવી મેલી હતી. અધિકા-રીઓના કાન બે–ચાર દિવસ સુધી ચમકતા રહ્યા, પણ બનાવ જરા વિ-સારે પડયો એટલે પુનઃ તેની તે સ્થિતિ ચાલુ થઇ ! રતિશંકરની તબીયત હવે સુધારાપર આવતી જતી હતી. હાથ પગની ઈજાને લીધે રોજ તાવ આવતો તે પણ હવે તો દૂર થઇ ગયો હતો અને શરીરમાં નવું ચેતન પણ આવતું જતું હતું. હાઉસસર્જન ભલો માણસ હોઇને રતિશંકરની સં-ભાળ લેતો અને રોજ તેને પૂછતો કે તેને કાંઇ પણ જરૂર છે કે નહિ.

આખો દિવસ બિછાનામાં પડયાં રહેવાથી રતિશંકરને બહુ જ કં-ટાળો આવતો. તે બિછાનામાંથી ઉઠીને ઓરડામાં તથા કોઇ કોઈ વાર બહારની ચાલીમાં હરતો ફરતો પણ તેમ કરતાં પણ દિવસ ખૂટતો નહિ. દર્દીઓને બહારની કાંઇ મદદ કરવા માટે, બિછાનાં સાફ રાખવા માટે તથા ઝાડૂ કાઢવા માટે લખમણ નામનો એક કણબી નોકર હતો તેની સાથે વાતચીત કરવામાં રતિશંકર કેટલોક વખત ગાળતો, પરન્તુ તે અ-ભણ માણસ સાથેની વાતચીતમાં તેને જરાએ ઠીક પડતું નહિ. તોપણ લખમણ સરલ સ્વભાવનો અને માયાળુ હોવાથી રતિશંકર તેની સાથેની

વાતચીતને વખત ગાળવાના સાધન તરીકે કોઇ કોઇ વાર ઉપયોગમાં લેઇ શકતો હતો. એક વાર ડાકતરે આવીને પૂછ્યું: "કેમ, મી. રતિશંકર! તમને સારવારમાં કે માણુસોની મદદમાં કાંઇ ખામી જણાતી હોય તો મને કહેજો, હોં; મુંઝાશો નહિ."

રતિશંકરે જવાબ આપ્યો: "નહિજી, મને પૂરી સગવડ છે; નર્સ હમેશાં મને પાટા બાંધી જાય છે અને લખમણ કાંઇ જોઇતું હોય તો લાવી આપે છે; છતાં એક નજીવી માંગણી આપની પાસે કરવાની હું જરૂર ધારૂં છું."

"ભલે, ખુશીથી કહો; તમને શું જોઇએ છે?"

"સાહેબ! આખો દિવસ બિછાનામાં પડ્યાં રહેવાથી મને બહુ જ કંટાળો આવે છે; તો જો અહીં કોઇ ગુજરાતી અંગ્રેજી વર્તમાનપત્રો આવતાં હોય તો બપોરના ફુરસદના વખતમાં મને મોકલાવો તો ઠીક; તે વાંચવામાં મારો સમય જવાથી દર્દની પીડા પણ કાંઇક કમી જણાશે."

"હા ભલે; હોસ્પીટાલમાં તો અહીંનાં ગુજરાતી અઠવાડિક પત્રો અને મુંબઇનું એક રોજીંદું અંગ્રેજી પત્ર આવે છે તે લખમણ પાસે તમે મંગાવી લેજો; તમને કાંઇ પુસ્તકો વાંચવા માટે જોઇતાં હશે તો તે પણ હું મારે ત્યાંથી લાવી આપીશ."

"નાજી; વર્તમાનપત્રો જ બસ છે. હું લખમણ પાસે મંગાવી લેઇશ." રતિશંકરે કહ્યું અને ડાકતર બીજાં દર્દીઓને તપાસવાને ત્યાંથી ચાલ્યો ગયો. રતિશંકરે લખમણને સૂચવ્યાથી તેણે બે ત્રણ છાપાં લાવી આપ્યાં અને રતિશંકર તે વાંચવામાં પડ્યો. અભણ લખમણના મનમાં કાંઇક કુતૂહલ પેદા થયું અને તેણે પૂછ્યું: "હેં રતિશંકરભાઇ! આ છાપામાં આટલું બધું શું લખ્યું હશે?"

"દેશ પરદેશના ખબર, મોટા મોટા માણુસોની વાતો, અને એવું બધું."

"એવું એવું રોજ છપાતું હશે?" લખમણે પ્રશ્ન કર્યો.

"હા."

"ત્યારે મોટા મોટા માણસો રોજ આ છાપામાં છપાય તેવી વાતો કરતા બેસી રહેતા હશે?" લખમણનો આ પ્રશ્ન સાંભળીને રતિશંકર ખડખડ હસી પડયો.

"કેમ, ભાઈ શાબ? હસો છો?" લખમણે પણ મ્હોં મલકાવતાં કહ્યું.

રતિશંકર બોલ્યો: "ભાઈ લખમણ! તારા સવાલનો જવાબ હું આપી શકું તેમ નથી; હું કહીશ તે તું સમજી શકીશ પણ નહિ; માટે એવી બાબતો સમજવાને વ્યર્થ માથાકુટ કરીશ નહિ."

"ભલે શાબ, નહિ કરૂં; પણ છાપામાં કોઇ વાર લેલી મજનુની કે ભૂત પ્રેતની વાતો આવે તો મને વાંચી સંભળાવજો."

"લખમણ! ભૂત પ્રેતને તું માને ખરો કે? ભૂત પલીત તો સઘળા વહેમ છે."

લખમણ મ્હોં ગંભીર કરીને બોલ્યો: "ના શાબ! ભૂત તો ખરાં છે. મારી ડોસી કાઠિયાવાડમાં રહે છે તે વાત કરતાં કે ભૂત તો બહુ જ બ્હીવરાવે છે અને ઘડીમાં બૈરૂં બને તો ઘડીમાં બકરૂં બની જાય છે! વળી ભડકો થઇને ઉડી જાય ત્યારે તો આપણે ઊભા ઊભા ફાટી પડીએ!"

રતિશંકરને આ સાંભળીને વળી વધારે હસવું આવ્યું. તે બોલ્યો: "લખમણ! પણ તેં તારી આંખોએ કોઈ વાર ભૂત જોયું છે?"

"જી હા; અને જો તમારે પણ ભૂત જોવું હોય તો બતાવું. જુઓ, પેલું સામે ખંડેર દેખાય છે ને? તેમાં બીજે અને ત્રીજે રાત્રે ભૂત થાય છે, લાલ પીળા દીવા દેખાય છે અને કોઈ કોઇ વાર તો હોકારા પણ સંભળાય છે! તે ખંડેર ત્રણ–ચાર વરસ થયાં હું તેવું ને તેવું જોઉં છું, અને અઠવાડિયામાં એકાદ બે વાર રાત્રે તો ભૂત દેખાય જ દેખાય! ત-

મારે જોવું હોય તો વળી આજ–કાલ બતાવીશ. હા, જરૂર બતાવીશ. એકાદ બે દર્દીઓને પણ મેં અગાઉ બતાવેલું!"

રતિશંકર ધીમું હાસ્ય કરીને બોલ્યોઃ "ત્યારે તે ખંડેરને કેમ પડતર રહેવા દીધું હશે? તેનો માલેક ચણાવી લે નહિ?"

લખમણ બોલ્યોઃ "બાપરે! રતિશંકરભાઇ! આ તમે કેવી વાત કરો છો? તેમાં જવાની જ કોની હિંમત ચાલે? કડિયા અને સુતારનો જ પહેલો ભોગ લે! શું તમે હજી મારૂં કહેવું ખોટું માનો છો?"

"ઠીક; કોઇ વાર મને બતાવજે, એટલે હું સાચું માનીશ, અને પછી આપણે તે ખંડેરમાં જઇને તપાસ કરીશું."

"ના, શાબ! એ ભૂતનો ખેધો લેવો તો સારો નહિ હોં! એ તો વાંસો બતાવે કે આપણે મરી જઇએ!"

"વારૂ, વારૂ, પણ કોઇ વાર બતાવજે ખરો."

"હા; જો થશે તો આજ રાત્રે જ બતાવીશ." એમ કહી લખમણ ગયો; પણ ક્યારે રાત પડે અને હું રતિશંકરને ભૂત બતાવી સાચો કરૂં એ જ વિચાર તેના ચિત્તમાં ઘોળાયાં કરતો હતો.

---

## પ્રકરણ ૨૬ મું.

---

### ભૂતચેષ્ટા.

રાત્રિના બાર વાગ્યા. સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો હતો. ઇસ્પિતાલમાં કોઇ કોઈ ક્ષય રોગથી કે ઉધરસના મરજથી પીડાતા દર્દીઓની ઉધરસ કોઇ વાર સંભળાતી હતી અને પુનઃ સર્વત્ર શાન્તિ ફેલાતી હતી. અંધકારમય આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા. મ્યુનિસિપાલીટીનું ફાનસ

હૉસ્પિતાલના કોમ્પાઉન્ડની બહાર એક ખૂણાપર બળી રહ્યું હતું. પ્રકૃતિ દેવી અત્યારે શૂન્ય અને નીરવ થઇને બેઠેલી જોવામાં આવતી હતી. શહેરમાં રાઉન્ડ ફરવા નીકળેલાં પોલિસ અધિકારીઓના ભયંકર હોકારા ફેલાઈ રહેલી શાંતિમાં ખલેલ પહોંચાડતા હતા. કેટલેક સ્થળે પેહેરેગીરો મ્યુનિસિપાલીટીનાં ફાનસના થાંભલાઓને અઢેલીને ઝોકાં ખાતા નજરે પડતા હતા.

ભૂતવાળા ખંડેરની બાબતમાં રતિશંકરને ખાત્રી કરી આપવા માટે લખમણ આજે ઉંચો નીચો થઇ રહ્યો હતો અને મધરાત થતાંસુધી તે પેલા ખંડેરની સામે નજર રાખીને જ ચાલીમાં બેસી રહ્યો હતો. તે ખંડેર એક મોટું પડી આખડી ગએલું મકાન હતું. પછીત પડી ગએલી હોવાથી છાપરૂં નમી ગએલું હતું અને કેટલાંક બારી બારણાં પણ ભાંગી તૂટી ગયાં હતાં. ડહેલાનાં બારણાં નહોતાં અને ચોકમાં વરસાદથી ઘાસ ઊગી નીકળેલું હતું. ઓસરીમાં ઉંદરડાના દરનો પાર નહોતો અને રાત્રે શિકાર કરવા નીકળેલા સર્પોને જોઇને ડાકલી' બજાવતા ઉંદરોનો ઘોર ધ્વનિ રસ્તે જનારાઓને પણ ભય ઉપજાવનારો થઈ પડતો હતો. દિવસે પણ તે મકાનમાં પેસવાની કોઇ હિંમત ચલાવતું નહિ. ચોર કે બદમાશો તેમાં ભરાઇ બેઠાની ખબર પોલિસનાં માણસોને મળતી તો તેઓ પણ ભૂત કે સાપ વીંછીના ભયથી તેમાં પેસતાં અચકાતા. મકાનની બાંધણી જૂની બાદશાહી ઘાટીની અને મજબૂત હતી તેમ જ માંહેની રચના પણ ગુંચવણીભરી હતી. છુપાઇ રહેનારાઓને માટે તે એક ઉમદા સ્થળ હતું એમ કહીએ તો ચાલે.

ભદ્રની ઘડીયાળમાં બાર ટકોરા થયા અને થોડી વાર થઈ એટલે તે ખંડેરમાં ખડખડાટ ભડભડાટ શરૂ થયો. તે ખંડેરની સામે જ નજર કરીને ચાલીમાં બેસી રહેલો લખમણ એકદમ રતિશંકરના બિછાના પાસે

આવ્યો અને તેને જગાડીને ધીમેથી બોલ્યો: " ભાઇશાબ ! પેલાં ભૂતડાંની લીલા જોવી હોય તો આજે બરાબર તાલ છે. "

રતિશંકર આ કુતૂહળ જોવાને તેના બિછાનામાં બેઠો થયો અને લખમણે તેની પાસેની બારી હળવે રહીને ઉઘાડી. બારીમાંથી નજર કરતાં રતિશંકરે સામેના ખંડેરને અંધકારમય જોયું. થોડી વારે તેની એક અર્ધજીર્ણ થઈ ગએલી બારી ઉઘડી. રાઉન્ડ ફરવા નીકળેલો પોલીસ જમાદાર તે ભૂતિયા મકાન પાસે આવતાં જ બારી ઉઘડવાનો ખખડાટ તેને કાને પડ્યો, એટલે ઉતાવળે પગલે રસ્તાપરથી પસાર થઇ ગયો અને ઘણે દૂર ગયો તે પહેલાં તેના મુખમાંથી નીકળેલો હોકારો રતિશંકરના સાંભળવામાં આવ્યો નહિ ! બારી ઉઘડતાં જ ઓરડામાં સર્વત્ર દીવાનો પ્રકાશ ફેલાઇ ગએલો હોય તેવું વિચિત્ર દર્શન થયું. તે બારીમાંથી એક કાળા પોશાકવાળા પુરૂષે ડોકું કાઢીને આસપાસ નજર કરી અને પુનઃ બારીનાં બારણાં ધબોધબ બંધ થઈ ગયાં. માંહેનો પ્રકાશ પણ દૂર થઇ ગએલો જણાયો અને પુનઃ સર્વત્ર અંધકાર જ વ્યાપી રહ્યો. આ જોઇને રતિશંકર તથા લખમણનાં હૃદયો આશ્ચર્ય તથા ભયથી ધડકી-ધ્રુજી ઉઠયાં.

એટલામાં ઓરડાનાં મોટાં બારણાં ઉઘડતાં હોય તેવો અવાજ સાંભળવામાં આવ્યો પણ તે વખતે દીવાનો પ્રકાશ જોવામાં આવ્યો નહિ. થોડી વારે બારણાં બંધ થયાનો અવાજ આવ્યો અને શાન્તિ વ્યાપી રહી. ડહેલામાંથી એક કાળી આકૃતિ બહાર નીકળીને રસ્તાપર ચાલી જતી જોવામાં આવી. લખમણ ધીમેથી બોલ્યો: " જુઓ શાબ ! પેલી ડાકણ કોઇકને ભરખવા જાય છે, બાપરે ! "

ત્યારપછી કાંઇ જોવામાં કે સાંભળવામાં આવ્યું નહિ. લખમણ ડાકણ જેવી કાળી આકૃતિ જોઇને બહુ જ બ્હી ગયો હતો. તેનું

હૃદય જોરથી ધડકતું હતું. એ ભૂતચેષ્ટાપર વિચાર કરતો રતિશંકર સૂઇ ગયો.

*　　*　　*　　*　　*

બીજા દિવસનું પ્રભાત થયું કે તુરત જ રતિશંકરને ખબર મળ્યા કે લખમણ એકાએક સખ્ત તાવનો ભોગ થઇ પડયો છે! તે ગઇ રાત્રિની ભૂતચેષ્ટા જોઇને બહુ જ ગભરાઇ ગયો હતો અને તાવના ઘેનમાં કોઇ કોઇ વાર ભૂત અને ડાકણની વાતો જ લવતો હતો: "બાપરે! એ ચૂડેલ તો મારો જીવ લેશે!" "રતિશંકરભાઈ! જુઓ એ ડાકણ મને ભરખવા આવે છે!" "અહાહા! બધાં ભૂતડાં અલોપ થઈ ગયાં!" આવું આવું તે બેભાન અવસ્થામાં બકતો. રતિશંકર તેના મનનો ભય અને વહેમ દૂર કરવાને તેને સમજાવતો પણ તેની વાત લખમણના ધ્યાનમાં બરાબર ઉતરતી નહિ.

એટલામાં હાડિસ સર્જન સૌની તપાસ કરતો કરતો રતિશંકરની પાસે આવી પહોંચ્યો. લખમણને તે સ્થળે જ તાવમાં પડેલો જોઇને તેને આશ્ચર્ય થયું. રતિશંકરે ગઇ રાત્રે બનેલી વાત ડાક્ટરને કહી સંભળાવી અને જણાવ્યું કે "એ ભૂતચેષ્ટાના વહેમ અને ભયથી લખમણને તાવ આવ્યો છે."

ડાક્ટરે કહ્યું: "મિસ્તર રતિશંકર! મેં પણ કેટલાક વખતથી સાંભળ્યું છે કે એ ખંડેરમાં ભૂત રહે છે. શું એ વાત ખરી છે?"

"તેમાં ભૂત જ છે કે કેમ તે હું ચોક્કસ કહી શકું નહિ. પરન્તુ કાંઇક ઘોટાળો તો અવસ્ય છે જ."

"વારૂ, આજે રાત્રે હું અહીં રહીશ અને આપણે બન્ને એ ચેષ્ટા જોઇશું." ડાક્ટરે કહ્યું.

"પણ રોજ એ ચેષ્ટા થાય છે કે કેમ તે ચોક્કસ નથી." રતિશંકરે કહ્યું.

"તો કાંઇ ફીકર નહિ. એ ત્રણ દિવસ કન્ટીન્યુઅલી (ચાલુ રીતે) હું રોકાઇશ; પરન્તુ જે બાબતનો વહેમ પડ્યો તેની તપાસ તો કરવી જ જોઇએ." એમ કહી ડાકટરે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં પાછા ફરીને ડાકટરે પૂછ્યું: "આજનાં પેપર તો લખમણ નહિ લાવી શક્યો હોય!"

"જી ના."

"વારૂ, હું હમણાં મોકલાવું છું." એમ કહી ડાકટર ગયા. થોડી વારમાં ઇસ્પિતાલનો એક બીજો નોકર રતિશંકરને ત્રણ-ચાર છાપાં આપી ગયો. તેમાં તે જ દિવસનું અમદાવાદનું એક અઠવાડિક પત્ર પણ હતું. તે પત્રનું પાનું ઉઘાડતાં જ રતિશંકરે નીચેની જાહેર ખબર જોઇ.

## રૂપિયા ૫૦૦૦ નું ઇનામ.

મારી મોટી પુત્રી નામે મિસ કેથેરીન ઉંમર વર્ષ ૧૩ ની ગયા શુક્રવારે રાત્રે વિકટોરિયા ગાર્ડનમાં ફરીને મારી આયાની સાથે ઘર તરફ પાછી ફરતાં, કોઇ બદમાશો આયાને નદીમાં ફેંકી દઇ કેથેરીનને બળાત્કારપૂર્વક ઉપાડી ગયા છે. આ બદમાશોનો અને મારી પુત્રીનો પત્તો મેળવી આપનારને ઉપરનું ઇનામ આપવામાં આવશે. બદમાશોના રૂપ-રંગ, સ્વર વગેરેને લગતી ટુંક વિગત મારી આયા જે હાલ મારા ઘરમાં બિછાને પડી છે તે આપી શકશે.

**જોસેફ લોંગ.**

મી. જોસેફ લોંગને રતિશંકર તુરત ઓળખી ગયો. પોતાને ચાહનો પ્યાલો પીવાનું કહી પ્રમાણિકપણાની ખાત્રી કરનાર મી. લોંગની જ મોટી

પુત્રી બદમાશોના બળાત્કારનો ભોગ થઇ પડી છે એમ જાણીને રતિશંકરને કાંઇક દુઃખ પણ થયું.

રાત્રિ પડી. રાત્રિના દશ વાગતાં ડાકટર ભુતચેષ્ટા જોવાને ઇસ્પિતાલમાં આવી પહોંચ્યા. લખમણને હજી તાવ ઉતર્યો નહોતો. ડાકટરે તાવ તપાસ્યો તો ૧૦૫ ડીગ્રી થયો, અને તે સાથે ડાકટરને ચિંતા પેદા થઇ. તે જ વખતે દવા મંગાવીને ડાકટરે લખમણને પીવા કહ્યું. લખમણે તાવમાં હાંફતાં જવાબ આપ્યો: "શાબ! હવે દવાનું ઝેર પેટમાં ઘાલીને શું કરવું છે? ડાકણે મારાપર મૂઠ મારી છે એટલે હવે હું મરી જવાનો છું."

ડાકટરે કહ્યું: "અરે લખમણ! એ ડાકણ ન હોય; તું નકામો વહેમાયો છું. ડાકણ તે વળી કોઇને મૂઠ મારતી હશે? કહે જોઇએ તેં કેવી ડાકણ જોઇ હતી?"

"એ બધું અત્યારે મને સાંભરતું નથી. પણ ભૂતિયા ખંડેરમાંથી નીકળતી મેં તેને જોઇ હતી! બાપરે! એ આવી!" એમ કહી લખમણ બિછાનામાંથી ઊભો થઈ નાસવા લાગ્યો. ડાકટર અને રતિશંકરે તેને પકડી રાખ્યો અને પાછો બિછાનામાં સુવાડયો.

ડાકટરને ભય પેદા થયો કે રખેને આ વહેમ અને ભયમાં લખમણ ગાંડો બની જાય અથવાતો મરણ પણ પામી જાય. રતિશંકરે ડાકટરને કહ્યું: "સાહેબ! જે આકૃતિને લખમણ ડાકણ માની બેઠો છે તેવી આકૃતિ પુનઃ તેને બતાવીને તેની ખાત્રી કરી આપવામાં આવે કે તે ડાકણ નહોતી, તો લખમણનો વહેમ અને ભય બન્ને દૂર નાસી જાય અને તે સાજો થાય."

"હા, તે તમે ખરૂં કહો છો પણ તેવી આકૃતિ આપણે કયાંથી લાવીને બતાવીએ અને કેવી રીતે લખમણની ખાત્રી કરી આપીએ?"

રતિશંકરને પણ તે સવાલનો તોડ કાઢતાં વિચાર થઇ પડ્યો. એક કલાક પછી વળી લખમણને દવા પીવા માટે કહેવામાં આવ્યું અને માંડ માંડ બે ઘુંટડા ગળે ઉતર્યા. મધરાત થઈ એટલે તેના આખા શરીરે પરસેવો વળ્યો. શરીરપરની ચામડી જરા ઠંડી થઇ પણ શરીરની અંદરનું તાવનું જોર જરા પણ ઓછું થયું ન હતું.

એટલામાં ખંડેર ભણીથી અચિંત્યો ખડખડાટ થયો એટલે ડાકટર અને રતિશંકર બન્નેનું ધ્યાન તે તરફ ખેંચાયું. રતિશંકર ધીમેથી બોલ્યો: “સાહેબ ! પેલી ભૂતચેષ્ટા શરૂ થવાની સિગ્નલ થઇ ચૂકી.”

“ત્યારે આપણે હવે તે બરાબર જોઇએ.” ડાકટરે કહ્યું.

એટલામાં તે ખંડેરમાં દીવાનો પ્રકાશ ફેલાયો એમ એક બારીની તીરાડો ઉપરથી કળી શકાયું. એકાદ મિનિટમાં તે દીવો પાછો હોલવાઈ ગયો અને બારી ઉઘડી. કોઇ પુરૂષે બારીમાંથી ડોકું કાઢી આસપાસ નજર કરી અને તુરત જ તેણે પાછી બારી બંધ કરી દીધી. પુનઃ ખંડેરમાં પ્રકાશ થએલો જણાયો.

આ દૃશ્ય જોઇને ડાકટર અને રતિશંકર બન્ને સ્હે ખાઈ ગયા. ખંડેરમાંનો દીવો થોડી વારમાં બળતો તો થોડી વારમાં હોલવાઇ જતો જોવામાં આવતો હતો. ડાકટર અને રતિશંકર તે ખંડેરમાં બીજી કોઇ વ્યક્તિઓ જોવામાં આવે છે કે નહિ તે જોવાને એક નજર રાખી રહ્યા હતા, એવામાં ખંડેરની અંદરના ઓરડાનાં દ્વાર બંધ થયાનો ખડખડાટ સંભળાયો.

રતિશંકર ધીમેથી બોલ્યો: “ગઈ કાલે મેં અને લખમણે પણ આ જ પ્રકારની ભૂતચેષ્ટા જોઇ હતી; પરન્તુ આ સઘળી હીલચાલ ભુતોની તો ન હોય.”

ડાકટર બોલ્યાઃ "અરે ભૂત તો ફક્ત વહેમ છે! ભૂત તે વળી દુનિયામાં હોતાં હશે ખરાં? એ તો અજ્ઞાન લોકોના મનના વહેમ છે!"

રતિશંકર બોલ્યોઃ "હું સમજું છું ત્યાંસુધી ભૂત એ વસ્તુ કેવળ કલ્પિત નથી; પણ ભૂતનાં લક્ષણ આ ન હોય."

ડાકટર તેના ઉત્તરમાં કાંઇ બોલવા જતા હતા, એટલામાં કાંઇક ખડખડાટ સંભળાવાથી રતિશંકરે તેમને બોલતા અટકાવ્યા. તુરત એક કારમી અને ઝીણી ચીસ સંભળાઇ. કાંઇક ધીમો અવાજ થયો.

'પપ્પા' એવો ઘોર ધ્વનિ તે અવાજની પાછળ સંભળાયો અને ખંડેરમાં બળતો દીવો હોલવાઇ ગયો!

રતિશંકરે કહ્યુંઃ "સાહેબ! આ ચીસનો કાંઈ સ્પષ્ટ ઉચ્ચાર આપ સમજી શક્યા છો?"

"આ...આ...એવો કોઇ ઉચ્ચાર મેં સાંભળ્યો." ડાકટરે કહ્યું.

"નહિ; મેં 'પપ્પા' એવો સ્પષ્ટ સ્વર સાંભળ્યો છે અને તે ઉપરથી મને વહેમ પડે છે કે તે ખંડેરમાં કોઈ બદમાશોનો અખાડો હોવો જોઇએ."

ડાકટરે કહ્યુંઃ "પપ્પા શબ્દ તમે સાંભળ્યો હોય તો તે તમારી ભ્રમણા છે, પણ કોઈ બદમાશોનું નિવાસસ્થાન તે હોય એવી તો મને પણ શંકા પડે છે ખરી."

"નહિ સાહેબ! મેં પપ્પા શબ્દ બરાબર સાંભળ્યો છે. આવી એક પણ ચીસ મેં ગઇ કાલે સાંભળી નહોતી. આપ સાથે આવો તો આપણે ત્યાં જઇને તપાસ કરીએ; મને લાગે છે કે કોઇ બદમાશો ત્યાં કાંઈ કાવતરૂં રચતા હશે."

"એ પણ પોસીબલ (શક્ય) છે; પણ તમારે પગે ઇજા છે તેનું કેમ?" ડાકટરે સાવચેતી આપી.

"પગની ઇજા હવે દૂર થઇ છે; આ હાથની ઇજા ચાલુ છે તેને સંભાળી લઇશ. હવે ઉઠો જલ્દી, વાર ન કરો. આપની આ નેતરની સોટી રહેવા દો અને લખમણની આ કડીવાળી લાકડી સાથે રાખો; કદાચિત્ કામ પડે."

ડાકટરે રતિશંકરની સૂચના કબૂલ રાખી. બન્ને જણ હાથમાં લાકડીઓ લેઈ ખંડેર તરફ ચાલ્યા.

## પ્રકરણ ૨૭ મું.

### નિમકહલાલ નોકર.

રામદાસ નરોત્તમદાસનો નિમકહલાલ નોકર હતો. તેની ઉમર પિસ્તાલીસેક વર્ષની હતી અને તે છેલ્લાં પાંત્રીસ વર્ષથી નરોત્તમદાસ શેઠના ઘરમાં જ નોકર હતો. રામદાસ એક મરાઠો રજપૂત હતો અને જ્યારે તે નાનો હતો ત્યારે તેની મા નરોત્તમદાસના પિતાને ત્યાં કામકાજ કરતી અને શેઠને ત્યાંથી તે માદિકરાના પેટિયા જેટલું મળતું. રામદાસ દસેક વર્ષની ઉંમરનો થયો અને એ ત્રણ ગુજરાતી ચોપડીઓ ભણ્યો એટલામાં તેની મા મરણ પામી અને રામદાસ નરોત્તમદાસના પિતાના હાથમાં સંરક્ષણને માટે સોંપાયો. પછી રામદાસ વધુ ભણ્યો નહિ અને શેઠના ઘરનું કામકાજ કરી તેમને બંગલે જ પડયો પાથર્યો રહેવા લાગ્યો. જુવાનીમાં તે ખરેખરો નિમકહલાલ નીવડયો. શેઠની નોકરી કરવામાં જ તે આનંદ માનતો. જુવાનીમાં પણ તે સંસાર વ્યવહારની ચિંતામાં પડયો નહિ. નરોત્તમદાસના પિતા પોતાનું હરકોઇ ખાનગી કામ રામદાસને ચીંધતાં અચકાતા નહિ. રામદાસને પૈસાની કાંઇ જરૂર નહોતી એટલે તે કોઇ પણ

લાલચને વશ નહિ થતાં નિમકહલાલ રહેવામાં અડગ રહી શક્યો. બંગલાના દોઢીદાર તરીકે રામદાસને શેઠે રાખ્યો હતો. શેઠ મરી ગયા ત્યારે રામદાસને માટે નરોત્તમદાસને ભલામણ કરી ગયા હતા. તે નિમકહલાલ નોકરને જીવતાંસુધી કોઇ પણ રીતે નહિ કાઢવો એવી શેઠે પોતાના પુત્રને ભલામણ કરી હતી અને નરોત્તમદાસે પણ પિતાની તે આજ્ઞા અચળ રીતે પાળી હતી. આજે બપોરે શેઠ કોઇ કારણસર મીલમાં ગયા નહિ અને રામદાસને દિવાનખાનામાં બોલાવ્યો. શેઠાણી બપોરની નિદ્રાનો આસ્વાદ લેતાં હતાં. આજે શેઠ કાંઇ વધુ ચિંતામાં જણાતા હતા અને મ્હોંપર ખુલ્લેખુલ્લો ગભરાટ પ્રકટી નીકળ્યો હતો. શેઠને મનોરમાની ચાલચલગતને માટે મોટો વહેમ પડ્યો હતો અને ત્યારથી તેમનો જીવ મનોરમાની વર્તણુકની ખાત્રી કરવાને માટે ઉંચો થયો હતો. "હવે શું કરવું, એ રાંડને કેવી રીતે પકડવી," એ ચિંતામાં શેઠ લેવાતા જતા હતા. શેઠે રામદાસને બોલાવ્યો હોવાથી દિવાખાનામાં આવતાં જ તેણે શેઠને સલામ કરી અને પૂછ્યું: "સાહેબ! નોકરને શું હુકમ છે?"

શેઠે બળાત્કારપૂર્વક મ્હોંપર સ્મિત લાવતાં કહ્યું: "રામદાસ! તું મારો નોકર છે? તારે મને સલામ કરવી જ જોઇએ શું?"

રામદાસ બોલ્યો: "સાહેબ! હું ગમે તેટલો જૂનો છું, તોપણ આપનો નોકર છું. હું આપને મારા મોટા ભાઇ સમજું છું, અને આપ મારાપર નાના ભાઇ જેવો ભાવ રાખતા હશો એ ખરૂં, તોપણ હું આપનું અન્ન ખાનારો આપનો સેવક છું અને મારે આપને સલામ કરવી જ જોઇએ."

"રામદાસ! શું ખરેખર તું મારો નાનો ભાઇ છે? શું હજી પણ તું પહેલાંના જેવો જ નિમકહલાલ છે?"

"સાહેબ! આજે આવો વિચિત્ર પ્રશ્ન કેમ કરો છો? શું મારામાં

આપને કાંઈ કલંક જણાય છે? હું મારા જીવના શપથ લેઇને કહું છું કે હું આપનો નિમકહલાલ સેવક છું."

"દિવાનખાનાનાં બારણાં બંધ કર." શેઠે કહ્યું.

રામદાસ જરા ગભરાયો. શેઠની વર્તણુક આજે કાંઇક વિચિત્ર અને આશ્ચર્યભરેલી જણાઈ. શેઠના હુકમ પ્રમાણે રામદાસે દિવાનખાનાનાં બારણાં બંધ કર્યાં અને કહ્યું: "શું હુકમ છે સાહેબ?"

"રામદાસ, આવ, મારી પાસે આ ખુરશીપર બેસ."

"એ મને ન શોભે શેઠ સાહેબ! હું આપના પગ પાસે બેઠો છું; મને જે ફરમાવવું હોય તે ફરમાવો."

"નહિ, હું હુકમ કરૂં છું કે તું આ ખુરશીપર બેસ." શેઠે જરા કડકાઇથી કહ્યું અને રામદાસને શેઠનો હુકમ માની કચવાતે મને ખુરશીપર બેસવું પડ્યું.

"રામદાસ!" શેઠ બોલ્યા.

"સાહેબ, હુકમ!"

"રામદાસ! તું મને સાહેબ કહે નહિ. પિતાજી મરણ પામ્યા ત્યારે શું કહી ગયા છે તે તને ખબર છે? તે તને સાંભરે છે? તેમણે કહેલું હતું કે રામદાસને તું નાનો ભાઇ સમજીને તેને કદાપિ રજા આપીશ નહિ, તે આપણો નિમકહલાલ માણસ છે."

"હાજી! અને હજી પણ હું આપનો નિમકહલાલ અંતરનો જ માણસ છું; આપ મને વિશ્વાસપૂર્વક જે કામ સોંપશો તે હું પૂરી નિમકહલાલી સાથે બજાવીશ."

"ત્યારે તું મને સાહેબ કહે નહિ; તું મારા અંતરનો માણસ છે; મારી તારી વચ્ચે શેઠ–સેવકનો સંબંધ ન હોય. કહે રામદાસ! તું મારા અંતરનો માણસ છે? પૂરેપૂરો નિમકહલાલ છે?"

"જી હા, હું પૂરેપૂરો નિમકહલાલ છું."

"ખરેખર ?" શેઠે ડગમગતે હૃદયે પૂછ્યું.

"હા, ખરેખર !"

"ત્યારે કહે કે કેવો નિમકહલાલ છે ?"

"આજે આવા વિચિત્ર સવાલો કેમ કરો છો તે હું સમજી શકતો નથી. આપ મને જે કાંઈ ફરમાવવું હોય તે ખુશીથી ફરમાવો; ચોક્કસ માનજો કે આપ મારાપર વિશ્વાસ મેલવાથી નહિ ઠગાઓ, સાહેબ !"

શેઠે રામદાસના ગાલ પર તમાચો ખેંચી કાઢીને કહ્યું: "મૂર્ખા ! વળી મને સાહેબ કહ્યો ?"

"હવે નહિ કહું; મારી ભૂલ થઇ. પણ આજે આપનું મગજ કાંઇ ઠેકાણે જણાતું નથી."

શેઠ હસ્યા અને બોલ્યા: "રામદાસ ! ચિંતા કર નહિ; મારૂં મગજ ઠેકાણે છે, પણ મારે તને ઘણી જ ખાનગી વાત પૂછવાની છે."

"ત્યારે શું આપને મારી નિમકહલાલી . વિષે શંકા છે ? મને વાત કહેતાં આટલો બધો ક્ષોભ પામો છો તેનું શું કારણ ? શેઠજી ! નક્કી માનજો કે રામદાસ પોતાનું માથું ખોવા કબૂલ થશે, પણ નરોત્તમદાસ શેઠનું અહિત થાય તેવું કાંઇ પણ કરવાને તૈયાર નહિ જ થાય ! હું આપના કુટુંબમાં ઉછર્યો છું; આપનું લૂણ મેં ખાધું છે અને આપને હાથે જ મારો અગ્નિદાહ થવાનો છે; છતાં આપને મારી નિમકહલાલીની ખાત્રી ન થતી હોય, તો મને જીવતો નહિ રાખતાં કતલ કરી નાંખો ! આપને હાથે જ મારો ઉદ્ધાર કરી નાંખો !" એટલું બોલતાંમાં રામદાસની આંખોમાં આંસુ આવી ગયાં.

"બસ કર, રામદાસ ! તારી નિમકહલાલીપર મને શ્રદ્ધા છે ! હવે હું તને પૂછું તેની તું મને ખરી વિગત કહે અને જોઇતી સલાહ આપ !"

"સલાહ આપવાનું મારૂં શું ગજું ? પણ હું મારાથી બનશે તેટલું મારા અન્નદાતાને માટે કરવા ચૂકીશ નહિ."

"કહે, શેઠાણીનો તારાપર કેવો ભાવ છે ?"

રામદાસનું હૃદય જવાબ આપતાં ડગમગ્યું. મ્હોંપર અકળામણનાં ચિન્હો પ્રકટ થયાં. રામદાસ જવાબ આપતાં અચકાય છે એ શેઠના કળવામાં આવી ગયું. રામદાસ ક્ષણભર અટકીને બોલ્યોઃ "મારાપર શેઠાણીનો ભાવ તો સામાન્ય છે; જેવો બીજા નોકરો ઉપર ભાવ છે તેવો જ ભાવ મારા પર પણ છે."

"પણ કહે, મારા સવાલનો જવાબ આપતાં અચકાયો કેમ ? તારા પેટમાં કાંઈ પાપ છે શું ? રામદાસ ! જો તું મારો જ હોય તો કાંઇ પણ ભય કે સંકોચ વિના મને તારા મનની સઘળી વાત કહી દે !"

"પણ મારી વાત આપ કદાચ નહિ માનો અને ગુસ્સે થશો. વાત બહુ ભયંકર છે; મારા પેટમાં પાપ નથી, પણ આપનું લૂણ છે."

"તારા પર ગુસ્સો નહિ કરૂં; તું ખરેખરી વાત કહી દે."

"શેઠાણી મને મારી માતા સમાન છે; પણ મારે મારા શેઠના હિતની ખાતર કહેવું જોઇએ કે શેઠાણીની વૃત્તિ સારી નથી."

"શા ઉપરથી કહે છે ?" શેઠે ગુસ્સાભરી લાલ આંખો સાથે એ પ્રશ્ન કર્યો.

રામદાસ શેઠની લાલ આંખો જોઇને કાંઇક ડર્યો પરન્તુ હિંમતથી બોલ્યોઃ "હું જે આપને કહું છું તે અનુભવસિદ્ધ હોવાથી જ કહું છું."

"વારૂ, બીજું કાંઇ જાણે છે ?"

"જી ના, બીજું હું કાંઈ જાણતો નથી અને જાણતો હોઉં તો જેમ આ વાત કહી તેમ તે કહેવામાં પણ મને શો વાંધો છે ?"

"મને તેની વતણુક માટે વહેમ છે; કહે, તેની ખાત્રી કરવાને માટે શું કરવું? આ બાબત તારી સલાહ લેવી છે. તું મારો એક જ નિમકહલાલ માણસ છે; બીજા માણસો માટે મને વિશ્વાસ નથી; હું એ રંડાથી મુંઝાઇ ગયો છું: તું મને મદદ કર અને મને તેના પાશમાંથી છોડાવ."

"શેઠજી, તમે જરા પણ મુંઝાશો નહિ. આપનું કામ કરવું એ મારી ફરજ છે; કૃપા કરીને મને જણાવો કે આપને શું વહેમ પડ્યો છે?"

"મધ્યરાત્રિની લગભગમાં તે ક્યાંક જાય છે એવો મને શક છે."

"હવે આપ નિશ્ચિંત રહો. આવતી કાલે હું આપને મળીશ; અને કાંઇક વધારે બાતમી આપીશ." રામદાસ બોલ્યો.

"પણ તું કેવી રીતે તપાસ કરીશ? જે કાંઇ તપાસ કરવી હોય તે તારી જાતે જ કરજે; આ વાત બીજા કોઇ માણસને જણાવવાની નથી કે કોઇ પરાયા માણસની તારે મદદ લેવાની નથી."

"હું જાતે તપાસ કરીને જ આપને ખબર આપીશ, આપે તે બાબત કાંઇ ચિંતા રાખવાની નથી."

"પણ રહે, તું તપાસ કરીને શું કહીશ? તારે મારી ખાત્રી પણ કરી આપવી પડશે, હોં."

"આપની ખાત્રી પણ કરી આપીશ; પછી છે કાંઇ? પણ હવે આપ બહુ મુંઝાશો નહિ."

"બસ, જા, હવે તને રજા છે." રામદાસ જવા લાગ્યો. બારણું ઉઘાડ્યું. શેઠ બોલ્યા: "ધ્યાનમાં રાખજે તું મારો નિમકહલાલ નોકર છે."

"હા સાહેબ! હું તે નહિ ભુલું; આ પાંત્રીશ વર્ષ સુધી આપનું

લૂણ ખાધું છે તે હરામ નહિ કરૂં." એમ કહી રામદાસ ગયો. શેઠ ચિંતાતુર ચહેરે ત્યાં જ બેસી રહ્યા અને વિચારના ઘોડા ગુંથવા લાગ્યા.

## પ્રકરણ ૨૮ મું.

### છુપી તપાસ.

તે દિવસે સાંજસુધી રામદાસ નરોત્તમદાસ શેઠની નજરે પડ્યો નહિ. રાત્રે શેઠે રામદાસને બોલાવવા માટે નોકરને મોકલ્યો તે પણ ખબર લાવ્યો કે હજી રામદાસ ક્યાંક ગએલો છે તે આવ્યો નથી. બીજા દિવસનું પ્રભાત થયું. દસ વાગ્યા. જમવાનો વખત થયો. શેઠ–શેઠાણી જમવા બેઠાં. શેઠે રસોઇઆને પૂછ્યું: "કાલે રાત્રે રામદાસ ખાવા આવ્યો'તો ખરો કે નહિ ?"

રસોઇઆએ ના કહી અને વધુમાં જણાવ્યું કે "આજે પણ અત્યાર-સુધી તે આવ્યો નથી."

શેઠ જમીને મીલમાં ગયા અને એક વાગતાં પાછા બંગલે આવ્યા. શેઠે રામદાસને મળવા માટે તેની તપાસ કરાવી પણ હજી તે પાછો ફર્યો જણાયો નહિ. સાંજસુધી રાહ જોઈ પણ રામદાસ જણાયો નહિ. શેઠ તેને મળવાને તલપાપડ થઈ રહ્યા હતા એટલે હજીસુધી તેમને ચેન પડ્યું નહિ. મનની ગમગીની દૂર કરવાને ફરવા જવા માટે ગાડી જોડાવી. રાત્રે આઠ વાગતાં શેઠ ફરીને પાછા આવ્યા, પણ હજી રામદાસ આવ્યો નહોતો ! રસોઇઆએ ખબર આપ્યા કે "રામદાસ આજે બિલકુલ જમવા આવ્યો નથી."

શેઠને રામદાસ માટેની એક વિશેષ ચિન્તા થવા લાગી. શું થયું હશે ? તે તપાસ કરતાં ક્યાંય ફસાઇ ગયો હશે ? આજે ખબર આપવાનું

તેણે મને વચન આપ્યું હતું, પણ અત્યારસુધી તે કેમ નહિ આવ્યો હોય? એવા એવા અનેક વિચારો થવા લાગ્યા. રાત્રિના નવ વાગ્યા અને શેઠાણી શેઠની રજા લેઈ પોતાના પૃથક્ શય્યાગૃહ તરફ રવાના થયાં.

શેઠ દિવાનખાનામાં જ નેતરથી ભરેલા એક વિરામાસનપર પડયા અને આંખો મીંચી વિચારમાં પડ્યા. શેઠાણીના વર્તનને માટે શંકા પડયા પછી શેઠનું ચિત્ત વેપાર–ધંધામાં જરા પણ ચોંટતું નહોતું. જ્યારે જ્યારે તે નવરા પડતા, ત્યારે ત્યારે મનોરમાના વર્તન બાબતની શંકાથી તેમનું મગજ ધણધણી ઉઠતું અને તે બાબત કેવી રીતે ખાત્રી કરવી તેની યુક્તિ શોધી કાઢવામાં સફળતા મળતી નહોતી. અત્યારે પણ શેઠ તે જ વિચારના ધ્યાનમાં પડ્યા હતા. ઘણા ઘણા ઘોડા ગુંથી જોયા. એક વાર એવો વિચાર કર્યો કે મનોરમાને ઘરમાંથી હાંકી જ કાઢવી; પછી ભલે કદાચ તે પવિત્ર પણ હોય. પરન્તુ બીજી જ પળે વિચાર થઇ આવ્યો કે જો આ સઘળો વહેમ ઠરે, તો ઘર ગધેડે ચડે અને એક સુશીલ સ્ત્રીને અન્યાય મળે. બીજી યુક્તિ મનોરમાને શિક્ષા કરીને મનાવવાની શોધી પણ તે વાજબી જણાઇ નહિ. આવી રીતે ઉપરાઉપરી અવનવા તરંગો ઉછળી રહ્યા હતા એટલામાં ઘડીઆળમાં દશ ટકોરા વાગ્યા, તે સાથે દીવાનખાનાનું બારણું ખખડયું. રામદાસ એકદમ અંદર ધસી આવ્યો અને વિચારના ધ્યાનમાં પડેલા શેઠની આંખો ઉઘડી ગઇ. શેઠ એકદમ ચમકી જઇને બોલ્યાઃ "કેમ રામદાસ? અત્યારસુધી તું ક્યાં હતો? તેં શું ખબર આણ્યા છે?"

"સાહેબ! 'સાહેબ' કહેવા માટે મને માફ કરજો, મારી જીભ જે બાજુએ વળી છે તે બાજુએથી પાછી ફરી શકતી નથી. હું ઘણા ઉપયોગી ખબર લાવ્યો છું. પણ આપણે હવે વાર કરવાની નથી; અહીંથી એક કલાકની અંદર નીકળી જવું જોઇએ."

"એક વખત તું દિવાનખાનાનાં બારણાં બંધ કર અને સઘળી ખબર મને વિગતવાર કહે."

રામદાસે બારણાં બંધ કર્યા અને શેઠની પાસે એક ખુરશીપર બેઠક લીધી. શેઠ બોલ્યાઃ "કહે રામદાસ! તું શી ખબર લાવ્યો છે?"

"સાહેબ! હું આબાદ ખબર લાવ્યો છું. આપની શંકા ખરી છે. અત્યારે હું આપને નજરોનજર બતાવી આપવા ઇચ્છું છું કે આપની શંકામાં જરા પણ અસત્ય નથી."

"પણ તે કેવી રીતે?" શેઠે પૂછ્યું.

"મારી સાથે ચાલો. હું કહું તેમ આપને વર્તવું પડશે. ફક્ત બે કલાક આપ મારા હુકમમાં રહો, પછી તો જીંદગીસુધી હું આપના જ હુકમમાં છું—આપનો જ ગુલામ છું."

"બે કલાકસુધી હું તારો ગુલામ થવાનું કબુલ કરૂં છું. પણ આ દોઢ દિવસ તું દેખાયો નથી. જમ્યો કયાં? સૂતો કયાં?"

"એ કાંઈ અત્યારે પૂછવાની જરૂર નથી. કામ પરિપૂર્ણ થયે હું આપને જણાવીશ."

"નહિ, પણ કહે, તેં ખાધું છે કે નહિ? ન ખાધું હોય તો ખાઇ લે."

"સાહેબ! મને માફ કરો. ખાવું તો હમેશનું છે અને અત્યારે આવા જેટલાએ વિલંબ કરવાનો નથી. ગઇ રાત્રે મેં નાસ્તો કર્યો હતો; આજનો ઉપવાસી છું, પણ હવે નિરાંતે કાલે પેટ ભરીને જમીશ—આપનું કામ પૂરૂં થશે ત્યારે."

શેઠ બોલ્યાઃ "રામદાસ! તેં આટલી બધી પીડા શું મારા માટે જ ભોગવી છે? અને તેના બદલામાં—તારી નિમકહલાલીના બદલામાં તું મારી પાસેથી કાંઈ પગાર પણ લેતો નથી! ખરેખર, તેં મારા પર જે-

ટલો ઉપકાર કર્યો છે તેટલો ઉપકાર તો મારા જેવા ધનવાને પણ કોઇના ઉપર નહિ કર્યો હોય: ”

“ શેઠજી ! એ બધું નિરાંતે જે કહેવું હોય તે કહેજો. અત્યારે હવે આપ મારા હુકમમાં છો એટલું જરા ધ્યાનમાં રાખો અને આ સઘળાં કપડાં ઉતારી નાંખો. ” રામદાસે મન્દ સ્મિત કર્યું.

“ કારણ ? ” શેઠ ચમકીને બોલ્યા.

“ કારણ એ કે આપણે તપાસ છૂપી રીતે કરવાની છે, માટે વેશ-બાદલો કરવો જોઇશે. ”

“ એટલે, તું મને કેવો વેશ પહેરાવવા ધારે છે? ઐરીનો તો નહીં ને ? ”

“ ના, સાહેબ, ના. ” રામદાસ હસ્યો. “ આપ જુઓ કે હું આપને કેવો વેશ પહેરાવવા ધારૂં છું. ” એમ કહી રામદાસે પોતાની બગલમાં રાખેલું પોટલું નીચે મેલ્યું અને તેમાંથી ખાદીનાં બનાવેલાં અર્ધાપર્ધા મેલાં અને ફાટેલાં તુટેલાં કપડાં કાઢયાં.

શેઠ તો તે કપડાં જોઇને વિચારમાં પડી ગયા. થોડી વાર રહીને બોલ્યા: “ તું મને આ કપડાં પહેરાવીશ ? ”

“ જી હા. આપણે બન્નેએ આ કપડાં પહેરીને ગામડીયા માળીના જેવો વેશ કાઢવાનો છે. ”

“ પણ કોઈ જોશે અને ઓળખશે તો મશ્કરી થશે. બાગના માળી નોકર એ બધા તો આપણને જોવાના જ. ”

“ તેની ફીકર ન રાખો; મેં સઘળો બંદોબસ્ત કર્યો છે. ” એમ કહી રામદાસે શેઠને એ લુગડાં પહેરાવવા માંડયાં. પગમાં ખાદીની ટુંકી બાંયની ચોયણી, શરીરે એક નાની બંડી અને માથે ખાદીનો જ ફેંટો પહેરાવ્યો. હાથમાં કડીવાળી ડાંગ આપી. રામદાસે પણ પોતાનાં કપડાં કા-

કીને શેઠના જેવો વેશ પહેર્યો. તેણે પણ પોતાની સાથે ડાંગ રાખી લીધી અને પછી બન્ને જણ બંગલામાંથી બહાર નીકળ્યા. નીકળતી વખતે રામદાસ બોલ્યોઃ "આપ મારી સાથે ને સાથે ચાલ્યા આવજો. ઓળખાઇ જવાની ધાસ્તી જરા પણ રાખશો નહિ."

બન્ને જણ બંગલામાંથી નીકળીને બાગમાં આવ્યા. બંગલાની બાજુની સાંકડી કેડીએ થઇને તેઓ બંગલાની પાછળ ગયા. બાગના પાછળના બારણા પાસે પોતાની નાની ખાટલીપર બાગના માળીનો યુવાન છોકરો સૂતો હતો, તે હજી જાગતો હતો. રામદાસ અને તેની સાથે શેઠને જોતાં જ તે ખાટલીમાંથી બેઠો થઈ ગયો અને શેઠને પગે લાગીને બોલ્યોઃ "શાબ! મારા વાંકની હું આપની પાસેથી માફ માગું છું. રામદાસને મેં બધી ખરી વાત કહી છે."

શેઠ જવાબ આપે તે પહેલાં રામદાસ બોલી ઉઠયોઃ "શેઠે તારો વાંક માફ કર્યો છે; પણ આજે તું શેઠાણીને હમેશની પેઠે ઝાંપો ઉઘાડીને જવા દેજે. અમે તારી ખાટલી નીચે સૂઇ રહીએ છીએ."

"ખાટલી ઉપર જ સૂઓને શાબ!" માળીનો છોકરો વિવેક કરતો બોલ્યો.

"ના, અમે નીચે જ સૂઇશું. છાના સૂવાની જરૂર છે." એમ કહી શેઠ અને રામદાસ ખાટલીની નીચે સૂતા. શેઠને નીચે કાંકરા ખૂંચવા લાગ્યા; પણ તે સહન કર્યા વિના ચાલે તેમ નહોતું. માળીનો છોકરો આમ તેમ ફરવા લાગ્યો; એટલામાં શેઠાણી આવ્યાં! ખાટલી નીચેથી શેઠ પોતાની ખુલ્લી આંખે જોઇ રહ્યા; પરન્તુ અત્યારથી ખુલ્લા પડવાથી સઘળો ખેલ બગડી જાય તેમ હતું. માળીના છોકરાએ ઝાંપો ઉઘાડી આપ્યો અને શેઠાણી બહાર નીકળ્યાં. તુરત જ રામદાસ અને શેઠ ખાટલી નીચેથી નીકળ્યા અને શેઠાણીની પાછળ ચાલ્યા. બન્ને જણ શેઠા-

ણીથી દૂર ચાલતા હતા એટલે ઓળખાઇ જવાનો કે શેઠાણીને સંશય પડે તેનો ભય નહોતો. બાગની દિવાલને ખૂણે ઊભેલા એક છોકરાની પાસે શેઠાણી ગયાં અને તેની સાથે કાંઇક વાતચીત કરીને બન્ને આગળ ચાલ્યાં. એક ભાડુતી ગાડી તેમની રાહ જોઇ રહી હતી. તેમાં શેઠાણી અને તેમની સાથેનો પેલો છોકરો બન્ને બેઠાં.

શેઠ ગભરાઇને બોલ્યા: “રામદાસ! આપણે ભુલ કરી છે, એ ગાડી ઉતાવળી જશે અને આપણે તેની પાછળ ને પાછળ કેવી રીતે રહી શકીશું?”

“તે વાત ખરી છે; આપ જરા ઉતાવળે પગલે ચાલી શકશો ખરા?” રામદાસ બોલ્યો.

“હું પાંચ દસ મિનિટ ઉતાવળો ચાલું ત્યાં હાંરી જઉં; પછી તો ચાલી શકાશે જ નહિ.”

“પણ ગાડી ઊભી છે, એટલામાં જરા ઉતાવળા ચાલો; આપણે તેની આગળ ચાલ્યા જઇએ.”

બન્ને ઉતાવળા ચાલ્યા અને ગાડીની બાજુએથી પસાર થઇ ગયા. થોડેક જતાં એક ગાડી સામે મળી. રામદાસે તુરત જ ગાડીવાળાના હાથમાં એક રૂપિયો મૂકી દીધો અને કહ્યું: “પાછળ જે ગાડી આવે છે, તેની પાછળ ને પાછળ ગાડી ચલાવજે અને તે જ્યાં ઊભી રહે, ત્યાંથી થોડે દૂર ઊભી રાખજે.”

ગામડિયા અને ગરીબ જેવા દેખાતા માણસો પાસેથી એકદમ રૂપિયો મળ્યો, તે જોઇને ગાડીવાળો નવાઇ પામ્યો; પરન્તુ પૈસા સાથે કામ હોય તેને વળી બેસનાર બાબત વધારે તપાસ શામાટે કરવી જોઇએ? તેણે બન્ને જણને ગાડીમાં લીધા, એટલામાં પાછળની ગાડી બાજુએ

થઇને પસાર થઇ ગઇ અને રામદાસ તથા શેઠ પણ ગાડીમાં પાછા દોડયા.

અર્ધા કલાક સુધી બન્ને જણ ગાડીમાં ગોંધાઇ રહ્યા. એટલામાં ગાડીવાન ધીમેથી બોલ્યો: "પેલી ગાડી થોભી છે."

રામદાસ બોલ્યો: "બસ, તું પણ થોભાવ." એમ કહેતાંની સાથે બન્ને જણ ગાડીમાંથી ઉતરી પડયા, અને આગળ ઊભેલી ગાડી તરફ ચાલ્યા. ગાડીમાંથી શેઠાણી અને તેની સાથેનો છોકરો બન્નેને ઉતરીને પાસેના એક મકાનની ખડકીમાં જતાં તે બન્નેએ જોયાં.

રામદાસ બોલ્યો: "લ્યો સાહેબ; જે જોવાનું હતું તે આપણે જોયું. તે મકાન કોનું છે તે હું જાણતો નથી; પણ એ ચોક્કસ સમજાય છે કે રોજ રાત્રે શેઠાણી અહીં આવતાં હોવા જોઇએ."

વાતો કરતાં કરતાં તેઓ આગળ ચાલ્યા અને ઇસ્પિતાલ પાસે આવતાં બન્ને અટકયા. શેઠ બોલ્યા: "આ તો આપણે ઇસ્પિતાલ પાસે જ આવ્યા."

"જી હા; આ ઇસ્પિતાલ અને સામે રહ્યું તે ભુતિયું ખંડેર." રામદાસે ભુતિયા ખંડેર ભણી આંગળી કરી અને તે સાથે જ રતિશંકર અને ડાકટરને ખંડેર ભણી ઉતાવળે પગલે જતા જોયા. તે બન્નેની ચાલ ઉપરથી કાંઇક ભયભરેલો પ્રસંગ સૂચિત થતો હતો, એ રામદાસ કળી ગયો. શેઠ અને રામદાસ પણ રતિશંકર અને ડાકટરની પાછળ ભુતિયા ખંડેર ભણી ચાલ્યા.

---

# પ્રકરણ ૨૯ મું.

## ભેદ ખુલ્યો !

રતિશંકર, ડાક્ટર અને તેમની સાથે કુતૂહલ જાણવાની જિજ્ઞાસાથી ગએલા રામદાસ અને નરોત્તમદાસ, એ પ્રમાણે ચારે જણા ખંડેરના ડ-હેલામાં પેઠા. સર્વત્ર અંધકાર અને શૂન્યકાર પ્રસરી રહેલો હતો. ચારે જણ ધીમે પગલે જતા હોવાથી માંહે ભરાએલા બદમાશો અથવા કહે-વાતા ભૂતોના જાણવામાં રતિશંકર વગેરેની હીલચાલ આવી નહિ. બા-રણાંઓની તીરાડોમાંથી તેઓ ચારે જણ માંહે શું પ્રસંગ બની રહ્યો છે તે જોવા લાગ્યા.

એક ખૂણામાં મીણબત્તીનો ઝાંખો દીવો બળતો હતો; તેની બાજુએ ભોંયમાં ખોસેલા એક ત્રિશૂળ પાસે કાલીપ્રસન્ન ઊભો હતો અને ભોંયપર લગભગ બેભાન અવસ્થામાં એક યુરોપિયન છોકરી પડેલી જોવામાં આ-વતી હતી. તેનો પોશાક જોતાં જ રતિશંકરને વ્હેમ આવ્યો. પોતે સાં-ભળેલો ‘ પપ્પા ’ શબ્દ તે વહેમનું દૃઢીકરણ કરવા લાગ્યો અને તે ભય સાથે આશ્ચર્યમાં પડ્યો. પાસે ઊભેલા ડાક્ટરના કાનમાં તેણે કહ્યું: “ સા-હેબ ! આ સઘળા ખરેખરા બદમાશો છે; લોંગ સાહેબની પુત્રી કેથે-રીનનું હરણુ કરીને અહીં તેના પર સીતમ ગુજારવાની તેઓની તૈયારી હોય તેમ જણાય છે; આ હરામખોરોને એકદમ પકડીને પોલીસને હવાલે કરવા જોઇએ, નહિતો તેઓ મોટો અનર્થ કરી નાંખશે. ”

એટલામાં માંહેથી કાલીપ્રસન્ન બોલતો સંભળાયો: “ એમાં હવે તું શું જોઈ રહ્યો છે ? મેં આટલું કામ કર્યું અને તારાથી હવે તેને અહીંથી ઉંચકી જવાનું કામ નહિ થઇ શકે ? જા, જા, વાણીયાભાઈ! આવો બીકણ ક્યાંથી થયો ? ”

"પણ તું કહે કે હું આ વખતે તેને કેવી રીતે લેઇ જઉં અને લેઈ જઇને ક્યાં રાખું ?" પેલાએ જવાબ આપ્યો.

"તે વિચાર પહેલેથી કેમ કર્યો નહિ ? અહીંથી ગાડીમાં ઘાલી સીધ્ધો સ્ટેશને જા, માંદી સ્ત્રી છે એમ જાહેર કરીને બંગાળામાં ઉતરી પડ; ત્યાં તને સહેજે પાંચ દશ હજાર રૂપિયા મળી જશે ! અંગ્રેજ છોકરીઓના તો ભારોભાર રૂપિયા ઉપજે છે !"

"પણ રેલ્વેમાં પકડાઉં તો ?"

કાલીપ્રસન્ન ચ્હીડાઇને બોલ્યો: "તો નસીબ ત્હારાં ! જા, તારા ભાગ્યમાં ધન લખ્યું જ નથી; તું વાણીયો તો કોકેન વેચી જાણે, તારાથી મર્દાઇનાં કામ ન થાય તો ! લે આ છરી, તારે હાથે જ એ છોકરીના ગળા ઉપર ફેરવી દે અને અહીં જ ભોંયમાં ભંડારી દે; મૂર્ખા ! જો તારામાં આટલી હીંમત નહોતી, તો મને આટલી મહેનત શામાટે કરાવી ?"

રતિશંકર વધારે ચમક્યો. તેને ભય પેદા થયો કે જો એ હરામખોરોને તુરત પકડવામાં નહિ આવે તો જરૂર તે અંગ્રેજ બાળાનો તેઓ ઘાત કરી નાંખશે. રતિશંકરે ડાક્ટરના કાનમાં કહ્યું: "સાહેબ ! હવે વિલંબ નહિ કરતાં તુરત બહાર પડવું જોઇએ !"

એટલામાં એક છોકરો કાલીપ્રસન્ન ઊભો હતો ત્યાં આવ્યો અને બોલ્યો: "શેઠાણી આવી ગયાં."

"અહીં મોકલ." ગુસ્સે થએલા કાલીપ્રસન્નને કાંઇક ચ્હીડાએલા વદને જવાબ આપ્યો અને પોતાની સાથેના શખ્સને સંબોધીને તે પુનઃ બોલ્યો: "ચિન્તુલાલ ! તેં મને વ્યર્થ મહેનત આપી અને છેવટે કરી કમાણી ધૂળ મેળવવાનો વખત આવ્યો ! તું ખરેખર બહુ અવિચારી છે."

એટલામાં મનોરમા શેઠાણી મકાનની ઉંડાણમાંથી જ્યાં કાલીપ્રસન્ન ઊભો હતો ત્યાં આગળ આવી પહોંચ્યાં. તે જ ક્ષણે રામદાસે બારણાંને




રામદાસે શેઠાણીનો હાથ પકડયો તે સાથે જ શેઠ
ક્રોધથી ઉશ્કેરાઈને ......

પૃષ્ઠ ૧૭૮.

લાત મારી અને બારણું કડકડ કરતું તૂટી પડયું ! રતિશંકર અને ડાકટર પણ ચમક્યા અને એકદમ દોડીને માંહે પેઠા. કાલીપ્રસન્ન અને ચિન્તુલાલ બન્ને ગભરાયા. ચિન્તુલાલ નાસીને એક ખૂણામાં ભરાયો, પરન્તુ કાલીપ્રસન્ન એકદમ ભોંયમાં ખોસેલું ત્રિશૂળ ખેંચી કાઢીને સામો થયો. બેભાન પડેલી કેથેરીનની પાસે દોડી જતા રતિશંકરને મારવાને તેણે ત્રિશૂળ ઉગામ્યું અને રતિશંકરને તે મારે તે પહેલાં તો ડાકટરે પોતાના હાથમાંની ડાંગનો એક મજબૂત ફટકો તેની ખાંધપર માર્યો અને તે સાથે જ તે ભોંયપર પડી ગયો. કાલીપ્રસન્નને સખ્ત ઘા લાગ્યો હતો અને તેથી બેભાન બની ગયો હતો. સંતાઇ ગએલા ચિન્તુલાલને હાથમાં બળતી મીણબત્તી લેઇને ડાકટરે શોધી કાઢયો અને રતિશંકર તથા ડાકટરે મળી તે ગરીબ ગાય જેવા વાણીયાના હાથપગ બાંધ્યા !

રામદાસે શેઠાણીનો હાથ પકડયો તે સાથે જ શેઠે ક્રોધથી ઉશ્કેરાઇને શેઠાણીને એક લાત મારી ભોંયપર પાડી દીધી ! ગામડીયા જેવા દેખાતા તે બન્નેને જોઇને શેઠાણીથી બોલી જવાયુંઃ " કોણ છો તમે હરામખોરો ? "

" રાંડ ! તારા કાળ છીએ ! રાક્ષસી ! શું તું આટલી બધી હિંમત ચલાવી શકે છે ?! "

શેઠાણીએ પોતાના સ્વામીનો સ્વર તુરત જ ઓળખી લીધો. તે કાંઇ પણ બોલવા પામે તે પહેલાં આંખો આંસુથી ભરાઇ ગઈ !

રતિશંકર અને ડાકટરે મળીને ચિન્તુલાલને હસ્તગત કર્યા પછી પછડાયેલા કાલીપ્રસન્ન તરફ તેઓ ફર્યા. મીણબત્તીના પ્રકાશમાં રતિશંકરે ધારી ધારીને જોયું તો આશ્ચર્ય સાથે તેને જણાયું કે તે નોત્તમલાલ–પોતાની કંઠી ઠગી જનાર બદમાશ પોતે જ હતો અને તેણે બાવાનો કૃત્રિમ વેશ ધારણ કર્યો હતો ! તેને ઓળખતાં જ રતિશંકર બોલી ઉઠયોઃ " હા-

ક્ટર સાહેબ! આ બન્ને બદમાશોને મેં ઓળખી લીધા છે. જેને આપણે બાંધ્યો છે તે અહીંનો કોકેનનો વેપારી છે અને આ એક મોટો ઠગારો છે કે જેણે મારી કંઠી માત્ર થોડા દિવસ પહેલાં જ ઠગી લીધી છે! અહા! આજે હું એ બદમાશને મારે હાથે જ પકડેલો જોઇને આશ્ચર્ય સાથે આનંદ પામું છું. વિશેષ આનંદ એથી પામું છું કે એક નિર્દોષ બાળાને તેના બરાબર મરણના જ સમયમાં આપણે બચાવવાને ભાગ્યશાળી થયા છીએ.”

માળીનો વેશ ધરીને આવેલા શેઠ નોકર તરફ ડાક્ટર અને રતિશંકર ગયા. રતિશંકરને શેઠે તેના સ્વર ઉપરથી જ ઓળખી લીધો હતો, પરંતુ એ વેશમાં શેઠે ઉઘાડા પડવાનું ઉચિત માન્યું નહિ. રતિશંકર બોલ્યોઃ “કેમ ભાઇઓ! આ સ્ત્રી પણ આ બદમાશોમાં શામેલ છે કે?”

રામદાસ બોલ્યોઃ “હા, સાહેબ! પણ આ સઘળાને એક વાર આપણે પોલિસના હાથમાં પહોંચાડવાં જોઇએ.”

મનોરમાએ શેઠના પગમાં માથું નાંખ્યું અને તે કરગરતી બોલીઃ “નાથ! મને માફ કરો! મેં મોટી ભુલ કરી છે; હું આપની દાસી છું; મને ઉભય કુળથી ભ્રષ્ટ ન કરો!”

શેઠ અત્યારે ક્રોધના અગ્નિથી ભડભડ બળતા હતા. તેમને તે રંડાના શબ્દોનો ઉત્તર આપવાની જ ઇચ્છા નહોતી, છતાં ક્રોધથી ભભુકા નાંખતાં નેત્રો સાથે તે બોલ્યાઃ “રંડા! તું પોતે જ તારા પાપમાં ફસાઇ છે; હું તને કેવી રીતે માફ કરૂં? તને માફ કરીને શું હું દુરાચારને ઉત્તેજન આપું? શામાટે તારા કકડા કરી નાંખવામાં આવવા ન જોઇએ?”

“તો તમે અહીં જ મને મારી નાંખો અને મને–મારા પિતાના કુટુંબને અપકીર્તિમાંથી બચાવો.”

રતિશંકર, મનોરમા અને નરોત્તમદાસ બન્નેનો સ્વર તુરત ઓળખી

ગયો. તેણે તરત જ રામદાસને ધીમેથી પૂછયું: “ આ પોતે નરોત્તમ-દાસ તો નહિ ? ”

રામદાસે માથું હલાવીને હા કહી. દર્મ્યાનમાં ડાકટર દોડતા જઇને પોલીસનાં બે માણસો સાથે આવી પહોંચ્યા. હાથપગના બંધનમાં પડેલો ચિન્તુલાલ એક બાજુએ વિમાસણ કરતો બેઠો હતો. કાલીપ્રસન્ન—અરે નહિ, ગો નોત્તમલાલ ડાંગના ફટકાથી બેભાન થઇને પડયો હતો. કેથેરીન—એ સુકોમળ નિર્દોષ બાળા પણ ભયથી સંજ્ઞારહિત થઇને પડી હતી. પોલીસે તેના શરીરની તપાસ કરી તો તેના હાથ અને પગ મજબૂત દોરડાવડે બાંધેલા હતા અને મ્હોંમાં રૂમાલનો ડુચો મારવામાં આવ્યો હતો. પોલીસનાં માણસોએ તેને બંધનમુક્ત કરી અને ભાનમાં આણવા પ્રયત્ન કર્યો પણ તે નિષ્ફળ ગયો. સિપાઇઓને આવેલા જોઇને મનોરમા ગભરાટમાં પડી હતી. આ સ્થિતિમાં શું કરવું તેનો પણ સિપાઇઓને ક્ષણવાર વિચાર થઇ પડયો. તુરત જ ટેલીફોન કરવામાં આવ્યો અને પા કલાકમાં પોલીસનાં બીજાં પાંચ માણસો તથા ઇન્સ્પેકટર હાજર થયો. ડાકટર અને રતિશંકરે કેથેરીનને ઇસ્પિતાલમાં સારવાર માટે લેઇ જવાનું ઉચિત માન્યું. નોત્તમલાલ બેભાન હોવાથી તેને પણ ઇસ્પિતાલમાં જ રાખવામાં આવ્યો. ચિન્તુલાલ અને મનોરમાને ગેટપર લેઇ જવામાં આવ્યાં. ખંડેરની બાજુએ આવેલા મકાનની પણ રાત્રે ને રાત્રે તપાસ લેવામાં આવી, જ્યાં આગળથી એક છોકરો અને બીજા બે બદમાશો હાથ લાગ્યા, તેમને પણ રાત્રે ને રાત્રે ગેટપર લેઇ જવામાં આવ્યા. હતાશ થઇ ગએલા નરોત્તમદાસ અને રામદાસ રાત્રે પોતાના બંગલા તરફ પાછા ફર્યા ! શેઠનું હૃદય પોકારી કહેતું હતું કે “ ઓ રતિશંકર ! મેં તને સાચો માન્યો હોત તો એ રંડાને હું આટલી હદે કદાપિ પહોંચવા ન દેત ! ”

---

# પ્રકરણ ૩૦ મું.

## "બદમાશોનું મંડળ."

તે અઠવાડિયાના એક વર્તમાનપત્રમાં "બદમાશોનું મંડળ" એવા મથાળા હેઠળ નીચેનો લેખ જોવામાં આવતો હતોઃ—

"અમદાવાદમાં કેટલાક વખત થયાં હયાતી ધરાવતું "બદમાશોનું મંડળ" હાલમાં જાહેરમાં આવ્યું છે અને તપાસ કરતાં એવી વિગતો બહાર આવી છે કે એ બદમાશ મંડળે ઘણાં ઘણાં ભારી પરાક્રમો કર્યાં પછી બે દિવસ પહેલાં તે એક જુવાન બ્રાહ્મણની બાહોશીથી પોલિસને હસ્તક પકડાયું છે. વિગત એવી છે કે આ મંડળમાં ચાર પાંચ માણસો જોડાએલા હતા અને તેઓ શહેરના જૂદા જૂદા ભાગમાં લોકોને ઠગવાનો અને ફસાવવાનો ધંધો લેઈ બેઠા હતા. થોડા વખત પહેલાં તેમાંનો એક શખ્સ નૌત્તમલાલ નામ ધારણ કરીને એક સુધારાવાળા તરીકે એક પોળમાં રહેવા લાગ્યો હતો. તેની પરણેતર સ્ત્રી પુનર્લગ્નવાળી હતી એમ તે જણાવતો હતો પરન્તુ હાલમાં એવી વિગત બહાર આવી છે કે તે પણ એ બદમાશ મંડળમાં શામેલ થએલી એક નાપાક ઓરત હતી. સદરહુ નામધારી નૌત્તમલાલે રતિશંકર નામના એક જુવાન ગામડીયા બ્રાહ્મણને ( કે જે તેની પડોશમાં રહેતો હતો અને ધીમે ધીમે તે ઠગારા નૌત્તમલાલથી તેના દુર્ભાગ્યે હળતો મળતો થઇ ગયો હતો ) નોકરી અપાવવાને જુદી જુદી લાલચો આપી હતી. રતિશંકરને પહેલાં તેણે એક ગુપ્ત રીતે કોકેન વેચનાર વાણીયાને ત્યાં નોકર રાખ્યો, પરન્તુ રતિશંકરને તેની ખરાબ નોકરી નહિ ગમવાથી તે એક જ દિવસમાં તેનાથી છૂટો થયો હતો. સદરહુ કોકેન વેચનાર કે જેનું નામ ચિન્તુલાલ છે તે પણ હાલમાં પોલિસના કબજામાં છે. બીજી વાર નૌત્તમલાલે એક મીલમાં

રતિશંકરને નોકરી અપાવવાની તજવીજ કરી. મીલના મેનેજર એક હિંદુસ્તાની ગૃહસ્થની સાથે તે નૌત્તમલાલ કાંઇક પિછાણ ધરાવતો માલૂમ પડવાથી રતિશંકરને નૌત્તમલાલની તજવીજમાં કાંઇક આશા ઉત્પન્ન થઈ હતી. મેનેજરને ૨૦૦ રૂપિયા લાંચના આપવા પડશે અને ત્યારેજ તે નોકરી આપશે એમ રતિશંકરને સમજાવીને બદમાશ નૌત્તમલાલે તે બિચારા ગરીબ બ્રાહ્મણ પાસેથી તેટલી કીંમતની એક કંઠી મેળવી હતી જે લેઇને તે એકાએક પોતાની સ્ત્રી સાથે ગુમ થઈ ગયો હતો! રતિશંકર ઠગાવાથી ગભરાઇ ગયો હતો અને ગભરાટભરેલી અવસ્થામાં રસ્તે ચાલતાં તે એક મોટારની અડફેટમાં આવી જવાથી ઇજા પામ્યો હતો. તે વખતથી તે હજીસુધી પણ ઇસ્પીતાલમાં પડ્યો છે અને હાલમાં તેની તબીયત સારી છે.

"રતિશંકરની કંઠી ઠગી લીધા પછી આ બદમાશ મંડળે એક બીજો પ્રપંચ ઊભો કર્યો. નૌત્તમલાલ વેશધારી દેવીભક્ત બાવો બન્યો અને તેણે પોતાનું નામ કાલીપ્રસન્ન ધારણ કર્યું. સરખેજના માર્ગપર તેણે પોતાનો પડાવ નાંખ્યો અને તેના બદમાશ મંડળના મેમ્બરોએ ગામમાં એવી વાત ચલાવી કે કોઇ પરદેશી બાવો આવ્યો છે તે વાંઝીયાને પુત્રો આપે છે! લોકો કેટલે સુધી ઠગાય છે તે પણ જોવા જેવું છે. ઘણી વહેમી સ્ત્રીઓએ કાલીપ્રસન્નને પૈસા આપીને તેની અને તેની કહેવાતી દેવીની આશીષ મેળવી હતી કે જેથી દેવીનું ભોંયમાં દાટેલું ત્રિશળ પોતાની ઇચ્છા મુજબ હીલચાલ કરીને જવાબ આપે અને વહેમી જોનારાઓ તેને ચમત્કાર માનીને સમજે કે સાક્ષાત્ દેવી જવાબ આપે છે! આ બદમાશની જાળમાં બીજી સ્ત્રીઓ કરતાં અત્રેના એક આબરૂદાર વણિક ગૃહસ્થ શેઠ નરોત્તમદાસનાં જુવાન પત્ની બાઈ મનોરમા વધારે પ્રમાણમાં સપડાયાં.

"જે હોસ્પીટલમાં રતિશંકર માંદગીને બિછાને પડ્યો હતો તેની સામે આવેલા અને શહેરમાં ભૂતિયા ખંડેરના નામથી જાણીતા થએલા ડહેલામાં આ બદમાશોનું મંડળ હમેશાં મળતું હતું એવી વાત બહાર આવી છે. ખંડેરની પાસેનું મકાન કે જે સદર્હુ ખંડેરથી જોડાએલું હતું જેમાંથી ખંડેરમાં સહેલાઈથી પ્રવેશ કરી શકાતો હતો તે મકાનના માલીક પણ આ મંડળમાં શામેલ હતો અને તેથી તે ખંડેરનો ઉપયોગ કોઈ ભયંકર અને બદમાશીભરેલાં કામો માટે કરવામાં આ બદમાશોને ઠીક સગવડ મળતી હતી. તેઓ તેમાં આખી રાત પડી રહેતા, દારૂ પીને ધીંગામસ્તી કરતા, હલકી સ્ત્રીઓ પણ કોઇ કોઇ વાર તેમનામાં દાખલ થતી જણાતી તથા ચોરી કરવાના, કોઇને ઠગવા–ફસાવવાના તથા પૈસા મેળવવાના બીજા અવનવા પ્રપંચો રચવાનાં કામો ત્યાં થતાં. પડોશીઓ અને લોકો તે બદમાશોની હીલચાલ કોઇ વાર જાણતા તો તેઓ તેને ભુતચેષ્ટા માનતા અને વહેમની મજબૂત દોરડીથી બંધાએલા આપણા હિંદુ ભાઇઓ તે બાબત કાંઇ વધુ તપાસ ચલાવવાની હિંમત ધરી શકતા નહિ; અને તેથી લાંબા વખતથી બદમાશોને તે ખંડેર પોતાના એક ખાસ મકાન તરીકે જ ઉપયોગમાં આવતું.

"આ ખંડેરમાં બદમાશોનું મંડળ હમેશાં રાત્રે એકઠું થતું અને લોકો માનતા કે રાત્રે તેમાં ભુતો અને ડાકણો રાસડા ગાય છે! અમારા પ્રતિનિધિએ મી. રતિશંકરની લીધેલી મુલાકાત ઉપરથી અમારા જાણવામાં આવ્યું છે કે આ ભૂતોને જોઇને, હોસ્પીટલનો એક નોકર કે કે જેનું નામ લખમણ હતું તે સખ્ત રીતે બીધો અને તાવથી પટકાઇ પડ્યો હતો! સદર્હુ ભૂતો બદમાશોના સ્વરૂપમાં જાહેર થયા અને લખમણની બીક ઉડી ગઇ ત્યારે જ તે માંદગીમાંથી સાજો થવા પામ્યો છે. આ ખંડેરમાં થતી ભૂતલીલા લખમણે જ રતિશંકરને બતાવી હતી અને

પછી રતિશંકર તથા હોસ્પીટલના એક ડાકટરે તે બાબત પોતાની તપાસ આગળ ચલાવી હતી. જે બદમાશોની હીલચાલને લખમણ લાંબા વખતથી ભૂતલીલા માનતો હતો તે જ હીલચાલને રતિશંકર અને ડાકટર તેના ખરા સ્વરૂપમાં જોઇ શકયા અને તેમણે રાત્રે ને રાત્રે તે ખંડેરની તપાસ લેવાનું ઠરાવ્યું. મી. રતિશંકર જણાવે છે કે એટલામાં તેમણે 'પપ્પા' એવી બુમ સાંભળી અને તેઓ વધારે ચમકયા. બન્ને જણા ખંડેર તરફ ચાલ્યા, એટલામાં તેમની સાથે બે ગામડીયા માળી પણ જોડાયા. રતિશંકર અને ડાકટર પોતાની સાથે ખંડેરમાં આવતા અજાણ્યાઓને જોઇને નવાઈ પામ્યા હતા ખરા, પરન્તુ બદમાશોને ખુલ્લા પાડવાને તથા વખત આવ્યે તેમની પણ સામે થવાને તેમને વધારે માણસોની મદદની જરૂર હોવાથી તે ગામડીયાઓને મુંગા મુંગા સાથે આવવા દેવામાં કાંઈ વાંધો લીધો નહિ. ચારે જણાએ ખંડેરમાં પ્રવેશ કરીને ગુપ્ત રીતે માંહેનું ધમસાણ જોયું અને તેઓ ખુલ્લા પડયા. મી. રતિશંકરના જણાવ્યા પ્રમાણે તેમણે મી. જોસેફ લેંગની પુત્રી મીસ કેથેરીનને બરાબર અણીને સમયે બચાવી હતી. વેશધારી માળી બીજા કોઇ નહિ પણ શેઠ નરોત્તમદાસ અને તેમનો એક નોકર હતો.

"બદમાશ કાલીપ્રસન્ને એક બાજુએ સ્ત્રીઓને ઠગવાનો ધંધો શરૂ કર્યો હતો, તે સાથે બીજી બાજુએ એક ઘણો જ નીચ બીજો ધંધો શરૂ કર્યો હતો જે જુવાન છોકરીઓને ઉપાડી જવાનો હતો. મી. જોસેફ લેંગની મોટી પુત્રી મીસ કેથેરીન એક રાત્રે વિકટોરિઆ ગાર્ડનમાં ફરીને પોતાના બંગલા તરફ એક આયાની સાથે પાછી ફરતી હતી, એટલામાં કાલીપ્રસન્ન અને તેના મિત્ર ચિન્તુલાલે તેનું હરણ કર્યું હતું! તેમણે આયાને મ્હોંમાં ડુચો મારી એલીસબ્રીજની પગથીપરથી નદીમાં ફેંકી દીધી અને મીસ કેથેરીનના મ્હોંમાં ડુચો મારી એક ગાડીમાં નાંખી લીધી. બ-

દમાશોનો વિચાર આ બાળાને ઘણા દૂરના દેશમાં લેઇ જઇને નીચ પેશો કરનારી સ્ત્રીઓને વેચાતી આપવાનો હતો, પરન્તુ ચિન્તુલાલ પાછળથી તેટલેસુધી પહોંચવાની હિંમત વિનાનો માલૂમ પડી આવવાથી એ બાળાને મારી નાંખીને તે ખંડેરમાં જ દાટી દેવાનો તેઓએ વિચાર રાખ્યો હતો. ખંડેરમાં બેભાન પડેલી બાળાને મારી નાંખવાની તૈયારીમાં જ તેઓ હતા, તેવામાં રતિશંકર અને ડાક્ટરે તેને બચાવી હતી! ખરેખર તેઓને ધન્યવાદ ઘટે છે. બે રાત્રિ સુધી બદમાશોએ મીસ કેથેરીનને ખંડેરની પાસેના મકાનમાં એક અંધારાવાળા ઓરડામાં કેદ રાખી હતી અને અત્યારે તે કોમળ બાળા અડધી મરેલી હાલતમાં ઇસ્પિતાલમાં પડી છે. ભયથી તેનું હૃદય ધડકી ગયું છે અને હજી પણ તે પૂરૂં પાધરૂં બોલી શકતી નથી; જોકે ડાક્તરોને તેને માટે પૂરતી આશા છે.

"આ પ્રમાણે અમદાવાદમાં ભયંકર કૃત્યો કરનારૂં એક બદમાશ મંડળ જાહેરમાં આવ્યું છે અને કહેવામાં આવે છે કે તે ઘણે લાંબે વખતે પકડાયું છે. વર્ષો થયાં તે પોતાનો નીચ કારોબાર ચલાવતું આવ્યું છે પરન્તુ શહેરના સદ્‌ભાગ્યે જ તે પકડાવા પામ્યું છે. તેને શોધી કાઢીને યોગ્ય સજે પહોંચાડવાનું કામ પોલીસનું હતું પરન્તુ જે તે આજસુધી કરી શકી નહોતી તે એક જુવાને અને ડાક્ટરે સાથે મળીને કરી બતાવ્યું છે. મીસ કેથેરીનને શોધી આપવા માટે તેના પિતા મી. લોંગે રૂા. ૫૦૦૦ નું જે ઇનામ જાહેર કર્યું હતું તે મી. રતિશંકર અને ડાક્ટરને મળશે જ; પરન્તુ અમારા સ્વતંત્ર મત મુજબ સરકાર તરફથી પણ તેઓ બન્નેને કાંઈ ઇનામ મળવું જોઇએ કે જેથી એવા જોખમભરેલા સાહસમાં પડતાં જે હિંમત તેમણે બતાવી હતી તેનો પૂરતો બદલો તેમને મળી ગએલો ગણાય.

"બદમાશ મંડળના સંબંધમાં કાંઇ વિશેષ જણાવવાની જરૂર રહેતી નથી. તેનાં જે અપકૃત્યો હાલમાં જાહેર થયાં છે તે ભયંકર હોવા છતાં

ઘણાં થોડાં છે અને વિશેષ તપાસ કરવામાં આવતાં તે વધારે પ્રમાણમાં બહાર આવવાનો સંભવ છે. પરન્તુ જાહેર પ્રજાને અમે આથી ચેતવણી આપવા માંગીએ છીએ કે તેઓએ અજાણ્યા અને પરદેશી જેવા માણસો સાથેના સહવાસમાં એકાએક ભેળાઇ જતાં ઘણી સંભાળથી વર્તવું અને બદમાશોનું જોર વધતું જતું હોવાથી તેવાઓના હાથમાં નહિ ફસાઇ પડવાની કાળજી રાખવી.”

* * * * *

“જ્યારે અમારૂં પત્ર મશીનપર જતું હતું ત્યારે ઘણે અસુરેથી અમોને અમારો રિપોર્ટર ખબર આપે છે કે શેઠ નરોત્તમદાસનાં પત્ની બાઇ મનોરમાએ પોતાના હાથમાંની હીરાની વીંટીને ચૂસીને પોલિસની હવાલતમાં જ આત્મઘાત કર્યો છે. મહુમ બાઇ પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી આ બદમાશોના હાથમાં સપડાયાં હતાં અને તેથી થએલી ગેરઆબરૂ નહિ સહન કરી શકવાને લીધે જ કદાચ તેમણે મરણને વધારે પસંદ કર્યું હશે. આ માઠા બનાવ ઉપર વધુ વિવેચન નહિ કરતાં પડદો નાંખવો એ જ વધારે ઉચિત છે, અને મરનારને સ્વર્ગ નરકની પ્રાપ્તિ થાય તે તો તેની કરણીને અવલંબીને રહે છે.”

---

## પ્રકરણ ૩૧ સું.

---

### દુર્ભાગ્યમાંથી ખીલેલું ભાગ્ય.

“મિસ્તર રતિશંકર! હું ખરેખર તમારો આભારી થયો છું; મારા વ્હાલામાં વ્હાલા રત્નનો પ્રાણ તમે તમારા જીવને જોખમમાં નાંખીને બચાવ્યો છે, તેનો બદલો હું આ મૃત્યુલોકનો માનવી તો શું આપું? પરન્તુ તે મહાન્ ખુદા તમારા પરોપકારને કદી ભૂલી જશે નહિ!” સોંગ

સાહેબે પોતાની સામે બેઠેલા રતિશંકરને કહ્યું.

રતિશંકરને થએલી ઇજા હવે સારી થઇ ગઇ હોવાથી તથા હોસ્પીટાલના મુખ્ય ડાક્ટરની સલાહથી તે આગલે દિવસે જ પોતાને ઘેર પાછો ફર્યો હતો અને અત્યારે તે લોંગ સાહેબને બંગલે માત્ર તેમને મળવાના હેતુથી જ ગયો હતો, તે વખતે સાહેબે તેને ઉપરના શબ્દો કહ્યા.

રતિશંકર ઉત્તર આપતાં બોલ્યો: "સાહેબ! આપ મારો આભાર માનો છો, પરન્તુ તેમાં મેં મનુષ્યત્વની ફરજ બજાવવા ઉપરાંત વિશેષ શું કર્યું છે? મારે તો ઇશ્વરનો એટલા માટે આભાર માનવો જોઇએ કે મારૂં હૃદય કેવા પ્રકારનું છે તેની પરીક્ષા આપ કરી શકો તેટલા સારૂ ખુદાએ મને આ તકનો લાભ આપ્યો છે. એક વખત એવો હતો કે જ્યારે આપ એક નજીવી બાબતના સંબંધમાં મારી પરીક્ષા કરીને મને અપ્રમાણિક ઠરાવતા હતા. હું કબૂલ કરૂં છું કે સારી નોકરીને માટે ધર્મ વેચવા જેટલી મૂર્ખતા દર્શાવવામાં મેં ભૂલ કરી હતી; પરન્તુ સાહેબ! એ ભૂલને આપે તે વખતે અપ્રમાણિકપણું માનવું જોઇતું નહોતું. મુશ્કેલીસ અવસ્થામાં આવી પડેલાં માણસો ઘણી વાર દુઃખથી એટલાં બધાં ગભરાઇ ગએલાં માલૂમ પડે છે કે તેઓ નજીવી ભૂલને સમજી શકતાં હોવા છતાં તેની દરકાર રાખતા નથી. તેનું કારણ એ નથી હોતું કે તેમને તે ગુન્હો કાંઇ ગણતરીમાં હોતો નથી; પરન્તુ તે ગુન્હો તેમના દિલમાં દંશ દેતો હોવા છતાં તેમની સ્થિતિ તેમને નૈતિક કે ધાર્મિક ગુન્હો કરવાની ફરજ પાડે છે! આપનો ચાહનો પ્યાલો પીવાનું મેં કબુલ કર્યું, ત્યારે મારી પણ એ જ સ્થિતિ હતી!"

લોંગ સાહેબ સ્મિત કરીને બોલ્યા: "મારી ભૂલ હું કબુલ કરૂં છું! મનુષ્યના વર્તનની પરીક્ષા એવી રીતે ન કરવી જોઇએ, તેનું શિક્ષણ મને તમારા દાખલા ઉપરથી મળ્યું છે."

એટલામાં મિસિસ લૅાંગ ત્યાં આવી ચડયાં. લૅાંગ સાહેબે રતિશંકરની ઓળખાણ આપતાં કહ્યું: "આ ગૃહસ્થનું નામ મી. રતિશંકર છે; તેમણે જ આપણી કેથેરીનનો જીવ બચાવ્યો છે અને એઓ એક વાર આપણે ત્યાં નોકરી લેવા માટે આવ્યા હતા, તે યાદ છે કે ?"

મેડમે આશ્ચર્યથી આંખો વિકસાવતાં કહ્યું: "ઓ લો, મી. રતિશંકર! આઇ નો યુ વેલ! શું તમે જ મારી વ્હાલી કેથેરીનને પ્રાણદાન આપનાર છો ?"

રતિશંકર સસ્મિત વદને ઊભો થઇને મેડમની સાથે હાથ મીલાવતાં બોલ્યો: "મેડમ! પ્રાણદાન આપનાર પરમેશ્વર છે પરન્તુ તેનો સાધનભૂત હું થયો છું!"

મેડમે પોતાના કંઠમાંનો સોનાનો છેડો સત્વર રતિશંકરના કંઠમાં પહેરાવી દેતાં કહ્યું: "હું તમને અહીં જોઇને બહુ ખુશ થઈ છું. હું આશા રાખું છું કે મારા અંતર્ના ઉમળકાની આ ભેટનો અસ્વીકાર તમે નહિ કરો, જોકે એવી ભેટથી કાંઈ ઉપકારનો બદલો વળી જઇ શકતો નથી."

"આપ મને આટલા બધા ઉપકારના બોજા તળે દાબો છો, પરન્તુ હું ગરીબ માણસથી આપના માયાળુ ઉપકારોનો બદલો કેવી રીતે વળી શકશે ?" રતિશંકરે કહ્યું.

સાહેબ બોલ્યા: "તમે અમારા ઉપર માત્ર એક જ ઉપકાર એવો કર્યો છે કે જેના બદલામાં અમારી આવી સેંકડો ભેટો કાંઇ વિસાતમાં નથી."

મેડમે પોતાના પતિને સંભારી આપ્યું: "અને આપણે જાહેર પાંચ હજારનું ઇનામ આ ગૃહસ્થને આપણે મોકલાવ્યું કે નહિ ?"

"ઇનામના રૂપિયા મેં પોલિસને હવાલે કર્યા છે અને પોલિસની માર્ફતે જ તે મી. રતિશંકરને મળશે. કેમ, તમને મળી ગયા કે નહિ ?" સાહેબે છેલ્લો પ્રશ્ન કરતાં રતિશંકર તરફ જોયું.

"ઘણું કરીને તે ઈનામના રૂપિયા મારી અને ઇસ્પિતાલના ડાક્ટરની વચ્ચે વહેંચી આપવામાં આવશે, કારણકે અમે બન્નેએ એ કામ બજાવ્યું હતું."

"નહિ, નહિ!" સાહેબ આશ્ચર્ય દર્શાવતા બોલ્યાઃ "તે આખું ઇનામ તમને જ મળવું જોઇએ, કારણકે તમે પોતે જ ડાક્ટરને તે તરફ તેડી ગયા હતા અને 'પપ્પા' શબ્દ સાંભળીને ત્યાં બદમાશો હોવાનો વહેમ પણ તમને જ પહેલો આવ્યો હતો!"

રતિશંકર બોલ્યોઃ "એ વાત ખરી, પરન્તુ ખંડેરમાં જતી વખતે ડાક્ટર પણ મારી સાથે હતા તેથી તેમને પણ અર્ધું ઇનામ મળવું જોઇએ અને તે જ ન્યાય છે!"

સાહેબ મક્કમપણે બોલ્યાઃ "નહિ, નહિ, તેમ ન જ થાય. તમને પૂરા પાંચ હજાર રૂપિયા મળવા જોઇએ. હું હમણાં જ પોલિસને લખી જણાવું છું કે જો કદિ ડાક્ટર અર્ધા ઇનામ ઉપર પોતાનો હક જણાવે તો હું બીજા ૨૫૦૦ રૂપિયા આપવા તૈયાર છું, પરન્તુ તમને તો પાંચ હજાર રૂપિયા મળવા જ જોઇએ."

"નહિ સાહેબ; મારે માટે આપને વધારે ભોગ આપવાની જરૂર નથી. અર્ધા ઇનામથી પણ હું સંતોષ પામીશ."

"ઠીક છે, પોલિસ ઈનામની શું વ્યવસ્થા કરવા ધારે છે તે જાણ્યા પછી તે સંબંધે વાત; પરન્તુ મી. રતિશંકર! મારી ઑફીસની કેશ્યરની જગ્યા ખાલી છે અને મારી માંગણી છે કે તમારે મારી ઑફીસમાં સો રૂપિયાના પગારથી જોડાવું."

રતિશંકર ઉપકારથી વશ થઇને મસ્તક નમાવતો બોલ્યોઃ "સાહેબ! આપની ઉદારતા તથા માયાળુતાને માટે હું આપનો આભારી થયો છું; પરન્તુ મારે માટે એક જૂદી જ વ્યવસ્થા થઇ છે."

"તે શું?" સાહેબે પૂછ્યું.

"મોટાર નીચે કચરાવાથી મને ઇજા થઈ હતી એ વાત તો આપ જાણતા હશો. તે માંદગીમાંથી હજી ફક્ત બે દિવસ પહેલાં જ ઉઠીને હું ઘેર આવ્યો છું. કાલે શેઠ નરોત્તમદાસને મળવા ગયો હતો. નરોત્તમદાસ શેઠને ત્યાં હું થોડા દિવસ નોકર રહ્યો હતો, પરન્તુ શેઠને મારા પ્રમાણિકપણા ઉપર શક જવાથી મને તેમણે રજા આપી હતી. છેવટે તેમનો તે શક દૂર થવા પામ્યો છે અને તેથી શેઠે મારાપર સારી ચાહના બનાવી છે."

"એટલે શું તમે તેમને ત્યાં નોકર રહેવા ઇચ્છો છો?"

"ના જી; તેમની ઇચ્છા એવી છે કે હું તેમની મદદથી ઇંગ્લાંડ જઉં અને ઉંચી જાતનું કાપડ બનાવવાના હુન્નરને લગતો અભ્યાસ કરૂં તથા અનુભવ મેળવું. નરોત્તમદાસ શેઠ ઉદ્યોગની ખીલવણીને માટે હમેશાં શોખ તથા લાગણી ધરાવે છે અને તેથી મારા અભ્યાસનું સઘળું ખર્ચ આપવા તેમણે તૈયારી બતાવી છે."

"તો તે ઉત્તમ યોજનાનો લાભ લેતા તમને અટકાવવાનું હું વાજબી માનતો નથી; પરન્તુ તમારા ઉપકારનો બદલો વાળી આપવાની મને જે કાંઇ ઇચ્છા હતી તેમાં નિરાશ થવાથી મને દુઃખ થાય છે."

"સાહેબ! આપ એ શું કહો છો? મેં આપના ઉપર કાંઇ જ ઉપકાર કર્યો નથી અને જે કાંઈ સ્વલ્પ કર્યું છે તેના બદલામાં આપની માયાળુતાને માટે હું આભારી થયો છું."

"પણ ઇંગ્લાંડ તમે ક્યારે જશો?"

"જેમ બને તેમ વ્હેલાં જવું એવી શેઠની ઇચ્છા છે."

"તો હું તમને ઇંગ્લાંડમાં કાંઇ મદદ મળી શકે તેટલું તો કરીશ જ. હું માનું છું કે ઉંચી જાતનું કાપડ નીપજાવતાં શીખવાનો હુન્નર અને

તેનો વ્યવહારૂ અનુભવ ઇંગ્લાંડની મીલોમાંથી મેળવવાને તમે સમર્થ નહિ થાઓ!"

"હા, કારણકે અંગ્રેજ મીલમાલેકો તે સામે વાંધો ઉઠાવે તે સ્વાભાવિક છે અને તેથી તેઓ મને મીલોમાં પેસવા દે તેવો સંભવ પણ નથી."

"ત્યારે તે બાબતમાં હું તમને મદદ કરીશ. મારો એક મિત્ર માંચેસ્ટરની એક મીલનો માલેક છે અને તેના ઉપર હું તમારે માટે ભલામણનો પત્ર લખીશ કે જેથી તે હુન્નરનું જ્ઞાન મેળવવામાં તે તમને મદદ કરશે."

"તો હું આપનો મોટો આભારી થઇશ."

બીજી કેટલીક વાતચીત કરીને રતિશંકર ઘેર આવ્યો. ઘેર આવતાં જ તેને માલુમ પડયું કે પોતાની સાસુ પોતાને સાજો થઇને ઘેર આવેલો સાંભળીને તબીયત જોવા માટે આવ્યાં હતાં અને પાંચ હજાર રૂપિયાનું ઇનામ મળ્યાની વાત સાંભળીને રામભટ તથા તેમનો પુત્ર કામેશ્વર મુબારકબાદી દેવાને (કે પછી દક્ષિણા લેવાને!) આવ્યા હતા! વૃદ્ધ સાસુએ હસતે મુખડે જમાઇનાં ઓવારણાં લીધાં અને કહ્યું: "કેમ, શરીરે તો સાજા છો? હાથેપગે ઇજા થઇ'તી તે હવે ઠીક છે ને?"

"હા, હવે ઠીક છે."

"અને તમને પાંચ હજાર રૂપિયાનું ઇનામ મળ્યું તે વાત ખરી?" સાસુએ આનંદ પામતાં પૂછ્યું.

"હા, ખરી વાત."

"મને તો કિશોરીએ કાગળ લખ્યો ત્યારે ખબર પડી કે તમે ઇસ્પીતાલેથી ઘેર આવ્યા છો અને તમને ઇનામ મળ્યું છે."

એટલામાં રામભટ ઊભાં થઇને બોલ્યા: "નમસ્કાર છે રતિશંકરજી! નમસ્કાર છે! કેમ, શરીરે તો કુશળ છો ને?"

"હા ભટજી! શરીરે કુશળ છું; પણ આ ઘરમાં આવવાથી તમે અપવિત્ર નહિ થાઓ કે?" રતિશંકરે સ્મિત કર્યું.

ભટજી શરમાઈ ગયા, તોપણ મ્હોં ઠાવકું રાખીને બોલ્યાઃ "તમે પવિત્ર છો એમ ખાત્રી થઇ એટલે જ હું આ ઘરમાં પેઠો છું, અને તમારા જેવા સુમિત્રની પવિત્રતા માટે મને વિશ્વાસ હોય તેમાં કાંઇ નવાઇ નથી. પ્રમાણસિદ્ધ વચન એવું છે કે **न विश्वसेत् कुमित्रं तु** એટલે કુમિત્રનો વિશ્વાસ કરવો નહિ, પણ સુમિત્રનો વિશ્વાસ તો કરવો જ જોઇએ."

"પણ તમે મને દારૂ પીવા માટે ન્યાત બહાર મુકાવવાના હતા તેનું કેમ થયું?"

"અરે, એવો અન્યાય તે કેમ થવા દઉં? પૂછોને તમારી સાસુને, તમારે માટે તો ન્યાતના પટેલ સાથે અને સગા છોકરા સાથે વેર કર્યું પણ તમને ન્યાત બહાર મેલાવા દીધા નહિ!"

કામેશ્વર આગળ આવીને બોલ્યોઃ "રતિશંકરભાઇ! હું તમારી માફી માગું છું હોં! મેં તમને દારૂવાળાની દુકાનમાં જ પેઠેલા માત્ર જોયા હતા, પણ દારૂ પીતા જોયા નહોતા."

રામભટ છોકરાની સામે આંખો કાઢતા બોલ્યાઃ "સાળા બેવકુફ! ત્યારે નજરોનજર દારૂ પીતાં જોએલ એ તો તું જૂઠું જ બોલ્યો કે? શિવ! શિવ! શિવ! **सत्यमेव जयते नानृतम्**! સત્યનો જય છે—અસત્યનો નહિ! જો, તારા જૂઠનો વિજય થયો?"

કામેશ્વર બોલ્યોઃ "પણ તમારા જૂઠનો તો વિજય જ થયો! બિચારાં રામબાઇની કંઠી ખાઇ ગયા એ જ તમારૂં સત્યવાદિત્વ કે?"

ભટજી ખષ્ટ પડી ગયા! રતિશંકર ચમક્યો અને બોલ્યોઃ "શું! ભટજી! તમે આવો અનર્થ કર્યો છે? તમારૂં પેટ ભરવાને તમે સાચાં જૂઠાં કરવામાં જ ધર્મ સમજો છો? પણ કંઠી આપનાર કેવાં?"

ભટજી શરમીંદા પડી ગયા! રતિશંકર પાસે ઉંચું મ્હોં લેઇને બોલવા જેવું ન રહ્યું. ભટજીએ હાથ જોડીને કહ્યું: "ત્યારે શું કરીએ ભાઇસાહેબ? આ પેટનું પૂરૂં તો કરવું જ ને?"

"પણ ગરીબ માણસપર આટલો જુલમ કરતાં તમે ડરતા નથી? જરા પ્રભુનો તો ડર રાખો!"

"માફ કરો રતિશંકર! હવે જે થયું તે ન થયું થનાર નથી; બ્રાહ્મણનો છોકરો કંઠી પહેરશે અને આશીર્વાદ આપશે તો તેનું પુણ્ય પણ તમને જ છે ને? હવે પ્રભુએ તમને ઘણું આપ્યું છે તો અમ જેવા બ્રાહ્મણને સંતુષ્ટ કરજો! આશાએ આવ્યા છીએ ભાઈ!"

રામબાઇએ આ પંચાતમાં પડીને રતિશંકરને શાંત કર્યો અને કહ્યું: "હશે હવે, જે થયું તે થયું!" એમ કહી ડોસી રતિશંકરને જરા આઘે લેઇ ગયાં અને ધીમેથી બોલ્યાઃ "કિશોરી કહે છે કે તમે વેલાત ભણવા જાઓ છો?"

"હા."

"કેટલા વરસે પાછા આવવાના?".

"બે વરસે."

"પણ જુઓ, આપણ બ્રાહ્મણથી તો વેલાત ન જવાય. ત્યાં તો દારૂ પીવો પડે અને પરમાટી ખાવી પડે; અને તેવું ન ખાય તો માણસ મરી જાય!"

રતિશંકર હસીને બોલ્યોઃ "તેવું કાંઇએ નથી! તમે શાને ચિંતા કરો છો? હું અહીંથી એક રસોઇઓ સાથે લેઇને જઉં છું. જે શેઠ મને વિલાયત મોકલે છે તે મારૂં અને મારી મા વગેરેનું ખર્ચ આપશે એટલે તે બાબતમાં તો કાંઇ ઉચાટ જેવું નથી. બે વરસ પછી હું આવીશ એટલે મને નોકરી પણ સારા પગારની મળશે. માટે બે વર્ષ સુખે દુઃખે નિભાવી લીધા વિના ચાલે તેમ નથી."

"ઠીક; મન તો માને નહિ પણ જેમ તેમ કરીને મનાવીશું; પણ વેલાત જનારને તો ન્યાત બહાર મેલે છે તેનું કેમ? આ રોયા બ્રાહ્મણો સાથે મૂઆ છે તે ન્યાતને હીલોળે ચડાવ્યા વિના રહેશે નહિ. મને એ બાબતની બહુ ચિંતા થવા લાગી છે! તમે રામભટને ગુસ્સે કરો છો પણ બહુ ચીડવશો નહિ; તમે વેલાત જશો તો એ રોયાનું બહુ કામ પડશે, સમજ્યા?"

"ઠીક છે; પણ એ બાબત આપણે હવે નિરાંતે વાતચીત કરીશું." એમ કહી રતિશંકર ઉઠી ગયો.

---

## પ્રકરણ ૩૨ મું.

---

### લટકી રહેલું વિરહદુઃખ.

સાંજ પડવાને હજી થોડી વાર હતી. કિશોરી પોતાના પતિ અને માતા વચ્ચે થતી ધીમી વાતચીત સાંભળતી ઓરડાના ખૂણામાં બેઠી હતી, એટલામાં સાસુ પાસેથી ઉઠીને રતિશંકર ઓરડામાં પેઠો. બેઠેલી કિશોરી ઊભી થઈ ગઇ. પતિને પોતા ભણી જ આવતા જોઇને તે ત્યાં ઊભી રહી અને કાંઇક શોક તથા ગુસ્સાની મિશ્રિત લાગણીથી બોલીઃ "ત્યારે શું તમે વિલાયત જવાનું નક્કી જ કર્યું છે?"

રતિશંકરે મંદ સ્મિત સાથે ઉત્તર આપ્યોઃ "હાસ્તો; કેમ કાંઇ હરકત છે?"

"હા, વળી; હું તમને જવા દેનારી જ નથી; કેટલી કેટલી મુસ્કેલીઓ પડશે, તેનો તો કાંઇ વિચાર જ કરતા નથી; માતુશ્રીની વૃદ્ધ અવસ્થામાં તમે હજારો ગાઉ દૂર જઇને બેસો તે સારૂં દેખાય? અને વળી તે તમને રજા પણ આપવાનાં નથી." કિશોરી બોલી.

"તેમની પાસેથી રજા મેળવવી એ મારા હાથમાં છે; તારે તેની ચિંતા કરવાની જરૂર નહિ પડે."

"પણ હું તમને રજા આપવા દેનારી જ નથી. તમે વિલાયત જાઓ અને પાછળ મારા ભોગ!" કિશોરીની આંખમાં જળ ભરાયું.

"એમાં ભોગ શાના? નરોત્તમદાસ શેઠ પાસેથી તને દર મહિને ખર્ચ જોગા રૂપિયા મળશે; વળી પાંચ હજારના ઈનામમાંથી ડાક્ટરનો ભાગ જતાં મને અઢી હજાર રૂપિયા મળશે, તે પણ તારી જ મીલ્કત છે; તું અને માતુશ્રી બન્ને સાથે રહેજો અને આનંદ કરજો!"

"બહુ સારૂં; કર્યો આનંદ અને ભોગવ્યું સુખ! પાછળ ન્યાત મને, મારી માને અને તમારી માને સૌને ન્યાત બહાર મેલશે, એટલે પછી આનંદ કરી વાળ્યો!"

રતિશંકર હસીને બોલ્યો: "અરે ઘેલી! ન્યાત બહાર થવાની ચિંતા તું શામાટે રાખે છે? જોને, હમણાં હું આ રામભટ અને કામભટનું મ્હોં જ દાબી દઉં છું ને! સાળાઓ પૈસાના પૂજારી છે; પૈસો મળે તો મ્હોંમાં ગુંકવા દે તેવા જ એ ન્યાતના આગેવાનો છે! કહે, ન્યાત બહાર મેલવાની ચિંતામાંથી તું મુક્ત થાય તો પછી તને કાંઇ વાંધો છે?"

"હજી તો બહુએ વાંધો છે."

"ત્યારે તે કહી દે એટલે હું તેનો ખુલાસો કરૂં."

"મારે તમારો એ ખુલાસો જોઇતો નથી, હું સાફ સાફ કહું છું કે તમે ગમે તેટલું કહેશો તોપણ હું તમને વિલાયત જવા દેનાર નથી."

"એ કામ ન આવે તો! અમને વિદ્યા મેળવવામાં તમે સ્ત્રીઓ અંતરાયભૂત થાઓ, તો પછી તમે અમને સુખ આપનારી કે દુઃખ આપનારી? પુરૂષો સુખને માટે લગ્ન કરે છે, અને વળી તારા જેવી ભણેલી અને ડાહી સ્ત્રી જો મને આમ પજવે તો શું તે સારૂં કહેવાય?"

"મારા કહ્યાની વિરૂદ્ધ તમે સઘળું કરો છો, તો ભલે; તેમાં હું અ-બળાનું તમારી પાસે શું જોર ચાલનાર છે? પણ તમે વિલાયતથી પાછા ફરશો ત્યારે હું જીવતી નહિ હોઉં એ નક્કી માનજો! મારે હવે તમને વધારે કાંઇ કહેવું નથી; આ અવસ્થામાં હું એકલી કેવી રીતે દિવસ ગુ-જારી શકીશ, તેનો વિચાર તમારા જેવા કઠણ હૃદયના પુરૂષને ક્યાંથી હોય?" ગદ્ગદ્ કંઠમાંથી નીકળેલા એ શબ્દો અર્ધા પર્ધા સાંભળતો—ન સાંભળતો રતિશંકર ઓરડાની બહાર ચાલ્યો ગયો.

* * * * *

રાત્રિ પડી. સૌએ વાળુ કર્યાં. રામભટ જમી ઉઠીને તંબાકુ ચાવતા પેટપર હાથ ફેરવતા બેઠા. રામબાઇ અને રતિશંકર તેમની પાસે આવીને બેઠાં. કામેશ્વર પણ આવીને પોતાના પિતાની બાજુમાં બેઠો. ભટજી શા-સ્ત્રનો વિનોદ કરવાની વાત કાઢતાં બોલ્યાઃ "રતિશંકરજી! તમે સંસ્કૃત તો બરાબર ભણ્યા છો; કહો જોઇએ આપણા દેશની પ્રાચીન રાજ્યપ્ર-ણાલીમાં બ્રાહ્મણોનું કેટલું માન હતું તે તમે જાણો છો?"

રતિશંકર બોલ્યોઃ "આગળના બ્રાહ્મણો હાલના બ્રાહ્મણોના જેવા નહોતા, એટલે પછી તેઓનું માન હોય તેમાં શું નવાઇ? **अग्रे अग्रे विप्रः, विप्रवाक्यं जनार्दनम्** એવાં શાસ્ત્રવચનો પણ તેવા ઋષિમુનિ સરખા બ્રાહ્મણોના સંબંધમાં જ સાચાં માનવાં; આજકાલના બ્રાહ્મણો સંબંધે નહિ."

ભટજી બોલ્યાઃ "તમે ખરૂં કહ્યું. આગળના બ્રાહ્મણો ઉપર રાજાઓ એટલા તુષ્ટમાન રહેતા કે કહેવાની જ વાત નહિ. બીજા સર્વ વર્ગનાં માણસોનાં ખૂન થાય, ગુન્હો કરે તો ફાંસી મળે, પણ બ્રાહ્મણોને તે કાંઈ શિક્ષા નહિ. કહ્યું છે કેઃ—

**अवध्या ब्राह्मणा गावो, ज्ञातयः शिशवः स्त्रियः ।**
**येषां चान्नानि भुञ्जीत, ये च स्युः शरणागताः ॥**

"એટલે કે બ્રાહ્મણોને પણ ગાયો, જ્ઞાતિઓ, બાળકો, સ્ત્રીઓ, અન્નદાતા અને શરણાગત વગેરેની પેઠે મારવાં નહિ અર્થાત્ તેઓ અવધ્ય છે, પણ આજકાલ કળજુગ આવ્યો એટલે એક ઠાકરડાને સજા થાય તેવી સજા સરકાર પવિત્ર બ્રાહ્મણોને પણ કરે છે!" ભટજીએ શોક દર્શાવ્યો.

"પણ ભટજી મહારાજ! બ્રાહ્મણો ઠાકરડા જેવા થયા છે પછી તેવી સજા કેમ કરે નહિ?" રતિશંકરે કહ્યું.

"ખરૂં છે, રતિશંકરભાઇ! બધો જમાનો જ બદલાઇ ગયો છે! બ્રાહ્મણો બગડયા છે કારણકે કળજુગ આવ્યો છે; જુઓને અમે બ્રાહ્મણ; અમારા બાપદાદાએ લાખો ગાયોનાં દાન આપેલાં પણ અમારે તમારી પાસે આજ દક્ષિણા માંગવા આવવું પડયું છે!"

રતિશંકર ભટજીને પોતાના મુદ્દાની વાતપર ઢળી પડતા જોઇને આશ્ચર્ય દર્શાવતો બોલ્યો: "મારી પાસેથી વળી દક્ષિણા શાની? હું પણ તમારા જેવો બ્રાહ્મણ છું ને?"

"પણ ભાઇશ્રી! આજ તમારો દિવસ ફર્યો છે. મોટા મોટા સાહેબોની તમારાપર મહેરબાની થઇ છે અને તમને પાંચ હજારનું ઇનામ મળ્યું છે; પછી અમ જેવા ગરીબ બ્રાહ્મણો તમારી પાસે યાચવા ન આવીએ તો કોની પાસે જઇએ? મેં પણ આપની કાંઇક સેવા બજાવી છે તે ભુલી જશો નહિ. અમારા દોષને ભુલીને હંસની પેઠે ગુણને યાદ કરજો. **हंसो हि क्षीरमादत्ते तन्मिश्रा वर्जयत्यपः** એવું પ્રમાણસિદ્ધ વચન છે."

"તમે મારી સેવા એટલી જ બજાવી છે કે મને ન્યાત બહાર મેલાતો અટકાવ્યો છે, પણ તેનો બદલો તો તમે મારી સાસુ પાસેથી મેળવી ચૂકયા છો."

"હા, હું તેની ના કેવી રીતે કહી શકું?"

"હવે બીજી કાંઇ સેવા બજાવો તો હું તમને દક્ષિણા આપું." ર-

તિશંકર મનમાં બોલ્યોઃ " દક્ષિણા શેની ? લાંચ જ તો ! આ ભટ જેવા હરામખોર માણસને લાંચ આપવી તે તેને બહેકાવવા બરોબર છે અને ખરેખર તે પ્રભુનો ગુન્હો છે, પણ જ્યાં નાતીલાઓ મૂર્ખ હોય ત્યાં એવો નાનો ગુન્હો કરીને પણ આપણે આપણું કાર્ય પાર પાડવું જોઇએ; શું કરૂં ? હું તો ન્યાત બહાર મેલાઉં તેની કાંઇએ પરવા કરૂં નહિ, પણ કિશોરીના મનને ન દુભાવવાની ખાતર લાંચ આપવાનું પાપ કરવા તૈયાર થવું પડે છે ! "

" આપની ગમે તેવી સેવા બજાવવા તૈયાર જ છું, સાહેબ ! દક્ષિણા મળવી જોઇએ ! **सर्वे गुणाः कांचनमाश्रयन्ते** એવું પ્રમાણસિદ્ધ વચન છે. "

" ત્યારે સાંભળો; હું થોડા દિવસમાં વિલાયત જનાર છું. સાથે બ્રાહ્મણ રસોઇઓ લઇ જઉં છું એટલે કાંઇ આભડછેટ જેવું નથી, પણ તમે સમજો છો ને કે કેટલાક પેટના બળ્યા ગામ બાળવા નીકળે છે અને ન્યાતને એક ટંક લાડુ મળે તેટલા માટે પરદેશગમન કરનારને ન્યાતબહાર મેલે છે. હું ન્યાતબહાર ન મેલાઉં તો તમને રૂપિયા સો દક્ષિણાના આપું ! "

ભટજી ખુશખુશ થતા જોરથી બોલ્યાઃ " કબૂલ છે, કબૂલ ! કોના બાર છે કે તમારૂં નામ પણ દઇ શકે ? "

કામેશ્વર બોલ્યોઃ " પણ રતિશંકરભાઇ ! મારા જેવા ગરીબનું પણ કાંઇક થવું જોઇએ ! "

ભટજી ક્રોધ કરીને છોકરા સામે નજર કરતા બોલ્યાઃ " મૂર્ખો છે કે શું ? બાપને મળ્યું તે દીકરાને મળ્યા બરાબર જ છે ને ? "

" ના; ના; રામબાઇની કંઠી તમે એકલા ગળી ગયા અને મારાથીએ દગો રમ્યા તે હું ભૂલી ગયો નથી તો ! "

રતિશંકર બાપ-દિકરાની વચ્ચે પડીને બોલ્યોઃ " કામભટ ! તમને પણ હું ખુશ કરીશ; પછી શાને ચિંતા રાખો છો ? "

" વારૂ, ભાઇ સાહેબ ! ઇશ્વર તમારૂં કલ્યાણ કરશે. "

રતિશંકરે ભટજીને લાલચ આપીને મુસ્કેલીને દૂર કરી. થોડા સમયમાં મળેલા જૂદા જૂદા અનુભવોથી રતિશંકર સત્યને ચાહનારો બન્યો હતો અને રામભટને લાંચ આપવામાં તે મોટા દોષ સમજતો હતો; પણ હાલનાં જ્ઞાતિબંધારણોની શિથિલતા તેના ધ્યાનમાં હતી. સત્યમાં રહેવાથી ન્યાયથી વિમુખ ન્યાતો અને તેના આગેવાનો અનર્થ કરે છે એમ તે જાણતો હતો અને તેથી તેણે આ યુક્તિનો આશ્રય લીધો હતો. ન્યાત બહાર રહીને ચલાવી લેવા જેટલું નીતિબળ પણ રતિશંકરમાં હતું, પરન્તુ કિશોરી, વૃદ્ધ સાસુ અને વૃદ્ધ માતા જેવાંનાં મન ઉદ્વિગ્ન ન થાય, અને પોતાને તેઓ વિલાયત જવા માટે રજા આપવામાં આનાકાની ન કરે, તેટલા સારૂ ન્યાત બહાર મેલાવા બાબત નિર્ભયતા પ્રાપ્ત કરી લેવાની તને જરૂર પડી હતી.

* * * * *

રાત્રે શય્યા તરફ જતાં જ રતિશંકરે કિશોરીને કહ્યું: " જો, તારે માટે જ આ બામણાઓને લાંચ આપીને ન્યાતબહાર મેલાવાનો ભય મારે દૂર કરવો પડયો છે; માટે હવે તારે કાંઇ ચિન્તા કે ઉચાટ રાખવાની જરૂર નથી. "

કિશોરી મુંગી રહી. તેને પોતાના સ્વામીની વિલાયત જવાની વાત ગમતી નહોતી. કોઇ પણ રીતે તે વિલાયત ન જાય અને પોતાને વિરહદુઃખમાં સબડવું ન પડે એ જ તેની એકની એક ઇચ્છા હતી. તેણે જુદાં જુદાં કારણો બતાવીને રતિશંકર વિલાયત જતો અટકે તેમ કરવાને પ્રયત્ન કર્યો હતો પરંતુ રતિશંકરે તે પ્રયત્નને સફળ થવા દીધો નહિ.

કિશોરી તરફથી કાંઇ પણ જવાબ નહિ મળતાં રતિશંકર બોલ્યો: " કેમ બોલતી નથી ? હું વિલાયત જઉં તેમાં તને જે કાંઈ વાંધો હોય તે મને કહી દે, એટલે હું તેનું નિવારણ કરૂં. "

કિશોરી આંખમાં આંસુ ભરતી અને આજીજી કરતા સ્વરે બોલીઃ "નાથ! મને વાંધો તો કાંઇએ નથી; ન્યાતબહાર મેલાવાનોએ મને ભય નથી, અને બીજી કાંઇ અડચણ નથી. મારી માંગણી માત્ર એટલી જ છે કે તમે મારાથી જુદા ન પડો!"

"ઘેલી રે ઘેલી! એમ તે બને ખરૂં? જો, સ્ત્રીઓએ એટલાં વર-ઘેલાં થવું જોઇએ નહિ કે જેથી સ્વામીની ઉન્નતિમાં તેઓ હરકત કર-નારી થઈ પડે! એ વાત ખરી છે કે પરસ્પર મળી ગએલાં મન જૂદાં પડતાં દુઃખી થાય છે અને તેને જ કેટલાકો ખરો પ્રેમ કહે છે, પણ વ્હાલી! પ્રેમ એટલામાં જ સમાઇ રહેતો નથી! આપણો પ્રેમ ચિરંજીવી બને અને વધારે મીઠો બને તેટલા માટે બે વરસનો વિરહસમય બહુ ઉ-પયોગી થઇ પડશે; માટે મારી અને તારી બન્નેની સ્થિતિ ભવિષ્યમાં સુખી નીવડે તેટલા ખાતર વિરહના દુઃખને મનમાંથી કાઢી નાંખ અને પૂરા આનંદથી મંગલ આશીષ સાથે મને જવા માટે રજા આપ!"

કિશોરીએ સ્વામીના શબ્દોનું મનન કર્યું. પોતાના મનના દુઃખથી સ્વામીનું મન પણ દુઃખાય છે એમ તે જાણી ગઈ અને સમજી કે મનને મારીને વિયોગ વેઠયા વિના ચાલશે નહિ. તે બોલીઃ "નાથ! તમારી અભિલાષામાં હું એક અબળા અંતરાયભૂત થઉં એવી મારી ઇચ્છા નથી. પરન્તુ મારૂં કોમળ ચિત્ત કેવી અવસ્થા પામશે તે હું કહી શકતી નથી. ભલે તમે તમારી અભિલા-ષાને પરિપૂર્ણ કરો-મારી ચિંતા કરશો નહિ. હું આનંદથી-" આગળ બોલવા જતાં કિશોરીથી રડી જવાયું. તેનાં અશ્રુઓએ રતિશંકરના બાહુને ભીનો કર્યો. રતિશંકરનું હૃદય પણ દુઃખથી ભરાઇ ગયું. તે પોતાની મુસાફરીના તથા કિશોરીની સ્થિતિના વિચાર કરતો ધ્યાનમાં પડચો અને ડુસકાં ભરતી ગૃહસુંદરી તેના બાહુદ્વયમાં જ સ્વપ્નનિદ્રા અનુભવવા લાગી.

---

# પ્રકરણ ૩૩ મું.

## ડાકટરની લાયકી.

સ્હવારના સાત વાગ્યા છે. રતિશંકર, રામભટ અને કામભટ વિવિધ પ્રકારની વાતો કરતા મ્હોંમાં દાતણ ઘાલી ઓટલાપર બેઠા છે. ઘરમાં મા–દીકરી રસોઇની તૈયારી માટે સ્નાન કરે છે. એટલામાં એક સિપાઈ રતિશંકર દુર્ગાશંકરનું ઘર પૂછતો આવી પહોંચ્યો અને રતિશંકરે પોતાની ઓળખાણ આપતાં જ તે બોલ્યોઃ " સુપરિન્ટેન્ડન્ટ સાહેબ તમને બોલાવે છે. "

" મને બોલાવે છે ? " રતિશંકરે પ્રશ્ન કર્યો અને આગળ પૂછ્યુંઃ " ક્યાં આગળ છે ? "

" ત્રણ દરવાજાની ગેટપર. " ઉત્તર મળ્યો. સિપાઈ જવા લાગ્યો અને જતાં જતાં બોલ્યોઃ " તુરત આવજો; સાહેબ રાહ જોતા જ બેઠા છે."

રતિશંકરે ઉતાવળે દાતણ કાઢીને સ્નાન કરી લીધું. તુરત જ કપડાં પહેરીને તે પોલિસ સુપરિન્ટેન્ડન્ટની પાસે જવાને નીકળ્યો. ભૂતિયા ખંડેરના બદમાશોને પકડયા પછી રતિશંકરને પોલિસ સુપરિન્ટેન્ડન્ટ તથા કેટલાક કોન્સ્ટેબલોની સાથે ઓળખાણ થઇ હતી. અત્યારે પોતાને બોલાવવાનું કારણ રતિશંકર એવું માનતો હતો કે સાહેબ પોતાને ઇનામના રૂપિયા સોંપવા ઇચ્છિતા હશે.

થોડી વારે રતિશંકર ગેટપર જઈ પહોંચ્યો. સુપરિન્ટેન્ડન્ટને સલામ કરીને તેમની સામે તે ઊભો રહ્યો અને બોલ્યોઃ " સેવકને શું આજ્ઞા છે સાહેબ ? " એવો પ્રશ્ન કરતાં " રતિશંકરની આંખો પાસે બેઠેલા ડાકટરપર પડી અને સસ્મિત વદને તેનાથી બોલી જવાયુંઃ " ડાકટર સાહેબ ! આપ પધાર્યા છો કે ? "

"હા, મી. રતિશંકર! કેમ! તમારે હાથે પગે હવે તો સારી પેઠે સુવાણ છે ને?" ડાક્ટરે રતિશંકરના કુશળ સમાચાર પૂછ્યા.

"જી હા; સુવાણ છે, આપની કૃપાથી." રતિશંકરે કૃતજ્ઞતાપૂર્વક ઉત્તર આપ્યો. એક સિપાઇએ એક ખુરશી લાવીને તેની પાસે મેલી અને રતિશંકરે તેપર બેઠક લીધી.

સુપરિન્ટેન્ડન્ટે વાતની શરૂઆત કરતાં કહ્યું: "મીસ્તર રતિશંકર! મીસ્તર લોંગે પોતાની પુત્રીને શોધી આપનારને માટે રૂ. પાંચ હજારનું જે ઇનામ વર્તમાનપત્રોમાં જાહેર કર્યું હતું, તે ઇનામનાં નાણાં તેમણે મારી પર મોકલી આપ્યાં છે અને તેટલા માટે મેં તમને બોલાવ્યા છે."

"અને ડાક્ટર સાહેબને પણ તેટલા માટે જ બોલાવ્યા હશે." રતિશંકરે અનુમાન કર્યું.

"હા, તેમ જ છે. જો અમે એક સરકારી અધિકારીની દૃષ્ટિએ જોઇએ, તો એ ગુન્હો તમે અને ડાક્ટર સાહેબ બંનેએ મળીને શોધી કાઢ્યો અને તેટલા માટે તે ઇનામ પર તમારો બંનેનો હક લાગે છે." સુપરિન્ટેન્ડન્ટે પોતાનું મત ઉચ્ચાર્યું.

"એ ખરી વાત છે સાહેબ! તે ઇનામનો અર્ધ હિસ્સો ડાક્ટર સાહેબને પણ મળવો જ જોઇએ, કારણકે અમે બન્નેએ એક સરખી રીતે તે જોખમ વેઠવાનું માથે લીધું હતું."

સુપરિન્ટેન્ડન્ટના મનમાં રતિશંકરની લાયકીને માટે માત્ર એક જ ક્ષણમાં ઉચ્ચ અભિપ્રાય બંધાયો. અઢી હજાર રૂપયા જેટલો હિસ્સો બીજા માણસને આપવામાં તૈયાર થનાર એ યુવકને તેણે મનમાં જ ધન્યવાદ આપ્યો અને કહ્યું: "મીસ્તર રતિશંકર! તમારા એ ઉંચા વિચારોને માટે હું તમને ધન્યવાદ આપું છું; પરંતુ આજે અત્યારમાં જ મી. લોંગ તરફથી મને એક પત્ર મળ્યો છે અને તેમાં તેમણે એવી ઇચ્છા જણાવી છે કે

પાંચ હજાર રૂપિયાનું તે આખું ઇનામ તમને જ મળવું જોઇએ; અને જો કદિ ડાકટર સાહેબ ઇનામના અર્ધા હિસ્સાપર દાવો કરતા હોય તો પોતે અઢી હજાર રૂપિયા વધારે આપવાને તૈયાર છે એમ પણ તેમણે જણાવ્યું છે. મારે હવે શું કરવું તે બાબત હું મુશ્કેલીમાં પડયો છું."

"આપને મુશ્કેલીમાં પડવાની કાંઇ જરૂર નથી સાહેબ!" રતિશંકરે કહ્યું: "અને લોંગ સાહેબને અઢી હજાર રૂપિયા વધારે આપવાની પણ જરૂર નથી. તે ઇનામમાંથી ડાકટર સાહેબને અઢી હજાર રૂપિયા મળેલાઃ જોવાને જ હું આતુર છું. પાંચ હજારની રકમ સ્વીકારવાને હું તૈયાર નથી."

ડાકટર અત્યારસુધી મૌન બેસી રહ્યા હતા, તેમણે હવે મૌન્યભંગ કરવાનું ઉચિત માન્યું અને કહ્યું: "મી. રતિશંકર! પણ આપણે આ બધી મુશ્કેલીમાં શામાટે પડવું જોઇએ? હું ઇનામના હિસ્સા ઉપર દાવે કરવાને બિલકુલ ખુશી નથી, એટલું જ નહિ, પણ પાંચ હજાર રૂપિયાની આખી રકમ તમને મળેલી જોવાને જ ઇચ્છું છું; તો પછી તમારે શામાટે મુંઝવણમાં પડવું જોઇએ?"

રતિશંકર ડાકટરના આ ઉદ્‌ગાર સાંભળીને ચમકયો અને બોલ્યોઃ "નહિ, સાહેબ! આપની એ લાયકીને માટે હું આપનો આભારી છું, પરન્તુ ઇનામનો અર્ધ હિસ્સો આપને ન મળે તેવો અન્યાય તો હું નહિ જ થવા દઉં."

આ વાતચીતમાં સુપરિન્ટેન્ડન્ટ વચ્ચે પુરાયા અને બોલ્યાઃ "મીસ્તર રતિશંકર! મારૂં સાંભળો. ડાકટર એક સારી સ્થિતિના ગૃહસ્થ છે, તેથી ઉલટું તમે ગરીબ છો; વળી આખું ઇનામ તમને આપવામાં આવે તેથી બે માણસોનાં મન સચવાય છે; એક તો ડાકટર સાહેબનું અને બીજું લોંગ સાહેબનું; અને એક ખાનગી વ્યક્તિ તરીકે હું પણ તમને ઇનામ મળે તે જોવાને વધારે આતુર છું." એમ કહેતાં જ સુપરિન્ટેન્ડન્ટે ૩૩૩

ગીની અને ૫ રૂપિયાથી ભરેલી કોથળી ટેબલના ડ્રોઅરમાંથી કાઢીને રતિશંકરના હાથમાં મૂકી.

રતિશંકર કિંચિત્ ગભરાયો. સૌ કોઇને પોતાને જ આખું ઇનામ લેવાનો આગ્રહ કરતા જોઇને અને પોતાને એટલી બધી અગત્ય આપવામાં આવતી જોઇને મોટા મોટા અમલદારોના પરિચય વિનાનો એ યુવાન્ બ્રાહ્મણ કાંઇક ગભરામણમાં પડ્યો અને શું બોલવું તે તેને સુઝ્યું નહિ. ડાક્ટર અને સુપરિન્ટેન્ડન્ટ બંનેની સારી લાગણીના ઉપકારના બોજા તળે તેનું હૃદય દબાઇ ગયું હતું અને તેથી કેટલીકવાર સુધી તેના મુખમાંથી કાંઇ પણ શબ્દો નીકળ્યા નહિ. થોડી વારે તે શરમાતો અને સંકોચાતો બોલ્યોઃ " સાહેબ! આપના આટલા બધા આગ્રહ પાસે હું કેવળ લાચાર બની ગયો છું. ડાક્ટર સાહેબ! આપની એ માયાળુતાને માટે પણ હું ઉપકૃત થયો છું."

ડાક્ટરે કહ્યુંઃ " તમારે આભાર માન્યા વિના જ ઇનામનો સ્વીકાર કરવો જોઇએ. તમે તમારી માંદગીમાં પણ જે. જોખમ વેઠીને બદમાશોની તપાસમાં ભાગ લીધો હતો તે તમને એકલાને. જ ઇનામને લાયક ઠરાવે છે."

" હું આપનો આભારી છું." રતિશંકરે હસતે મુખે ઉત્તર આપ્યો.

પોલિસ સુપરિન્ટેન્ડન્ટે પોતાના ટેબલમાંથી એક. સોનાની કંઠી કાઢીને કહ્યુંઃ " અને મી. રતિશંકર! આ કંઠી તો તમારી નહિ કે?"

રતિશંકર કંઠી જોતાં જ આશ્ચર્ય પામ્યો અને આંખો વિકસાવતો બોલ્યોઃ " હા, સાહેબ! તે કંઠી મારી જ છે; પેલો બદમાશ **નૌત્તમલાલ** મારી પાંસેથી ઠગી ગયો હતો; આપની પાસે તે ક્યાંથી?"

" તે બદમાશ મંડળના મકાનની જડતીમાંથી ઘરેણું અને રોકડ મળીને લગભગ વીસેક હજારનો માલ મળી આવ્યો છે, તેમાં આ કંઠી

પણ હતી; અને તે કંઠી તમારી પાસેથી જ નૌત્તમલાલે ઠગી લીધી હતી તેમ તેણે પોતે કબૂલ કર્યું છે; જોકે તમે તો તે ઠગાઇ બાબત પોલિસને ખબર આપી જ નથી!"

"હા સાહેબ! પોલીસને મેં ખબર આપી નથી એ મારી ભૂલ થઇ છે, તેમ જ તે ઠગાઇથી જ બ્હાવરો બની જવાથી હું અકસ્માતનો ભોગ થઇ ઇસ્પિતાલમાં પડયો હતો અને તેથી મને ફરિયાદ કરવાની સગવડ મળી નહોતી; પરન્તુ આજે આ કંઠી જોઇને હું બહુ આનંદ પામું છું; મારી મીલકતનો એ છેલ્લો અંશ હતો, મારી સ્ત્રીનું એ છેલ્લું સાધન હતું અને તે છોડતાં મારૂં અને મારી સ્ત્રીનું અંતઃકરણ ભેદાઇ ગયું હતું, પરન્તુ નોકરીની લાલચથી તેનો ભોગ આપવા પણ હું તૈયાર થયો હતો. સાહેબ! તે કંઠી મને અત્યારે જ પાછી મળી શકશે કે નહિ?"

"ના. ગુન્હેગારોને સજા થયા પછી આ દાગીનો તમારો છે એમ સાબીત થયે તે તમને સોંપવામાં આવશે, પરન્તુ તેની તમને અત્યારે જરૂર છે?"

"જરૂર એટલી જ છે કે તે મારી સ્ત્રીને પાછી સોંપી તેના ભેદાયેલા હૃદયને પુનઃ સાંધીને સુખી કરવા ઇચ્છું છું. પોતાની કંઠી—પોતાના પિતૃગૃહની તે એકની એક પ્રસાદીના પુનઃ સંયોગથી હું તેને સંતોષ આપવા ઇચ્છું છું."

"તો હું તમને તે સોંપીશ, પરન્તુ એ શરતે કે કોર્ટ જોવા માંગે ત્યારે તમારે તે કંઠીની સાથે હાજર થવું જોઇશે."

"ઘણી જ ખુશીથી." રતિશંકરે કહ્યું અને પોલિસ સુપરિન્ટેન્ડન્ટે તે કંઠી રતિશંકરના હાથમાં મૂકી. તેના સુખદ સ્પર્શે રતિશંકરના મ્હોંને સ્મિતમય બનાવ્યું અને પોતે કયારે ઘેર જઇને તે કંઠી પુનઃ કિશોરીના કંઠમાં આરોપે તેને માટે તે તલપાપડ થઇ રહ્યો.

બીજું કાંઇ પણ કામ હવે નહિ હોવાથી રતિશંકરને સુપરિન્ટેન્ડન્ટે રજા આપી અને ડાક્ટર પણ તેનાથી છૂટા પડ્યા. રતિશંકર ઘેર આવ્યો. એક ગરીબ ગામડીયો બ્રાહ્મણ નોકરીને માટે લાંબા વખતસુધી ફાંફાં મારીને નાસીપાસ નીવડ્યા પછી પાંચ હજાર રૂપિયાની એક મોટી રકમ સાથે ઘેર આવ્યો, તે સમયના કુટુંબના આનંદનું વર્ણન કરવા કરતાં ગરીબીના અનુભવી વાચકો જ તે પ્રસંગની કલ્પના કરી લે તે વધારે ઉચિત છે.

* * * * *

"ત્યારે શું તમે મારી કંઠી એ મીલવાળાને લાંચમાં આપી નહોતી અને નૌત્તમલાલ ઠગી જ ગયો હતો કે?"

"હા, તેમ જ."

"ત્યારે તે વાત પણ તમે મને અત્યારસુધી કહી નહિ?" કિશોરી હસતી હસતી બોલી.

"કહેવાથી શું લાભ? તને તેથી વધારે દુઃખ થાત. પણ નૌત્તમલાલ આપણા પડોશમાં હવે રહેતો નથી એ તને ખબર નથી?"

"ખબર છે; પણ મારા મનમાં એમ કે તે કાંઇ ગામ ગયો હશે; અને વળી તમારી માંદગીની ચિંતામાં મને બીજો કોઇ વિચાર કરવાનો અવકાશ પણ મળ્યો નહોતો. અહો! કેવો લુચ્ચો-મીઠાબોલો-ઠગારો?"

"તેની ઠગવિદ્યાને હું સમજી શક્યો નહિ અને વળી તારૂં કહેવું માન્યું નહિ."

"હશે; ભાવી હોય તેમ બન્યાં કરે છે; મારી કંઠી-મારી વ્હાલી કંઠી મને મળી એટલે હવે સંતોષ થયો; પણ નૌત્તમલાલની સાથે પેલી રાંડ મીઠાબોલી ચંદ્રમતી હતી તે ક્યાં ગઇ?"

"તે તો ક્યાંય જોવામાં આવી નથી, પણ એ બદમાશોના મંડળની

સાથે એક બે સ્ત્રીઓ પણ પકડાઇ છે તેમાં કદાચ તે હશે.”

એટલામાં ઓરડામાં રામબાઈ આવ્યાં અને વાતચીત બંધ પડી.

## પ્રકરણ ૩૪ સું.

### વિલાયતગમન અને પૂર્ણાહુતિ.

નરોત્તમદાસ શેઠ અને રતિશંકરે વિચાર કરીને રતિશંકરને વિલાયત જવા માટેનો જે દિવસ ઠરાવ્યો હતો તે દિવસ જોતજોતાંમાં આવી પહોંચ્યો. તે દરમીયાન રતિશંકરે અમદાવાદ ખાતેથી પોતાનું થાણું ઉઠાવી લીધું હતું અને કિશોરીને સાથે લેઇને તે પોતાને ગામડે ગયો હતો. કિશોરી સ્વામીની મુસાફરીમાં વિઘ્ન લાવવા ઇચ્છતી નહોતી. તે સમજતી હતી કે સ્વામી બે વર્ષ પરદેશમાં રહેશે તે બંને વર્ષ પોતાને બે યુગ જેવા જ લાગશે, પરન્તુ ભવિષ્યના સુખની જે ચળકતી આશાઓ આકાશમાં પોતાની રેષાઓ બતાવતી હતી તેથી લલચાઇને તેણે તે દુઃખ સહન કરી લેવાનું ઉચિત માન્યું હતું. વિરહના ટૂંકા ટૂંકા સમયના અનુભવવાળી બાળા વિરહના લાંબા વખતના દુઃખની કલ્પના કરી શકી; પરન્તુ તે કલ્પનાની ઊંડાણમાં પેસતાં તે પોતા જેવી બીજી સ્ત્રીઓની સ્થિતિને સરખાવીને સંતોપ પામી.

“હે ઇશ્વર! મને ભલે દુઃખ આપજે, પણ દુઃખમાંએ સંતોષ માની લેતાં શિખવજે. સ્વામીનો વિરહ ઘણીએ બિચારીઓ વેઠે છે; ઘણીએ બિચારીઓ નાનપણમાં વિધવા થઈ હોય છે, તેઓનાં દુઃખનો તો પાર જ ક્યાં છે? પણ બિચારી વિરહિણી બાળા હોય, ઘેર નણંદ અને સાસુ સંતાપતી હોય, પીએરમાં પગ મેલવાનું ઠેકાણું ન હોય, મારા જેવી ગરીબડી હોય અને સાસુ સામે બાકરી બાંધી લડવાડ કરવાની આય ન

હોય, તે બિચારી ગરીબડીઓની શી દશા? હું તો હજી સુખી છું; સાસુ બિચારાં ભલાં, સગી માના જેવું વ્હાલ રાખનારાં, દિયર નણંદ કોઇએ નહિ, પીએરમાં મા, તે બિચારીનો હું એકલી ઉપર આધાર; સ્વામીનો વિરહ એ દુઃખ તો ખરૂં, પણ બીજી બિચારીઓના જેટલો સંતાપ નહિ એટલો સંતોષ અને દુઃખની તીવ્રતાને ઓછી કરનારૂં કારણ! હે ઇશ્વર! હું તો એટલું કહું છું કે તેમને હેમક્ષેમ પાછા ઘેર પહોંચાડજે એટલે મારે મન મને સંસારમાં સ્વર્ગ જ મળ્યું લેખીશ."

આવા આવા વિચારો કિશોરી વારંવાર કરતી અને ચાલુ પરિસ્થિતિમાં સંતોષ માનીને રહેતાં શીખતી. પોતાથી ઉતરતી સ્થિતિની એટલે પોતા કરતાં વધારે તીવ્ર વિરહદુઃખ ભોગવતી સ્ત્રીઓની સ્થિતિ સાથે પોતાની સ્થિતિની તુલના કરીને તે સુખ માનતી.

સ્વામીને પરદેશ નહિ જવા દેવાની પહેલાં હઠ લેઇને જ્યારે તેણે જોયું કે પરદેશ જવાનો સ્વામીનો દૃઢ નિશ્ચય થયો છે ત્યારે તેણે અનુકૂળ બુદ્ધિથી પોતાની હઠ મેલી દેવામાં કૃતકાર્યતા સમજવાનું ઉચિત માન્યું. આ લેખક કિશોરીની સાથે હાલની હઠીલી હેડંબાઓની અને સુધરેલી કહેવાતી સુંદરીઓની સરખામણી કરવા ઇચ્છતો નથી; પરન્તુ એટલી કલ્પના તો તેનાથી સહજ કરી જવાય છે કે આવી અનુકૂળ બુદ્ધિથી ગરીબ સંસારની શ્રેણીએ ચઢતાં સ્વર્ગનું સુખ અનુભવનારી આર્ય સ્ત્રીઓ આપણા આર્ય સંસારમાં કેટલી હશે, તેની ગણત્રી કોઇ આંગળીના વેઢા ઉપર કરી બતાવશે?

વૃદ્ધ માતાને સમજાવીને વિલાયત જવા માટે તેની અનુમતિ લેવામાં મુશ્કેલી નડશે એમ રતિશંકર માનતો હતો. પોતે જે દિવસે માતાની પાસે આવ્યો તે દિવસે જ સાંજે પોતાનો સઘળો વૃત્તાંત કે જે પત્રમાં લંબાણથી તે લખી શક્યો નહોતો તે રતિશંકરે પોતાની માતાને વિગ-

તવાર કહી સંભળાવ્યો; વૃદ્ધ માતાએ દુઃખ, આશ્ચર્ય અને છેવટે સંતોષની લાગણી સાથે તે સઘળો વૃત્તાંત સાંભળ્યો અને છેવટે વિલાયત જવાની વાત રતિશંકરે કાઢી ત્યાં તેનાથી હીબકી જવાયું! "ના મા! આપણે વળી વેલાત શું કરવા જવું પડે! એ પરાયો દેશ, આહાર વહેવાર ફેર, ત્યાં આપણાથી ન જવાય!"

રતિશંકરે માતાને વધારે વિસ્તારથી વિલાયત જવાના લાભ કહી સંભળાવ્યા, ન્યાત તરફથી કાંઇ હરકત નડશે નહિ તે બાબત તેને હિંમત આપી, પોતે દેશી રસોઇયો સાથે લેઇને જાય છે એમ પણ જણાવ્યું તોપણ તે વૃદ્ધાએ તો છેવટે એ જ જવાબ આપ્યો કે "એ બધુંએ ખરૂં પણ તું હજારો ગાઉ દૂર જાય એ સાંભળીને તો મારૂં કાળજું જ ઉડી જાય! ના મા, જાડી પીતાં પાતળી પીશું, ઝાઝાને બદલે થોડું કમાઇશું, પણ તને હું કયાંય દૂર તો નહિ જવા દઉં!"

રતિશંકર નિરાશ થયો. રાત્રિ બહુ ગઇ હોવાથી તે ઓરડામાં જઇને સૂઇ રહ્યો અને વૃદ્ધ માતાને કેવી રીતે સમજાવવી તેનો વિચાર કરતો છાપરાનાં નેવાં ગણવા લાગ્યો. કેટલીક વારે કિશોરી આવી. સ્વામીના મુખપર છવાઇ રહેલી ચિંતાતુરતા કાંઇ છૂપી રહી શકી નહિ. ચતુર કિશોરી તુરત જ તે કળી ગઇ અને જરા મજાક કરતી બોલીઃ "વિલાયત જઇને કેમ રહેવું, કેવાં કપડાં પહેરવાં, કેવો રૂવાબ રાખવો તેનો જ કાંઈ વિચાર કરતા હશો, કેમ?"

"અરે, નહિરે કિશોરી! પણ આજે હું એક મોટી ચિન્તામાં આવી પડ્યો છું, અને તે ચિન્તા દૂર કરવાનું તારા જ હાથમાં છે."

"હું અબળા, તમારી ચિંતા દૂર કરવાની મારી શી ગુંજાસ? પણ કહો તો, તમારી ચિંતા શું છે?" કિશોરીએ ઠાવકે મ્હોંએ પ્રશ્ન કર્યો.

"તને કહીશ; પણ એક વાર મને વચન આપ કે તું મને તેમાં અવશ્ય મદદ કરીશ."

"હાં, હાં, સમજી ગઇ છું; માતુશ્રી રજા આપતાં નથી એ જ ને? અમદાવાદમાં કહેતા'તા કે ગમે તેમ માતુશ્રીને સમજાવીને રજા લેઇશ; હવે સમજાવોને! મારી મદદની વળી શી જરૂર છે?"

"હવે મશ્કરી કરવી છોડી દે; મેં ઘણું સમજાવ્યું પણ સમજતાં નથી. તું કહીશ તો સમજશે. જો, તું સમજે છે; મારે ગયા વિના ચાલે તેમ નથી અને માતુશ્રી રજા નહિ આપે તો મને દુઃખ થશે!"

"ઠીક ઠીક; હું તમને રજા અપાવું, તમે વિલાયત જાઓ અને હું અહીં એકલી રહું! એવી કોણ ઘેલી હોય કે પોતાના જ પગપર કુહાડો મારે?"

"ત્યારે શું તું પણ મારી સામે થઇશ?" રતિશંકરનું મ્હોં ઓશીયાળું ગઇ ગયું. તે બોલ્યો: "માતુશ્રીની આજ્ઞાનો લોપ કરીને હું જઇ શકીશ નહિ અને નરોત્તમદાસ શેઠને એક વાર વચન આપ્યા પછી મારાથી ફરી બોલી શકાશે નહિ; ત્યારે હું શું કરૂં? કિશોરી! વ્હાલી! ભલી થઇને માતુશ્રીને સમજાવ; મને આમ દુઃખી કરવાથી તને શો લાભ છે?"

સ્વામીના હૃદયની ખરી સ્થિતિ બહાર આવી જોઇને કિશોરીએ હાંસી કરવાનું છોડી દીધું. સ્વામીને વધારે દુઃખ નહિ આપતાં તે કંઇ ભાંગી પડી અને બોલી: "નાથ! તમે જરા પણ ગભરાશો નહિ; કાલે માતુશ્રીને હું સમજાવીશ અને તમને રજા અપાવીશ; મને તો તેથી ગેરલાભ છે કારણકે હું રજા અપાવું તો મારે જ વિયોગદુઃખ વેઠવું પડે તેમ છે; પણ તમારૂં દિલ દુભાય તેવું હું નહિ થવા દઉં."

રતિશંકરને શાંતિ વળી. ગમગીની ઉડી ગઇ અને સ્મિત સ્ફુર્યું. બીજે દિવસે રાત્રે સાસુવહુ વાતચીત કરતાં બેઠાં હતાં એટલામાં કિશોરીએ

પોતાના સ્વામીના વિલાયત જવા વિષેની વાત કાઢી અને સાસુને કહ્યું: "સાસુજી! ત્યારે એમને હવે ખુશીથી રજા આપોને; જ્યારે ગયા વિના ચાલે તેવું નથી, ત્યારે રોકી રાખવામાં શો લાભ?"

ડોશીને આ ભલામણ સાંભળતાં આશ્ચર્ય થયું. તેણે કુતૂલપૂર્વક નજર કરીને કહ્યું: "વહુ! તમે શું કાંઈ ઘેલાં થયાં છો? તમારૂં કાળજું આટલું કઠણ ક્યાંથી?"

"મારૂં કાળજું કાંઇએ કઠણ નથી, પણ એમનું મન બહુ દુખાય છે એટલે હું શું કરૂં? મને એ બાબત કહેતાં કેમ જીવ ચાલે? પણ તેમ કર્યા વિના છૂટકો નથી. શેઠને કબૂલત આપી અને વળી કાંઇ પારકાને માટે થોડું જ વિલાયત જવું છે? તેમાં પણ આપણો પોતાનો જ લાભ સમાએલો છે."

"ખરી વાત કહી, દિકરી! મારો દિકરો છે અને તમારો ધણી છે; તમારૂં મન માનતું હોય તો ભલે રજા છે; હું તો ફક્ત તમારે માટે જ ના કહેતી'તી! તમને જોઇને મારી આંખો ટાઢી; તમારૂં મન દુઃખાય એટલે મને દુઃખ અને તમે આનંદમાં હો એટલે મને સુખ." એટલું કહેતાંમાં ડોસીની આંખમાં આંસુ આવી ગયાં.

ડોસીને દુઃખ થયું પણ કિશોરીના આગ્રહથી રતિશંકરને રજા આપ્યા વિના ચાલ્યું નહિ. બે દિવસ માતાના સ્નેહભર્યા સહવાસમાં રહીને રતિશંકર પોતાની સાસુને કુંકાવટીએ મળવા ગયો. એક દિવસ ત્યાં રહીને સાસુનો આશીર્વાદ મેળવી તે પાછો અમદાવાદમાં આવ્યો.

શેઠે રતિશંકરને પોતાની પાસે બે-ત્રણ દિવસ રાખ્યો અને વિલાયતમાં તેણે ખાસ કરીને કઈ કઇ બાબતોનો અભ્યાસ કરવાનો છે તે બાબત સૂચના કરી. શેઠે વધારામાં કહ્યું: "મીલના ઉદ્યોગનું પ્રાથમિક જ્ઞાન તમે અહીં અગર મુંબઇમાં મેળવી લીધું હોય તો સારૂં એમ હું

પહેલાં માનતો હતો પરન્તુ વળી કેટલાક અનુભવીઓએ મને એવી સલાહ આપી છે કે શરૂઆતથી સઘળું જ્ઞાન તમે ઇંગ્લાંડમાં જ મેળવો તો વધારે સારૂં અને તેથી તમે ત્યાં જ ધ્યાન દઇને એ ધંધાનું 'થીઅરેટીકલ' અને 'પ્રેકટીકલ' જ્ઞાન મેળવજો."

"વારૂ; લૅાંગ સાહેબે પ્રેકટીકલ જ્ઞાન મેળવવામાં મને મદદ મળે તેટલા માટે પોતાના એક મિત્રપર ભલામણનો પત્ર લખી આપ્યો છે."

"તો વળી વધારે સારૂં; જુઓ, ખર્ચને માટે મુંઝાશો નહિ; મારી સઘળી મિલ્કત હવે મેં ધર્માદા ખાતા પાછળ અને દેશમાં હુન્નર ઉદ્યોગનો વધારો થાય તે પાછળ ખર્ચવાનો ઇરાદો રાખ્યો છે. તમારી મા તથા સ્ત્રી વગેરેને પણ કાંઇ અડચણ નહિ પડે તે બાબત ખાત્રી રાખજો અને નિશ્ચિંત રહીને અભ્યાસ કરજો."

"વારૂ."

"આવતી કાલે હું મુંબઈ જઉં છું; તમે મારી સાથે જ આવજો, અને આ અઠવાડિયામાં જ રવાના થઇ જાઓ; કેમ ?"

"જી હા." રતિશંકર પ્રત્યુત્તર આપ્યો.

*　　*　　*　　*　　*

શનિવારનો દિવસ છે. વિલાયતની મેઇલ સ્ટીમરપર ચડવાને ઉતારૂઓ જૂદી જૂદી સ્ટીમલોંચોમાં રવાના થાય છે. નરોત્તમદાસ શેઠ પણ રતિશંકરને વળાવવા માટે પોતાના કેટલાક મિત્રોની સાથે બંદરપર આવ્યા છે. સૌ આનંદમાં છે. ફક્ત રતિશંકર જ કિશોરી અને વૃદ્ધ માતાના સ્મરણથી કાંઇક મ્લાન મુખવાળો જણાય છે. વખત થતાં પોતાના સરસામાન સાથે રતિશંકર નરોત્તમદાસ વગેરેને હર્ષાશ્રુ સાથે વંદન કરી વિદાય થયો.



## ઉપસંહાર.

રતિશંકર વિલાયત ગયો. ત્યાં તેણે પોતાનો અભ્યાસ શરૂ કર્યો. મી. લોંગે પોતાના જે મિત્ર ઉપર ભલામણનો પત્ર લખી આપ્યો હતો તેણે રતિશંકરને અભ્યાસમાં સારી મદદ કરી અને હાલમાં તે વિલાયતમાં અભ્યાસ કરવા ઉપરાંત મીલ ઉદ્યોગના અનુભવને લગતું જ્ઞાન પણ ઠીક મેળવી શકે છે.

કિશોરી દિવસો ગણ્યા કરે છે અને દર શનિવારે કાગળની રાહ જુએ છે. રામભટને રૂ. ૧૦૦ મળી ગયા છે અને કામભટને હજી કાંઈ મળ્યું નથી પણ તેને આશા છે કે રતિશંકર વિલાયતથી આવશે એટલે તેને અવશ્ય કાંઇક દક્ષિણા આપીને ખુશ કરશે. રામભટની કરડી આંખથી કુંકાવટીના બ્રાહ્મણો રતિશંકરના પરદેશગમન વિષે ચૂં કે ચાં કરતા નથી!

* * * * *

નોત્તમલાલને પાંચ વરસની સખ્ત કેદની સજા થઇ છે. ચિન્તુલાલ ત્રણ વર્ષની સજા પામ્યો છે. તેના બીજા સાક્ષીઓએ પણ પોતપોતાના ગુન્હા કબૂલ કર્યા હોવાથી તેઓ વધુ ઓછી સજા પામ્યા છે. ચંદ્રમતી બદમાશોની સાથે શામેલ રહેવા માટે ૬ માસની સાદી કેદ ભોગવી આવી છે અને હવે તો તે અમદાવાદમાં રહેવા ઇચ્છતી નથી. તેનો વિચાર મુંબઇ જઇને સોનેરી ટોળીના મેમ્બર થવાનો હોય તેમ જણાય છે. નોત્તમલાલ પાંચ વર્ષે કેદમાંથી છૂટીને આવે ત્યાંસુધી તે રાહ જોવા ઇચ્છતી નથી. લાલા રામચરણદાસ મીઠાબોલાઓમાં નહિ લોભાઈ જવાનું નવું શિક્ષણ પામ્યા છે. મીસ કેથેરીન બદમાશોની કેદમાંની પોતાની સ્થિતિ

સંભારે છે ત્યારે અત્યંત ભયાતુર બની જાય છે. લોંગ સાહેબની આયા માંદગીના બિછાનેથી ઉઠીને હવે તો ઘોડા જેવી થઈ ગઈ છે.

*　*　*　*　*

ડાક્ટર આનંદ કરે છે. રતિશંકરને તે ભૂલી શકતો નથી. લખમણે ભૂતનો વ્હેમ વિસારી દીધો છે અને રતિશંકરને ઘણી ઘણી વાર સંભારે છે. રતિશંકરના ઇતિહાસથી ઘણા માણસો કાંઇક નવું નવું શીખ્યા છે પરન્તુ નોકરોને ગુલામ ગણનારા શેઠ સાહેબો અને મોટાર ચલાવનારા લાલસાહેબો તો તેવા ને તેવા જ રહ્યા છે! તેઓમાં કાંઇ ફેરફાર થયેલો જણાતો નથી! કાળની એ ખૂબી!

*　*　*　*　*

નરોત્તમદાસ મરણ પામેલી મનોરમાને કોઇ કોઇ વાર સંભારે છે પરન્તુ તે વખતે તેમને તિરસ્કાર સ્ફુરી આવ્યા વિના રહેતો નથી. રામદાસ એકસરખી નિમકહલાલીથી શેઠની નોકરી કર્યા કરે છે. શેઠ પોતાના ઉદ્યોગને વધારવા અને ખીલવવા ઇચ્છે છે, પણ તેનો સઘળો આધાર હવે રતિશંકર વલાયતથી અભ્યાસ કરીને આવે તે ઉપર જ રહ્યો છે.



[ બોધદાયક સચિત્ર નવલકથા ]

# ભાગ્યચક્રનો મહામંત્ર.

## લેખક:—ચુનીલાલ વર્ધમાન શાહ.

મૂલ્ય રૂ. ૧।।, વી. પી. પોસ્ટેજ ૩ આના વધારે. પૃષ્ટ ૩૫૦, ઉંચા ગ્લેઝ કાગળ, સોનેરી પાકું પૂંઠું, ચાર ફોટોગ્રાફિક સુંદર ચિત્રો.

દુર્ભાગ્યના ચક્રમાં અટવાએલો અને સંસારમાં માતાપિતાથી હીન બની ગએલો એક નવયુવક એકાએક પોતાનું ધન ગુમાવીને નિર્ધન બને છે, અને ધનિકતાને જ મનુષ્યની લાયકી સમજનાર એક કેળવાએલો જુવાન પોતાની ભગિની કે જે તે નિર્ધન યુવકની પ્રિયતમા હતી તેની સાથેનો વિવાહ તોડી નાંખી પ્રિયતમ-પ્રિયતમાના વિશુદ્ધ પ્રેમ ઉપર કાતિલ છુરીનો ઘા કરે છે! એ ઘાની વેદના વેઠતાં એ બન્ને પાત્રો ત્યારપછી જીવનની જે જે કસોટીઓપર ચડે છે અને એક દુષ્ટ જનના કાવતરાથી તેઓને શિરે જે આપત્તિઓનો વરસાદ વરસે છે તેનું ચિત્ર વાચકના હૃદયને દ્રવીભૂત કરી નાંખે છે. એ કાવતરાથી નાયિકાના પિતાનું ખૂન થાય છે અને એ ખૂનના કાવતરાની શોધમાં એક ચતુર ડિટેકટીવ જે ભૂલથાપમાં પડે છે અને છેવટસુધી ગુન્હેગારને શોધી શકતો નથી તે વસ્તુસંકલના અદ્દભુત છે.

મળવાનું સ્થળ

**ચુનીલાલ વર્ધમાન શાહ**

સારંગપુર, અમદાવાદ.

**અને જાણીતા બુકસેલરો.**